# કાળો નાગ.

લખનાર

ગુલશન.

પ્રગટ કરનાર

એદલ હોરમસજી દેશાઈ.

# કાળો નાગ.

એક પારસી સંસારી વારતા.


લખનાર :—ગુલફામ

તે

જાંહગીર નશરવાનજી પટેલ.



પ્રગટ કરનાર

એદલ હોરમશજી દેશાઈ.

આવૃતી પહેલી.

ઇ. સ. ૧૯૨૨.

કીમત રૂ. ૨॥.

# મારી તરફના બે બોલ.

"મામા પરણે ને મા પરીસે" આ કેહેવત બાવા આદમના વખતની છે એ તો સર્વે કોઈ જાણે છે. ઇંગ્રેજીમાં સાધારણ રીતે બોલાય છે કે "you cá.me, I cá thee." આને મળતુંજ કાંઇ સાંટક હાલમાં આવી બન્યું છે. હું પોતે વારતાના ને મુસાફરીના ચીથરાં અવાર નવાર ચચડાવી કાહાડું છુ અને રમુજના રણસંગ્રામમાં ફાંફાં મારૂં છું અને તેજ મેદાનમાં મીત્ર ગુલફામ પણ રમી રહેલો છે.

જ્યારે મી૦ ગુલફામે પોતાનુ આ "કાળા નાગ" નામનું પુસ્તક લખી તૈયાર કરયું ત્યારે મને વીનંતી કરી કે મારે તે વાંચી બે બોલ સુચના આકારે કરવા. કેમ ના કહું? બે ચાર કારણોને લીધે મેં આ વાર કલમ હાથમાં ધરી છે. પેહલું તો એ કે મી૦ ગુલફામ કાંઈ વરસો થયાં મારા એક ભરૂસેદાર હમશરીક લેખક છે. વળી તેવણની મતી હાસ્યરસ તરફ ઢળતી છે જે મારી તબીઅતને માફક આવતી છે. ગુલફામે આ પત્રની હાફીસમાં કલમને ઘસ ઘસ કરીને દુનીઆદારીનો, તેમાં ખાસ કરીને પારસી દુનીયાદારીનો બહુ અચ્છો અનુભવ મેળવ્યો છે, એટલે એમની વારતામા છાબરડા જેવું તો હોયજ નહીં.

મેં પેહલાંથીજ સરત કરી હતી કે હું જાડું માખણ લગાડનાંર નથી, જે ખરૂં હશે તે કહીશ. વારતાનું વણું સીલસીલાબંધ વાંચવા લાયક છે. આખી કેતાબમાં ઘણા

ખુનો નજરે પડે છે તો કાંઈક ઓછાં કીધાં હોત તો હું વધારે પસંદ કરત. દાખલા તરીકે એક હીંદુ સોલીસીટર એક પારસીને ભોંયરાંમા નાખી દઈ ફાલકું ઘાંકી દઈ મારી નાખવાની તજવીજ કરે છે એ બનવા જોગ નથી. કેહવામા આવે છે કે ભોંયરાંમા ઉજરડાંની કે હવાની જાત નથી તો તેમા માણસ એક કલાકબાં જીવી કેમ શકે. વળી જરા વારમાં ભોયરૂં પાણીથી ડોકાં સુધી ભરાઈ જાય છે તો એ પાણી કયાંથી આવ્યું? એવી એવી નાહાની અસંભવીત બીનાઓ એક બાજુએ મુકીશું કારણ કે ત્યાં વગર કથામાં રસ આવે નહીં. બાકી ભાશા સારી છે, વારતાનું વર્ણ પણ ઠીક રચયું છે. ધનજીશા સરાફને એકદમ ફરેસ્તો બનાવી દીધો છે અને..................હીંદુ. વકીલને છેકજ શેહેતાનની ઓલાદનો ચીતારચો છે. તેમાં જરા અતીશયોકતી જેવું લાગે છે. એકજ ચીજ મને પસંદ આવી નથી. તે એ કે જાહેર ખબરો કેતાબની છેડે અથવા શરૂઆતમા આપવાને બદલે વાંચણની વચે વચ ઘુસાડી દીધી છે તે ઠીક લાગતું નથી. અરધું પાણું વાંચ્યું કે ધનશાહે લાખ રૂપીઆ કહાડી આપયા અને તેની નીચે "બાલને લગાડવાનું તેલ" આવી જાય તો જરા આંચકો લાગી જાય છે.

મારૂ ઘણુ મન થયું કે વારતાનુ વર્ણ અંહીં સમજાવું પણ તારે પછી ચોપડીને વાસતે પૈસા કોણ ખરચે એવા વીચારથી અત્રેજ ખતમ કરૂં છું.

લા૦ **જાંહાંગીર બે. મરઝબાન.**

બનામે યઝદ.

# કાંઇક ખુલાસો.

મહેરબાન વાંચનાર—

આવી વાર્તાઓ કેવાં કુટુંબોમાં અને કેટલી ઉમરના માણસો વચ્ચે વંચાય છે તેનો કાંઇક અનુભવ મેં મેળવેલો હોવાથી આ મારી નાનકડી વાર્તામાં મેં નેકી નીતી અને સચવટનો તરીકો અખંડ સંગીન રાખ્યો છે અને હું હીમતથી કહીશ કે મારા સર્વથી સખ્ત ટીકાકારો પણ એ બાબતમાં મને સહેજબી બદનામી આપી શકશે નહીં. મેં એવોજ નીયમ રાખ્યો છે કે કોઇનું દીલ દુખવવું નહીં. યુનાઇટેડ સ્ટેટસના હાલના પ્રેસીડંટ હરડીંગ જ્યારે એક મોટા વર્તમાનપત્રના માલેક અને મુખ્ત્યાર હતા ત્યારે તેમણે પોતાના સઘળા મદદનીશો જોગી ચોકસ સુચના બહાર પાડી હતી. તેમાં એક મુખ્ય સુચના નીચે મુજબની હતી:

"We want this paper so conducted that it can go into any home without destroying the innocence of any Child."

મેં હમેશાં આ શીખામણ મુજબ ઓસ્તવારીથી ચાલવાની કોશેશ કીધી છે અને હું દુવા ગુજારૂં છું કે મારી જીંદગીના છેડા સુધી તેજ નીયમ મુજબ ચાલવાની ખુદા મને તોફીક દે.

આ મારી વાર્તા વરસોની વાત ઉપર "ગપ સપ" ચોપાન્યાં મધે "દોલતમંદ દહંત"ના ટાઇટલ હેઠળ પ્રગટ થઇ હતી અને તે વાર્તાએ સારી લોકપ્રીયતા મેળવેલી હોવાથી અને તેને એક પુસ્તક રૂપે બહાર પડેલી જોવાની ઇચ્છા મારા ઘણાક મીત્રોએ દેખાડેલી હોવાથી આ વાર્તા મેં પુસ્તક રૂપે પ્રગટ કરવાનો ઇરાદો રાખ્યો હતોજ તેટલા મારા મીત્ર મી૦ એદલજી દેસાઇ ઉલટભર બન્યા અને પોતાની ગીરેથી તે છપાવવાની તેમણે ઇચ્છા દેખાડી જે ઇચ્છાને અનુસરીને મેં તેવણને આ કામમાં મારી અદના મદદ આપી. વાર્તાનું નામ બદલ્યું છે કારણકે આગલું નામ મારા વીચાર મુજબ બંધબેસ્તું મને લાગ્યું હતુ નહીં. અસલ વાર્તાનો સઘળો ભાવાર્થ અને અસલીયાત આ ચોપડીમાં મેં જાલવી રાખ્યાં છે પણ સહેજ ઉપર ટપકેનો ફેરફાર મેં કરી લીધો છે. મારે અત્રે કહેવું જોઇયે કે આ વાર્તાનો પ્લોટ મારી પોતાની કલ્પના મધેથી ઉપજાવેલો "ઓરીજીનલ" છે પણ તેમાં આવતો એક બનાવ—"ભોંયરાંમાં પાણી છોડી ધનજીને ડુબાડીને મારી નાંખવાની દુરગાશંકરની કોશેશ"—વાળો બનાવ મેં એક સીનેમા ફીલમ ઉપરથી લીધો છે. પણ વાર્તાનું આખું વણું અને બીજી સઘળી બાબતો કોઇબી આધાર વના મેં ઉપજાવી કહાડી છે. "ભોંયરાંમાં પાણી કયાંથી આવ્યું!" આ સવાલનો જવાબ વાર્તા મધેથીજ મળશે. ફીનારા ઉપરનું સ્લુસ તે કામ બજાવે છે.

મારા મહેરબાન શેઠજી જાંહગીરજી બેરામજી મરઝબાને મારી આ વાર્તાને માટે પોતા તરફના "બે બોલ" લખી આપ્યા છે તે માટે હું તેવણનો ભારે આભાર માનુ છું અને તેમાં ખાસ કરીને

એવણુ સાહેબે મારે માટે જે, મગરૂરી ઉપજાવનારા સંખુન લખ્યા છે તે માટે હું એવણુનો અતીશય હેશાનમંદ થયો છું. એવણુની આએ તથા આગલી અસંખ્ય મહેરબાનીના દાખલા હું મારી જીંદગીના છેડા સુધી કદીબી ભુલીશ નહીં.

છેવટે–મેહરબાન વાંચનાર–મારી તમને અરજ છે કે ભુલ અને ખામી જો આ વાર્તાના કોઇ ભાગમાં તમો જુઓ તો તે દરગુજર કરજો—ભુલ વનાનું કોઇબી માણુસ નથી એમ વીચારી લેજો—કાંઇ સારૂ લાગે તો તેની કદર કરવાની મહેરબાની ફરમાવજો અને જે દીલસોઝી પ્રીતી અને ચાહેના મારાં લખાણો તરફ તમોએ સામાન્ય રીતે આજ લગન દેખાડી છે તે ચાલુ રાખવાની કૃપા કરજો.

લા૦ દુવાગો,

ગુલફામ.



# પ્રગટ કરનાર તરફનો દીબાચો.

શીયાળાની સીઝનની સમીસાંજે લાયબ્રેરીમાં બેસી હું એકાદ જાણીતા નોવેલીસ્ટની નોવેલ વાંચતો હતો, અને વાંચતાં વાંચતાં મારા મનમાં વીચાર આવ્યો કે એકાદ જાણીતા પારસી નોવેલીસ્ટની કલમથી લખાયલી કોઇ સુંદર વાર્તા ને એક મનોહર પુસનક રૂપે હું મારી તરફથી બહાર પાડું અને આજે મને જોઇને મગરૂરી તેમજ ખુશી ઉપજે છે કે પારસી લેખકો માહેલા એક આગેવાન લેખક અને તમામ ગુજરાતી સાહીત્યના સર્વોતમ રમુજી લેખક ગુલફામ તે જેહાંગીર નશરવાનજી પટેલની જાણીતી કલમથી લખાયલી પારસી સંસારી એક જોરાવર પલોટની બોધદાયક વાર્તા આ પુસ્તક રૂપે રજુ કરવા હું ભાગ્યશાળી થયો છું. ભાઇ ગુલફામની આ વાર્તા કેટલી રસ રસતી છે તે વીશે હું કાંઇજ કહેવા માંગતો નથી. પાછલા સફાઓ તેની મુંગી ગવાહી પુરી પાડે છે.

ભાઇ ગુલફામ જેવા સારા લેખકો બહુજ થોડા છે અને રમુજી લેખકો માહે તો તમામ ગુજરાતીઓમાં હીંદુ પારસી, મુસ્લીમોમાં જણાયલાં બે ત્રણ કોમીક લખનારાઓ સાથે ગુલફામનો દરજ્જો સર્વથી વગર શકે પહેલ્લો છે. હું ઉમીદ કરૂં છું કે આ ચુનંદા લખનારની એવીજ બીજી ફાંકડી વાર્તાઓ પ્રગટ કરવાને હું ભાગ્ય-

શાળી બનું. આ વાર્તાને એક નમુનેદાર પ્રસંગોપ્રાત દીબાચાથી દીપાવવા માટે આપણી કોમના પાયોનીયર પત્ર જામે જમશેદના બુઝોર્ગ માલેક અને કુશલ જરનાલીસ્ટ શેઠ જેહાંગીરજી બેરામજી મરઝબાનનો હું ઘણો આભારી છું.

આ ચોપડીને મેં મારા એક અતલગના બેલી અને મારા માનવંત મીત્ર તેમજ મુંબઇ મધ્યે કપડાં રંગવા ધોવા તેમજ રંગ બેરંગી રંગથી સુંદર ચુંદરીઓ છાપવાનું સર્વથી પહેલ્લું સાહસ શરૂ કરનાર ભાઇ સોરાબજી એદલજી બહમનજી પોલીઆ દેશાઇને મેં અર્પણ કર્યું છે. એવણ ભાઇ મારી તરફ ઘણીજ વ્હાલ અને મમતા ધરાવતા હતા અને મારા દીલસોઝ મીત્રોમાંના એક હતા તેમની વ્હાલી યાદની પીછાનમાં આ પુસ્તક મેં તેમને અર્પણ કર્યું છે. મરહુમનો જન્મ નવસારી મધ્યે મોટે ફળીએ આવેલી પોલીયા દેશાઇઓની પોલમાં થયો હતો. મરહુમ ૯ વરસની બાલ વયે મુંબઇ આવ્યા હતા અને અત્રેની સર જે. જે. સ્કુલમાં થોડોક અભ્યાસ કરી સાસુન સીલક મીલમાં જોડાયા હતા, ત્યારબાદ મરહુમે દેશાઇ કું. ને નામે પારસી લેડીઓના રંગબેરંગી પોશાકો રંગવાનું તેમજ ધોવાનું કારખાનું કાઢયું હતું. મરહુમ પારસી તરીકે રંગારાનો ધંધો કરનારા પહેલ્લાજ હતા, કે જેનું અનુકરણ આજે અનેક પારસીઓ કરી બેઠા છે. મરહુમ દીલે ઉદાર અને ગરીબો તરફ ઘણા દયાવંતા હતા. તેમની હૈયાતી દરમ્યાન ગરીબો માટે મુગે મોંડે તેમને પોતાથી બની શકતી સખાવતો કીધી હતી. આ

પુસ્તક આટલું જલદી અને સફાઇથી સુંદર રીતે છાપી આપવા માટે મારા લાયકીવાલા મીત્ર તે નવરંગ પ્રીંનતીંગ પ્રેસના સાહસીક માલેક ભાઇ અરદેશર ખરશેદજી દેશાઇનોં હું આભારી છું.

આએ ચોપડીમાં અનેક ઉપ્યોગી સુચનાઓ સુચવવા માટે મારા માયાળુ મીત્ર ભાઇ હોમી નવરોજી ગજદર તે મેશરસ બાલીવાળા એન્ડ હોમી (ચશમાના વેપારીઓ) ના ભાઓનો હું ઉપકાર માનું છું.

છેવટમાં આએ ચોપડીમાં પોતાના ધીકતા ધંધાની જાહેર ખબર આપી મારાં સાહસને ધરખમ ટેકો આપનારા મારા તમામ દીલસોઝ મીત્રોનો હું અંતઃકરણ પૂર્વક આભાર માનું છું."

દુવાગીર,

બજારગેટ સ્ટ્રીટ કોટ,
મુંબઇ, તા૦ ૧-૯-૨૨.

એદલ હોરમશજી દેશાઇ.

મારા મરહુમ માનવંત મીત્ર

પોલ્યા દેશાઇજી

**શેઠ સોરાબજી એદલજી બહમનજી દેશાઇ**

ની

પવીત્ર પ્યારી યાદને આ પુસ્તક

અર્પણ કરવાની હું રજા લઉં છું.

જે શેઠ સોરાબજી દેશાઇ

નવસારીના પોલ્યા દેશાઇ ખાનદાનના

**એક નબીરા,**

એક દુર અંદેશ જરથોસ્તી અને મારા

અતલગના ભેરી હતા–તેવણુના રૂહને

શાંતી હોજો!

**એદલ હો૦ દેશાઇ.**

બનામે ખુદા.

# કાળો નાગ.

## પ્રકરણ ૧ લું.

### જુરીનો એકમતી અભીપ્રાય.

:o:

ખુદા જાણેછ, ખરાંનું બન્યુંછ ખીલાફ,
જુઠી જુબાનીપર થયોછ ઇનસાફ.

"ઇશ્વર સ્મક્ષ, જે ખરા હસેલ તેજ સોગંદ વર સાંગા; ખરા સીવાય દુસરા કામ સાંગયચા નાહી; એ જજ સાહબને પંચ ન્યાય કરાલા બસલા હાય તેચી જવલ ખરા સાંગા; વેલ–તુજા નામ કાય?"

પારસી ઇનટરપ્રેટર, ઉપલુ લખ્યું છે તેવું કંઇ અગરમ બગરમ મોહડે કીધેલું એટલું તો સપાટામાં બોલી ગયો કે શાક્ષી બાપડો તે બોલેલું અરધુંજ સાંભળી શકયો અને જે કાંઇ તે સાંભળી શકયો તે માંહેલું ફકત અરધુંજ તે સમજી શકયો.

ફોજદારી સેશનસ કોરટમાં મુકદમો ચાલતો હતો. એક જવાન પારસીને ગંભીર આરોપસર તોહમતદારના પીંજરામાં ઉભો કરવામાં આવ્યો હતો અને તેની વીરૂધમાં જુબાની લેવામાં આવતી હતી.

સાક્ષીને ઇનટરપ્રેટરે ઉપર જણાવ્યું છે તે મુજબ સવાલ કર્યો અને શાક્ષી બોલ્યો "મારૂં નામ બાલાજીશંકર છે."

શાક્ષીએ મરેઠી ભાષામાં જુબાની આપી જે આપણાં વાંચનારાંઓની સગવડ કાજે ગુજરાતીમાંજ અત્રે રજુ કરીશું.

સાક્ષીએ કહયું કે "દુરગાશંકર નાથાભાઇ સોલીસીટરની ઓફીસમાં હું આજે સાત વરસ થયાં નોકરી બજાવું છું. મારી ઉમર કેટલી તે મને યાદ નથી પણ ૪૦ ની હશે."

ફરયાદપક્ષના બારીસ્ટરે સવાલ કર્યો "તા૦ ૮ મી ફેબરવારીને દીવસે શું બન્યું!"

સાક્ષીએ કહયું "તે દીવસે સાંજના સાત વાગે આરોપી ધનજીશાહ આફીસમાંથી ગયો ત્યારે મેં ધારા મુજબ તેને સલામ કીધી. તે વેળા તેણે ભુરા રંગનો (બ્લ્યુ કલરનો) એક ઓવરકોટ પહેરેલો હતો. કોઇ દહાડો તે ઓવરકોટ પહેરતો હતો નહી માટે તે જોઇને મને અજબ લાગ્યું માટે મેં પુછ્યું કે "સાહેબ કાંઈ ઠંડી લાગે છે કે?" એને કહયું "નહી" અને પછી એ બહાર ગયો."

સ૦—તેં એને સવાલ કર્યો એમ તું કહેછ તે શું તુને એવણુ સાથે વાતચીત કરવાનો વહેવાર હતો કે?

જ૦—હાજી. બે વરસ થયાં એવણુ નોકરી રહેલા હતા અને તે દરમ્યાન અમોને જયાર ત્યાર વાતચીત થયલી.

સ૦—પછી શું બન્યું?

જ૦—હું આફીસમાંજ રહું છું. રાતના આસરે નવ વાગે ધનજીશાહ પાછો આવ્યો તે વેળા પણ ઓવરકોટ પહેરેલો હતો અને ટોપી છેક નીચી કરીને મોહડું ઢાંકેલું હતું.

સ૦—ટોપી કેવી હતી?

જ૦—સાહેબ લોક પહેરે છે તેવી.

સાક્ષીને એક મોટી એલઉડ હેટ દેખાડવામાં આવતાં તેણે કહયું કે આવીજ ટોપી તે હતી. તેવણ સીધા આફીસ રૂમમાં ગયા અને મેં પુછયું કે રાત પડી કેમ આવવું પડયું? ત્યારે તેવણ બોલ્યા કે 'ચુપ!' હું કશું બોલ્યો નહી અને તેવણે આફી-સમાં જઇ અંદરથી બારણું બંધ કીધું. અરધો કલાક જવા પછી તેવણ પાછા બહાર નીકળ્યા અને હું કાંઇ પુછું પરછું તે અગાઉ તો તેવણ એક ભાડુતી વીકટોરીયામાં બેસીને ચાલી ગયા. પછી આફીસમાં કાંઇ અજવાળું થયું હોય તેવું મને લાગ્યું. તરતજ મેં તપાસ કીધી તો માલમ પડયું કે મોટા સાહેબના ઓરડામા બળતું થયું હતું.

સ૦—મોટા સાહેબ તે કોણ?

જ૦—ડુરગાશંકર શેઠ. ભડકું મોટું હતું માટે મેં તરતજ આગની બુમ પાડી અને પછી તરતજ ટેલીફોન કરીને શેઠને ઘરે ખબર આપી. હું આગ હોલવવા દોડયો પણ મારા હાથ દાઝી ગયા ને હું બેહોશ થઇ ગયો. મને કશી ખબર રહી નહી. તે પછી મને હોસ્પીટલમાં લઇ જવામાં આવ્યો હતો અને જયારે સાજો થયો

ત્યારે મને ખબર મલી કે ધનજીશાહ ઉપર ચોરી કરવાનો અને આગ લગાડવાનો આરોપ મુકવામાં આવ્યો હતો.

આ પછી સાક્ષીની ઉલટ પાલટ તપાસ આરોપીના બેરીસ્ટરે નીચે મુજબ લીધી:—

સ૦—તારી સાથે આરોપીએ હમેશાં કેવી વરતણુંક ચલાવી હતી ?

જ૦—ઘણીજ સારી. મારી ઉપર એ ઘણોજ મેહેરબાન હતો. મને અનેક વાર એણે મદદ કીધી છે. હું બીમાર પડયો હતો ત્યારે એણે મારી સારવાર કીધી હતી, અને એણેજ મને દવા લાવી આપી હતી.

સ૦—ત્યારે એની વીરૂધમાં તું કાંઇ ખોટું બોલે તો એને ઘણું મોટું નુકશાન થાય એમ તું જાણેછ કે ?

જ૦—એની વીરૂધમાં એક બોલબી ખોટો બોલવા અગાઉ હું મારી જીભ કાપી નાખું. એ એવો ભલો છે કે એને આએ હાલતે જોતાં મારો જીવ બળી જાયછ.

સ૦—જે ધણી નવ વાગે પાછો આરીસમાં ઓવરકોટ પેહેડીને આવ્યો હતો તે ધનજીશાહજ હતો એવી તારી ખાત્રી કેમ થઇ ? કોઇ બીજોબી હોય.

જ૦—જે ઓવરકોટ પહેડીને તે ગયો તેજ ઓવરકોટ પહેડીને તે પાછો આવ્યો હતો. ટોપીબી તેજ હતી. એનું તનબદન

હું ઓળખી શકું. અવાજથી એનોજ મને લાગ્યો અને જો કે અંધારૂં હતું છતાં મને ચેહેરો એનોજ હોય એમ દેખાયો.

આ પછી કાવસજી કુરાકરીની જુબાની લેવામાં આવી. તે તે અપ-ટુ-ડેટ યુરોપીયન પોશાકમાં સાક્ષીના પીજરાંમાં આવી ઉભો. તેની ઉમર આશરે પાંત્રીસ વરસની જણાતી હતી. મુછના આંકડા વળદાર ચહડાવેલા હતા અને સારી ગુજારાનો માણસ હોય તેવો દેખાતો હતો, ચંચળ ચગોર આંખથી તે ચોગમ જોતો હતો અને ફરેલ હરેલ ખુશાલ જીંદગીની મોજ ભોગવતો હોય તેવો જણાતો હતો.

તેણે જુબની આપતાં જણાવ્યું કે "આરોપી ધનજીશાહ સામે જુબાની આપતાં મને ઘણુંજ દુઃખ થાય છે. એ ઘણોજ ભલો અને લાયકીવાલો હતો એમ હું માનતો હતો. એની તરફ મારી સંપુરણ દીલસોજી હતી અને એ પોતેબી કબુલ કરશે કે મેં એને સુખી થયલો જોવાની કાળજી રાખી હતી. તા૦ ૮ મી ફેબરવારીને દીવસે હું મી૦ દુરગાશંકરને મળવા ગયો હતો. દુરગાશંકરના આફીસ રૂમમાં દુરગાશંકર અને આરોપી હતા. દુરગાશંકર કાંઇ કાગળ એની પાસેથી લખાવતા હતા. હું બેઠો અને દુરગાશંકરે મારી સાથે વાત કરવા માંડી. આરોપી ઉપર દુરગાશંકરનો વીશ્વાસ હતો, માટે તેની હાજરીમાં મેં વાત ચલાવી. મારા બદનમાં એક ઓવરકોટ હતો જે આરોપીએ જોયો અને મેં ઓવરકોટ કહાડીને એક ખુરસીપર મુકયો જે આરોપી બારીકીથી તપાસવા લાગ્યો. મેં આરોપીને પુછયું 'મી૦ ધન, તુંને આએ ઓવરકોટ

ગમેછ કે?' એણે કહયું 'મને ઘણો ગમેછ, પણ એ તો ઘણો મોંઘો હોશે'. મેં કહયું 'તુને ગમતો હોય તો બેલાશક તું લે'. એણે પહેલાં તો આનાકાની કીધી પણ મેં બોંહશ કરીને ઓવરકોટ ભેટ આપ્યો. એ રૂમમાંથી બહાર ગયો ત્યારે કુરગાશંકરે મને કહયું, "મારા માનીતા એસીસ્ટંટ તરફની તમારી આવી દીલસોજીથી હું ઘણો આભારી થયોછ. એ એવો ભલો છે કે એને દરેક રીતની મદદ કરવાને હું ઘણોજ ખંતી છું." બીજે દહાડે મને માલમ પડયું કે કુરગાશંકરની આફીસમાં આગ લાગી હતી અને ચોરી થઇ હતી, અને તે માટેનો આરોપ ધનજીશાહ ઉપર મુકવામાં આવ્યો હતો."

ઉલટપાલટ તપાસમાં સાક્ષી કાવશજી કરાકરીએ જણાવ્યું કે "મારા પીતાથી મને સારી રકમનો ફાળો મલ્યો છે અને તે ઉપર હું મારો ગુજારો ચલાઉં છું. એક મીલકત ખરીદ કરવાની બાબતમાં કુરગાશંકરની સલાહ લેવાને હું જયાર ત્યાર તેવણ આગળ જતો હતો. મારો ઓવરકોટ મેં પેરીસની મારી છેલ્લી મુલાકાત વેળા ૧૦ ગીનીની કીમતે ખરીદયો હતો. એવો ઓવરકોટ મુંબઇમાં કેથે મળી શકે એમ હું માનતો નથી. અને એવો ઓવરકોટ કોઇ બીજાના અંગમાં મેં કદીબી જોયો નથી. હું પેરીસ ખાતે ચોક્કસ સાંચાકામની ખરીદી કરવા ગયો હતો જે વેળા મેં આ ઓવરકોટ ખાસ ઓરડરથી બનાવ્યો હતો."

આ પછી એક કોનસ્ટેબલે નીચે મુજબ જુબાની આપી:—
"મને મારા વડાનો હુકમ થવાથી હું વીકટોરીયા ટરમીન્સ સ્ટેશન

ઉપર દશ કે સવાદશ વાગે જઇ પુગ્યો, મેં ત્યાં આરોપીને જોયો. તેણે–મને દેખાડવામાં આવે છે તે–ઓવરકોટ પહેરેલો હતો. તેની સાથે લગેજ હતો. મેં તેને તરતજ પકડયો અને પંચ ભેગી કરીને જડતી લેતાં ફર્સ્ટ કલાસની હેદરાબાદ દખણની એક ટીકીટ મળી આવી તથા એક બલુ એનવલપ મલી આવ્યું જેની ઉપર સીલ કરેલું હતું અને 'નવાબ ઝુલફીકરખાંને પુગે' એવું સરનામું હતું."

સ૦—તે એનવેલપમાં શું હતું?

જ૦—પાછળથી તપાસ કરતાં જણાયું હતું કે તે પેકેટ મધે રૂ. ૧૫ હજારની નોટ હતી.

સ૦—એનવેલપ ઉપરના સરનામાના હરફ કોણના હતા?

જ૦—આરોપીએ પોતે કબુલ કરયું હતું કે તે હરફ આરોપીના પોતાના હતા.

હવે દુરગાશંકર સોલીસીટરની જુબાની લેવામાં આવી તેવણ આશરે ૫૦ વરસની ઉમરના જાડા ઢીમચાં જેવા, ઓલ્ડફેશન અને બોરા બાંડા હતા. તેવણે જુબાની આપી કે, "તા૦ ૮ મી ફેબરવારીને દીવસે આરોપીને મેં મારા રૂમમાં એક કાગળ લખવા બોલાવ્યો. તે વેળા મારી ટેબલ ઉપર રૂ. ૧૫૦૦૦ ની નોટ હતી. મેં કાગળ લખાવતાં સઘળું ઉંચું નીચું કરવા માંડયું, અને તેમ કરતાં નોટો મેં તીજોરીમાં મુકી. તે પછી મી૦ કાવસજી કરાકરી આવ્યા અને તેવણે ધનજીશાહને ઓવરકોટ ભેટ આપ્યો. તે પછી રાતના મને આગ લાગવાના સંબંધમાં ટેલીફોન મળતાં હું આફીસમાં દોડી

આવ્યો અને જોયું તો ધુંઆથી આગ બુઝાવી હતી પણ તીજોરીનું બારણું ઉંઘાડું હતું અને માંહેથી અવેજ ગુમ થયલો હતો."

સ૦—તીજોરીની ચાવી કોણ પાસે રહે છે?

જ૦—હંમેશાં મારી પાસે રહે છે.

સ૦—ત્યારે તીજોરીનું બારણું ઉંઘાડું રહેલું તમો જણાવો છો તે કેમ બન્યું?

જ૦—મારી તીજોરીની ડુપલીકેટ-કી હું મારે બંગલે રાખતો હતો. મારે બંગલે મારી ખાનગી તીજોરી છે. તે તીજોરીમાંથી ડુપલીકેટ-કી ગુમ થઈ ગયલી મને જણાઇ હતી.

સ૦—ડુપલીકેટ-કી ગુમ થયલી ક્યારે જણાઇ?

જ૦—આગ લાગવાના બનાવ અગાઉ મને તે ચાવીની જરૂર પડી હતી નહી માટે મેં તે વીષે તપાસ કીધી હતી નહી. પણ આ બનાવ બનવા પછી બંગલે જઇને તપાસ કીધી ત્યારે જણાયું તે ડુપલીકેટ ચાવી ગુમ થઇ હતી.

સ૦—આરોપી તમારે ઘરે કોઇ દહાડે આવતો હતો કે?

જ૦—ઘણી વાર. ઘણું કરીને દર રવીવારે એ આવતો હતો અને મારૂં કામકાજ કરતો હતો, જેનું હું એને એક્ષ્ત્રા-અલાવન્સ આપતો હતો. તે મારા બંગલાની તીજોરી કોઇ વાર ઉંઘાડતો હતો. આગ લાગી અને ચોરી થઈ તેની અગાઉ છેલ્લીવાર ક્યારે તેણે મારા બંગલાની તીજોરી ઉંઘાડી તેની મને યાદ નથી પણ હું ધારૂંછ કે તે બનાવને આગલે રવીવારે તેણે તીજોરી ઉંઘાડી હતી.

આ પછી સાક્ષી કુરગાશંકર સોલીસીટરે પોતાના બંગલાની તીજોરીનું પેઝીશન વીગેરેની વીગત રજુ કીધી અને છેલ્લાં જણાવ્યું કે "મારી આફીસનાં ઓરડીયાંઓમાં ઘણાક કીમતી દસ્તાવેજો બળી ગયા છે. કેટલાક એવા દસ્તાવેજો બળી ગયા છે કે જેથી મને અને મારાં કેટલાંક કુળોને મોટું નુકશાન થયું છે અને હવે પછી પણ તેની ઘણીજ મોટી માઠી અસર અમોને ખમવી પડશે."

વધુ સાક્ષીઓની જુબાનીઓ નોંધવામાં આવી; જે જુબાનીઓ આપણી આ વાતની બાબમાં અગતની થાય તેવી હતી નહી. અરસપરસના બારીસ્ટરોએ ભાષણ કીધાં અને તે પછી સેશનસ જજે આરોપીઓને પુછ્યું.

"બંધવા, તારે પોતે કાંઇ ખુલાસો કરવો છે કે?"

"હા નામદાર," બંધવો ધનજીશાહ બોલ્યો. તે જવાન ખુબસુરત છોકરો—બેશક માત્ર ઉમર બાવીસ વરસની હતી અને એક જવાન છોકરા જેવો લાગતો હતો તે ખુલ્લા ધીમા અવાજે બોલ્યો, "હું નીર્દોષ છું. મારો હેવાલ કહી સંભળાવવાની રજા લઉં છું. તા૦ ૮ મી ફેબરવારીને દીવસે મને મારા શેઠ કુરગાશંકરે પોતાના રૂમમાં બોલાવ્યો અને રૂ. ૧૫૦૦૦ ની નોટ આપી તે એક બ્લુ એનવલપમાં મુકવા કહયું. મેં તેમ કીધું. તેની ઉપર 'નવાબ ઝુલફીકરખાંને પુગે' એવું સરનામું કરવા મને શેઠે કહયું અને તેમ મેં કર્યું. તે પછી તે એનવલપ ઉપર શેઠે પોતાને હાથે સીલ કીધું અને મને જણાવ્યું કે રાતની ત્રેનમાં મારે હૈદરાબાદ જવું અને હૈદરાબાદના સ્ટેશન ઉપર એક માણસ મને લેવા આવશે તેની સાથે

જઇને આ એનવલપ થાવું પુગાડી તેની રીસીટ લઇ આવવી. મને પહેલા ક્લાસમાં જવા આવવાના અને બીજા ખરચના ત્રણસો રૂપયા શેઠે આપ્યા તથા આએ વાત તદનજ ખાનગી રાખવાને જણાવ્યું. તે પછી આફીસને લગતો એક કાગળ લખવા મને બેસાડયો. તેટલાં કાવશજી કરાકરી આવ્યા અને તેવણના ઓવરકોટ બાબે જેવી વાત તેણે કહી છે તે સઘળી ખરી છે. હું ઓવરકોટ પેહેરીને ઓફીસની બહાર ગયો એબી વાત ખરી છે અને મને સીપાઇ બાળાજી સાથ વાત થઇ એબી વાત ખરી છે. પણ હું ઓફીસમાં પાછો આવ્યો હતોજ નહી. હું ઘરે ગયો અને મુસાફરીની સઘળી તઇયારી કીધી અને મોડેથી સ્ટેશનપર ગયો જ્યાં મને પકડવામાં આવ્યો. મારી ઝડતી લેવામાં આવી અને પેલું એનવલપ જપ્ત કરવામાં આવ્યું. મારાં માતાજીને હું શાક્ષી તરીકે બોલાવવાનો હતો પણ તેવણ હમણાં બેહાલ બીમાર પડેલાં છે. આજે ત્રણ મહીના થયા હું તુરંગમાં છું, અને મારા માતા તથા મારી બહેન એખલાં અટુલાં ઘરમાં ગંભીર બીમારી ભોગવે છે." આટલું બોલી ધનજીશાહ ચુપ થઇ ગયો.

જજે જુરીને ચારજ આપ્યો. સેંકડો માણસો કોરટમાં હાજર હતાં અને બહુજ ઇંતેજારીથી જુરીનો અભીપ્રાય સાંભળવાને આતુર થઇ બેઠાં હતાં. આખરે જુરી પાછી હાજર થઇ અને જુરીના ફોરમેને જણાવ્યું:—

"યુનેનીમસ વરડીકટ—ગીલ્ટી!"

# પ્રકરણ ૨ જું.

——:*:——

## છેલ્લી મુલાકાત !—છેલ્લી સલામ !

—:*:—

થયો છું ખુવાર ગેરઈનસાફે આજ,
ચાલ્યું છે આજે પાપીનું રાજ,
કાવત્રું રચ્યું ખુદ લાભોને કાજ,
નાહક આમ કીધો છે મજને તારાજ,
તો વેર હું લેવશ—ન દેખાડશ રહમ,
છોડશ ન વેરીને, ખુદાના કસમ.

જુરીનો અભીપ્રાય સાંભળવા પછી જજે બંધવાને પુછ્યું. "બંધવા ધનજીશાહ કુંવરજી સુરતી, તુંને સજા શા માટે કરવામાં નહી આવે તેનું કારણ તું જણાવશે ?"

"ફરીને હું એટલુંજ કહું છું સાહેબ કે હું નીરદોષ છું." બંધવાએ ગગળાતા અવાજે કહયું. "મારી સામે દગાબાજી થઇ છે પણ દગાબાજી થવાનું કારણ હું સમજી શકતો નથી. પણ સાહેબ તમો મને સજા ફરમાવો ત્યારે એટલીજ ફકત મહેરબાની કરજો કે મારી માતાની મુલાકાત ફકત એકજવાર લેવાની મને તક મળે તેવી પરવાનગી આપજો. મારી માતા મોતને બીછાણે પડેલાં છે, અને મારાં બેહેન પણ મરણની અણી ઉપર આવી પુગ્યાં છે. ખુદાને ખાતર એટલી મેહેરબાની કરજો કે હું તુરંગમાં જાવું તે અગાઉ તે બેઉની છેલ્લી મુલાકાત લઇ શકું અને તેમને છેલ્લાં મલી ભેટી લેવું. બીજું મારે કાંઇ કહેવું નથી."

જજે તે પછી કહ્યું: "બંધવા ધનજીશાહ કુંવરજી સુરતી; તારી ઉપર નીચલા આરોપ મુકવામાં આવ્યા છે: (૧) દુરગાશંકર સોલીસીટરના બંગલાની તીજોરીમાંથી તેં આપીસની ડુપલીકેટ ચાવી ચોરી હતી; (૨) તેં ડુપલીકેટ ચાવીથી આપીસની તીજોરી ઉંઘાડી તે મધેથી રૂ. ૧૫૦૦૦ ની રકમ ચોરી હતી; અને (૩) આપીસને તેં જાણી જોઇને આગ લગાડી હતી. તું જવાન વયનો છે અને તેં હમણા સુધી સારી ચાલચલણ દેખાડી છે એ વાત હું ધ્યાનમાં રાખીશ. જુરીએ તેને ત્રણે આરોપસર એક મને તકસીરવાર ઠરાવ્યો છે અને તે મત સાથે હું મલતો થાઉં છું. હું તને પહેલા આરોપસર છ મહીનાના સખત કેદખાનાની, બીજા આરોપસર એક વરસના સખત કેદખાનાની અને ત્રીજા આરોપસર દશ વરસના સખત કેદખાનાની સજા ફરમાવું છું જે સઘળી સજા સાથે સાથે અમલમાં મુકવામાં આવશે. તારી માતા અને બહેનને મલવાની તેં અરજ કીધી છે પણ તે બાબે હુકમ ફરમાવવાની મને સતા નથી તોપણ પોલીસનું અને તુરંગના સત્તાવાલાઓનું એ બાબત તરફ હું ધ્યાન ખેંચું છું અને મને આશા છે કે તેઓ તારી ઉપર ધ્યાન પુગાડશે."

* * *

એક નાનું એક મજલાનું ઘર ધોબી તળાવની વાણીઆ વાડીમાં આવેલું હતું. તે ઘરના ભોંયતળીયે એક ઘરડી ગરીબ પારસણ રહેતી હતી અને મજલા ઉપર એક રંડાયલી બાઇ અને તેની રંડાયલી દીકરી રહેતાં હતાં. આ રંડાયલી બાઇની ઉમર આશરે ૫૦ વરસની હતી, તેણીની દીકરીની ઉમર આશરે ત્રીસ વરસની હતી.

આ બને મા દીકરી એકેકથી થોડે છેટે બીછાણામાં પડેલાં હતાં અને બોંયતળ્યે રહેતી બાઇ તેમની માવજત કરતી હતી. એક નાનો આશરે આઠ કે નવ વરસનો છોકરો એક તરફ નાની ખાટલી ઉપર ઉંઘાયલો પડેલો હતો. એક પારસી તબીબ એક ખુરસી ઉપર ગુપચુપ બેઠો હતો. ઓરડાના બારણા ઉપર બે સીપાઇ અને કોન-સ્ટેબલ ઉભેલા હતા અને પેલી બાન્નુના બીછાણાની નજદીક જમીન ઉપર ધનજીશાહ ગુડણુ ઉપર બેઠેલો હતો.

"દીકરા, મારા દીકરા !" તે બાઇ બહુજ ધીમા ડંડા અવાજે બોલી; "તું આયોકે ! મારાં કલેજાં. આખી દુન્યા ગમે તે ધારે પણ હું તો જાણુંછ કે તું નીરદોસજ છે. તારો છુટકારો થયો કે ! તુંને છોડી મુકયો કે ! દીકરા—મારા દીકરા !"

"માયજી ! માયજી !" ધનજીશાહ વધુ બોલી શકયો નહીં.

"ધન, મારા ધન !"

"માયજી, મમા, બોલોની !"

ડાકટર તરતજ બીછાણા આગળ દોડી આવ્યો અને ધનજીશાહની માતા ખરશેદબાઇને તપાસ્યા પછી ધનજીશાહના કાનમાં કહયું: "એવણ બેહોશ થઇ ગયાંછ, ઉઠો; એવણ હુશીયાર થાય તે અગાઉ જાઓ !"

"ને મારી બહેન !"

"અફસોસ !" ડાકટર બોલ્યો: "સવારથી એવણ અવાચક થયાંછ, એવણનો જે વખત જાય છે તે ખરો, ઉઠો હીમત રાખો. ખુદા તમોને મદદ કરે."

ધન ઉઠયો, તેણે પોતાની માતાના કપાળ ઉપર બોસો લીધો અને પછી પોતાની બહેનના બીછાણા આગળ તે ગયો. તેણે હળવેથી પોતાની બહેનનો તાવથી તાતી આવેલો હાથ પોતાના

હાથમાં લીધો, તે ઉપર બોસો લીધો, તેની બહેન શીરીને પોતા આંખ ઉંઘાડી, ધન તરફ ટગર ટગર થોડો વખત જોયું. અને પા બંધ કરી દીધી જે નાનો બુચો એક ખાટલી ઉપર સુતેલો હ તે શીરીનનો દીકરો થતો હતો તેની આગળ હવે ધન ગયો અને ઉંઘમાં પડેલાં બાળકના ગાલ ઉપર તેણે ચુમી લીધી.

"શુકર છે, પરવરદેગારના હજારો હજાર શુકર છે કે આ મારા માયજી ને આએ મારી બહેન પોતાની બેહોશીમાં પડયાં અને છેવટની જુદાઇના ગમથી બેખબર રહેલાં છે. માયજી, બહે છેલ્લી સલામ! તમોને પાછાં જીવતાં જોવાની હું આશા રાખ નથી; બેટા કેકુ જીવતો રહેજે સુખી રહેજે. પણ—પણ———

તે મનમાં કાંઇ બરબડયો અને જ્યારે તે બરબડયો ત્ય તેની આંખ લાલ થઇ આવી અને તેના માથા ઉપરના બાલ ઉ થયા. તે બરબડયો: "આએ બે મરતાં વહાલાંઓના બીછા આગળ હું સોગંદ લઉં છું કે જીવશ તો એકજ નેમથી જીવશ ઞ તે એજ કે મને તારાજ કરનારાઓ ઉપર અને આએ બે મા સઉથી વહાલાંઓના મરણ નીપજાવનારાઓ ઉપર હડહડતું લેવશ. શોધી કહાડશ, ખરા પાપીઓને ઘુંડી કહાડશ, અને પ સ્વાબનો ખ્યાલ કર્યા વના તેમને વવાણી વવાણીને મારશ."

"ચાલો બા—હવે આપણે જવું જોઇએ." કોનસ્ટેબલે આવ ધનના ખભાંપર હાથ મુકીને કહયું.

જાણે ઉંઘમાંથી જાગ્યો હોય તેમ ધન ભડકયો, એક જોર દમ તેણે ખેંચ્યો, અને બીછાણાઓ તરફ તેણે નજર ફેંકી, અ પછી મક્કમ ધીમે કદમે તે ઓરડાની બહાર ગયો.

# પ્રકરણ ૩ જું.

——:*:——

## નાચાર ! નીરાધાર !

—:*:—

કમનસીબીએ આએ દીધોજ ફાલો,
ગુનાહનો પડ્યો છે કલંક કાલો.

આગલાં બે પ્રકરણોમાં બનેલા બનાવોને દશ વરસ વહી ગયાં. દશ વરસ ! એ અરસામાં મુંબઇમાં શું ફેરફાર થઇ ગયા ! આલીશાં મોટાં મકાનો બંધાઇ ગયાં; ઘરોના ભાડાં ધમધુકાર ચહડી ગયાં; સીનેમેટોગ્રાફ ઉભાઇ ગયા; બેંકો ઉભી થઇ અને સુઇ ગઇ; વગેરે અનેક બનાવો પ્રજાને ખુશ કરનારા અને દલગીર બનાવનારા બની ગયા.

મુંબઇના ફ્રીઅર રોડ ઉપરની એક ઇરાનીની દુકાને ઘણા માણુસો બેસીને ચા પીતા હતા અને ચવેણું ચાવતા હતા. કોઇ તાહેલાં કરતા તો કોઇ તારીમારી ચલાવતા અને વળી કોઇ દમ વનાની તકરાર ચલાવી તેરીમેરી ઉપર આવી જતા. ઘરાકોમાં બધું પરચુટણ ખુરચણ હતું. કોઇ હીંદુ તો કોઇ મુસલમાન; કોઇ યાહુદી તો કોઇ પારસી; કોઇ ફરંગી તો કોઇ કામાટી એવો બધો મામલો હતો.

એક નાની ટેબલ આગળ એક જવાન પારસી બેઠો હતો. દશ વરસની વાત ઉપર ચોરી કરવા અને આગ લગાડવાના આરોપ

સર સજા પામેલો અને દશ વરસની ટેપ ભોગવીને હમણાજ છુટ-
કારો પામી તુરંગમાંથી બહાર નીકળેલો તે ધનજીશાહ કુંવરજી
સુરતી હતો. તેના બદનમાં સાદો જુનો કોટ, તેવુંજ ત્રાઉઝર,
ગામટી બુટ હતાં અને માથે સાઇકલ કેપ હતી. તુરંગમાં તે વસી
આવ્યો હતો અને સખત મહેનત કરી આવ્યો હતો છતાં તેનો
ચહેરો અને બદન ખીલ્યાં હતાં. જ્યારે તુરંગમાં તે ગયો ત્યારે
તેની ઉમર બાવીશ વરસની હતી; હમણા ૩૨ વરસની તે ભર જવાન
વયે પુગ્યો હતો. ગોરો ઘટમાશે પ્રાંકડો ચહેરો, તે ઉપરના ગમનાક
છાપના છાંયાં સાથે એવો હતો કે જોનારનું ધ્યાન ખેંચી રાખે.
કાળી મોટી ભભુકદાર આંખ દીલસોજી ખેંચનારી હતી. કદાવર
ભરેલું બદન હતું. પોહળાં ખભાં હતાં અને કાઠી સાધારણ કદથી
સહેજ ઉંચી હતી.

આ ટાંકણે આ જવાન ધનજીની આગલી તવારીખ ઉપર
એક નજર આપણે નાંખી લઇશું. તેનો પીતા તેને બહુ નાની
ઉમરે મુકીને મરણ પામ્યો હતો અને તેની વડી બહેન શીરીન
કમનસીબે ધનજીના પીતાના મરણ પછી થોડાજ વખતમાં રંડાઇ
હતી. ધનજીશાહના મરનાર પીતા કુંવરજીએ પોતાની જીંદગીનો
વીમો ઉતરાવ્યો હતો જેથી તેના મરણ બાદ રૂપ્યા પાંચ હજાર
ધનજીની માતા ખરશેદબાઇને મલ્યા હતા અને તે ઉપર તથા
ખરશેદબાઇ અને શીરીને ઘરમાં સીવી ભરી તથા એવોજ નાનો
રીતસરનો ઉદયોગ કરીને ગુજારો ચલાવ્યો હતો અને ધનને તેની
માતા અને બહેને કેળવણી આપવા માંડી હતી. જાતે ચંચળ અને

મહેનતુ હોવાથી તે સ્કુલમાં ખીલી નીકળ્યો અને સ્કોલરશીપ મેળવવા લાગ્યો જેથી તેની કેળવણી પાછળ ખરચ કરવાનો ઝાઝો બોજો તેની માતા ઉપર પડયો નહી. તે મેટ્રીક થયો અને બી. એ. ની પરીક્ષા તેણે પસાર કીધી અને તે પછી ડુરગાશંકરની આફીસમાં નોકરી રહયો. ત્યાં થોડો વખત ગુજારવા પછી તેની ઉપર કેમ બોહતાન આવ્યું અને તેની કેવી રીતે તપાસ ચાલી તે આપણે જોઇ ચુકયા છીએ. તે બોહતાનને પરીણામે તેને ૧૦ વરસ તુરંગમાં ગુજારવા પડયાં. તે દશ વરસમાં દર કલાકે તેણે પોતાની માતા અને પોતાની બહેનને યાદ કીધી; તે દર કલાકે તેણે પોતાના જુલમી સીતમગરો ઉપર હડહડતું વેર લેવાના સોગંદ લીધા; તે દર કલાકે પોતાના ભાણેજ કેકુને તેણે ખરા જીગરથી આશીર્વાદ દીધા; તે દર કલાક દરમ્યાન તે મનસે એકજ સવાલ પુછતો રહયો કે "ડુરગાશંકરે આવી દગાબાજી મારી સાથે શા માટે કીધી હશે?" એ સવાલનો જવાબ તે આપી શકયો નહી. તુરંગમાં મુદ્દત ગુજારવા દરમ્યાન તેણે જે ઉદ્યોગ કર્યો હતો તેના બદલામાં તે તુરંગમાંથી બહાર નીકળ્યો ત્યારે એક નાની નાણાંની રકમ તેને મળી હતી. તે ઉપર હમણાં તે ગુજારો ચલાવતો હતો. પણ નવી નોકરી શોધવા અથવા કોઇ ધંધો કરવાનો તેને ખ્યાલ આવ્યો હતો નહી. ફકત તેને તો એકજ ખ્યાલ હતો કે પોતાની માતા અને બહેનનું શું થયું તે શોધી કહાડવું અને કેકુની ખબર અંતર મેળવવી અને ડુરગાશંકર ઉપર વેર લેવું.

તે પોતાના અસલ ઘર આગળ ગયો. પણ ત્યાં જતાં તે અજાયબીથી ઉભોજ રહી ગયો અસલ ઘર હતું નહી. અસલ લતો

કે મોહલ્લો હતો નહી. ત્યાં તો સીડી ટ્રસ્ટનો હાથ ફરી વળ્યો હતો અને નવો આલીશાં ગંજાવર રસ્તો બંધાયો હતો તથા નવાં મોટાં મકાનો ઉભેલાં હતાં. કોઈ ઓળખીતું ત્યાં હતું નહી; કોઇ આગલા પારપાડોશી તેને મલ્યા નહી.

હમણા તે ઇરાનીની દુકાને ચાહે પીવા બેઠો હતો અને મનસે વીચાર કરતો હતો: "દુરગાશંકર આગળ એકાએક જવામાં સાર નથી. પહેલાં પસગવત તપાસ કરવી જોઇયે, પણ માયજીનું શું થયું હશે? બહેન શીરીનનું શું થયું હશે? કેકુ કયાં હશે?" તે ઉઠયો અને "જામે જમશેદ" ની આફીસમાં જઇ પુગ્યો.

"જામે જમશેદ" ની આફીસમાં જઇને દશ વરસ અગાઉનાં ફાઇલ જોવા માંગી અને ત્યાંના કામદારોએ તેને તે જોવાની પરવાનગી આપી. જે દીવસે તેને સજા થઇ હતી તે દીવસનું પેપર કહાડી તેણે વાંચ્યું અને તે પછી બીજા દીવસના પેપર ઉપર તેણે નજર ફેરવી. તે પેપર મધેના એક ફકરા તરફ તેનું ધ્યાન ખેંચાયું જે પેરેગ્રાફ નીચે મુજબ હતો:—

## પારસી કુટુંબમાં બનેલો ગમખાર બનાવ.

### માતા અને બેટીનાં એકજ વખતે મરણ.

#### નીરાધાર થઇ પડેલું બાળક.

ગઇ પરમ દીને જે પારસી જવાન નામે ધનજીશાહ કુંવરજી સુરતીને ગંભીર અપરાધસર દશ વરસની સખત કેદખાનાની સજા

સેશનસ કોર્ટ મધે ફરમાવવામાં આવી હતી તેને લગતી ખબર અમો આગળ આપી ગયા છીયે. આ કમનસીબ જવાનની માતા બાઇ ખરશેદબાઇ અને તે જવાનની બહેન શીરીનબાઈ ગંભીર બીમારી ભોગવતાં હતાં. ધનજીશાહને સજા થયા પછી કોર્ટની ભલામણથી પોલીસે અને તુરંગના સત્તાવાળાઓએ તેની માતા અને બહેનની છેલ્લી મુલાકાત લેવાની તેને પરવાનગી આપી હતી. ધનજીશાહે તે બંને બાઇઓની મુલાકાત લીધી હતી અને તે પછી તેને તુરંગમાં લઇ જવામાં આવ્યો હતો. ત્યાર બાદ બે કલાક જતાં તે બંને બાઇઓ મરણ પામી હતી. ગઇ કાલે તે બંને બાઇઓની પાયદસ્ત સાથે કહાડવામાં આવી હતી જે વેળાનો દેખાવ અતીશય ગમખાર હતો. દલગીરીની વાત તો એ છે કે અપરાધી ધનજીશાહની મરનાર બહેન શીરીનબાઇ પોતાની પાછળ નાની ઉમરના કેખશરૂ નામના એક બેટાને મુકી ગઇ છે જે છોકરો તદન નીરાધાર થઇ પડયો છે. આ છોકરાને પારસી ઓરફનેજમાં મુકવાની ગોઠવણ થયલી કહેવાય છે.

ઉપલું સઘળું વાંચતાં ધનજીના જીગરમાં કેવી ઉઠલપાઠલ થઇ હશે તેનું વરણન આપી શકાવાનું નથી. પોતાની આખી જીંદગીનો એનતેખાબ તેને યાદ આવ્યો અને જાણે ફરીને દશ વરસની વાત ઉપર પોતાની મરણ પામતી માતા અને મોતના પંજામાં સપડાયલી બહેનના બીછાના આગળ ઉભો હોય અને પોતાનાં તે વહાલાંઓને મોતની છેલ્લી તાણતોડ કરતાં જોતો હોય તેવો દેખાવ તેની કળપણામાં ઉભો થયો અને તે પથ્થરનાં પુતળાં માફક થોડો વાર બેસી રહયો.

સઘળું યાદ આવવા સાથે આગલા સોગંદ પણ તેને યાદ આવ્યા, પણ સાથે તેને એ પણ યાદ આવ્યું કે તેના કપાળપર ગુનાહનો કાળો કલંક પડેલો હતો; કોઇ નોકરીએ રાખે નહી; ધંધો ચલાવવાની ગુંજાશ નહીં; અને સંસારમાં દાખલ થવાનો હક નહીં. સોસાયટીએ તેને તજ્યો હતો અને ગોયા કોમીઓએ તેને હીણ્યો હતો.

ફાટફાટ થતી છાતી સાથે આંખમાં જોશભેર દોડી આવતાં આસુઓ અટકાવવાની જબરદસ્ત કોશેષ કરીને તે ત્યાં ઉઠયો અને ત્યાંથી નીકળેલો સીધો તે પારસી ઓરફનેજમાં જઈ પુગ્યો. કેખશરૂ માટે તેણે ત્યાં પુછપરછ કીધી પણ દશ વરસની આગલી પાછલી નોંધો તપાસીને ત્યાંના કારોબારીઓએ તેને જણાવ્યું કે તેવો કોઇબી છોકરો તે વેળા ત્યાં દાખલ થયો હતોજ નહી. ધનજી અજબ થયો તેમ વળી નાસીપાસ થયો.

આખાં શહેરમાં તો ફર્યો, ભટકયો. કેટલાક ઓળખીતા આસામીઓ તેને મળ્યા પણ તેઓ માહેલા કોઇએબી તેને ઓળખ્યો નહી અને પોતાના નામ ઉપર જે નામોશીનો ડાઘ પડેલો હતો તેની ખેજાલતમાં પોતાની ઓળખાણ આપી પોતાના આગલા ઓળખીતા સાથ મુલાકાત કરવાને તેને ગમ્યું નહી. રાતના ફરીને તે કોઇ દુકાનમાં જઇને જમ્યો અને પછી એક ઘરના ઓટલા ઉપર જઇને તે સુતો. પણ પોલીસના સીપાઇએ તેને ત્યાં સુવા દીધો નહી. ત્યાંથી નીકળી મેદાનમાં ગયો અને ઘાસ ઉપર ખુલ્લાં મેદાનમાં તેણે આખી રાત ગુજારી. ગોયા ધરતી પણ તેને ઠાર આપતી હતી નહી.

આવી નાસીપાસી વચ્ચે નાહીમત થયલા ધનજીએ પરોઢીયામાં ફરીને ઇરાનીની દુકાનનો આશરો લીધો અને તે પછી બેખ્યાનપણે ચાલતો તે એપોલો બંદર ઉપર જઇ પુગ્યો. સહવાર પડી હતી અને સુરજ તરતનોજ ઉગેલો હતો અને બંદરપર કોઇ પણ માણસ હતું નહી. તે એક એકાંત ખુણામાં બેસી પોતાના નસીબ માટે બળાપો કરતો હતો અને દરયા તરફ જોતાં તે એકાએક ભડકીને ઉભો થયો.

તે બોલ્યો: "અરર આએ શું?"

દોડયો—ધનજી દોડયો! અહીંજ તેની જીંદગીની તવારીખમાં એક નવો સફો ઉમેરાવાનું વીધાતાએ લખ્યું હતું.

---

# પ્રકરણ ૪ થું.

——:o:——

## મુફલસી પછી તવંગરી.

—:o:—

ઝુંડું કહાડી ભલું ખુદાએ તારી તારીને આપ્યું,
કચરો કહાડી નગદ ચારી ચારીને આપ્યું.
ના કહ્યું તોબી ખુબ મારી મારીને આપ્યું.
બારણું કીધું બંધ તો છપરં ફાડીને આપ્યું.
તવંગર દોલતમંદ માલદાર થઈ ગયો,
દીધું એટલું કે લેતાં લેતાં બેજાર થઇ ગયો.

બીજાં ચાર વરસ વહી ગયાં.

મુંબઇમાં વાલકેશ્વરના ફાંકડા ફેશનેબલ લતા ઉપર એક મોટો શોભાયમાન બંગલો આવેલો હતો જે બંગલાનું નામ "તકદીર" હતું. બંગલાને મોટો બગીચો હતો જે બગીચો બહુ મોટા ખરચથી અને સારા ટેસ્ટથી રચેલો જણાતો હતો. ઠારે ઠાર સંગેમરમરના મોટાં ગંજાવર પુતલાં હતાં અને ખુશનુમા ફુવારાઓમાંથી પાણી ઉડી રહેલું હતું. સંખ્યાબંધ માલીઓ બગીચામાં કામે કાજે રોકાઇ ગયલા હતા. બંગલાની પછવાડે મોટો તબેલો હતો જેમાં અપ-ટુ-ડેટ ત્રણ મોટરકાર હતી અને પાંચ છ ગાડી તથા સાત આઠ ઘોડા હતા. નોકર ચાકરો પગે પગ વીટલાતા હતા અને પઇસાની રેલ છેલ હતી.

પણ બંગલામાં ચુપચાપ હતું. કોઈ બઈરાંનો જીણો અવાજ
ભળાતો હતો નહીં; છોકરાં બચ્ચાંની ગડબડ હતી નહીં; તે બંગ-
માં એક પારસી વસ્તો હતો. તે કુંવારો હતો અને એખલોજ
। બંગલામાં પોતાની જીંદગી ગુજારતો હતો.

તે પારસીનું નામ દોરાબજી કાવશજી અમેરીકન હતું. તેની
મર આસરે ૩૫ કે ૩૬ વરસની લાગતી હતી. દોરાબજી પોતાના
યપ્રેરી રૂમમાં એક ઇઝીચેર ઉપર લેટીને ન્યુઝપેપર વાંચતો હતો.
। દોરાબજીને માટે તરેહવાર વાતો ચાલતી હતી. કોઇ કહેતું કે
સટાપંજામાં કમાયો છે; કોઇ કહેતું કે છુપો ખજાનો હાથ
ગો છે; અને વળી કોઇ એવીબી વાહીયાત વાત કરતું કે તે
મીયુ બનાવવાનો હુનર જાણે છે. તો પણ ખાત્રી ભરેલી રીતે તો
વી વાત તેના સંબંધમાં જણાવવામાં આવી હતી કે ઘણા વરસોની
ત ઉપર આ જવાન પારસી દોરાબજી માબાપ વગરનો એખલો
ટુલો હતો અને તે પોતાનું કીસ્મત અજમાવવા થોડા ઘણા પૈસા લઇને
બઇથી અમેરીકા તરફ નીકળી ગયો હતો અને ત્યાં ઉદયોગ
ને સટો કરીને કરોડો રૂપ્યાની દોલત ભેગી કરીને મુંબઇ આવી
થુકનો વસ્યો હતો. તેને આ બંગલામાં આવી વસ્વાને છ મહીના
ા હતા અને તે છ મહીનામાં તો સોસાયટીમાં તેનું નામ પંકાઇ
યું હતું અને સખીવજુદ શેઠીયાઓના નામની ટીપમાં તેનું નામ
ખડે લખાતું હતું. તે બેહદ ખુબસુરત, જોરેમંદ અને દમામદાર
ો. તે એખલોજ રહેતો હતો અને કુંવારો હતો. ન્યુયોર્ક,
કાગો અને લંડનથી તે ભલામણપત્રો લાવ્યો હતો માટે થોડાજ
વસમાં ઉંચ ઉમરાવ પારસી કુટુંબોમાં તે દાખલ થવા પામ્યો

હતો અને કુંવારો હતો માટે દીકરીઓની માતાઓ તેની ઉપર ધરફરી ખાતી હતી અને કુંવારી બાનુઓ તેનીપર આશા બાંધતી હતી. તે હસમુખો અને બોલકણો હતો.

તેણે કોટમાં એક આફીસ રાખી હતી અને ત્યાં તે દીવસના બે ત્રણ કલાક ગુજારતો હતો. પોતાની અતીશય મોટી દોલતને ધીમે ધીમે રોકવા લાગ્યો હતો અને તે માટે તેણે એક નાનું આફીસનું ખાતું રાખ્યું હતું અને તેની નોકરીમાં આફીસના માણસો બે ચાર મહીનામાંજ એવા સુખી અને સંતોષી બન્યા હતા કે પોતાના શેઠને તેઓ હજારો હજાર દુવા દેવા લાગ્યા હતા.

સવારના તે છ વાગે જાગતો અને તરતજ ઘોડેસ્વાર થઇ ફરવા નીકળતો. આઠ વાગે પાછો ફરતો અને અંગોળ કરી ભણવા બેસતો. પેપરો વાંચતો કાગળો લખતો અને નાશતો કરીને આફીસમાં જતો. ત્યાંથી બે વાગે પાછો ફરતો અને ટીફીન લઇ થોડો વખત આસાયશ લેતો અને બપોરની ચાહે પીવા પછી પાછો ચાર અથવા સાડાચાર વાગે આફીસમાં જતો અને સાડાપાંચ કે છ વાગે પાછો ફરતો અને સાડા છ વાગે ફરવા નીકળતો. રાતના નવ કે દશ વાગે પાછો ફરતો અને જમીને કાંઇ વાંચવું હોય તો વાંચીને અગ્યાર કે સાડા અગ્યાર વાગે ઉંઘી જતો. આએ તેનું આખા દીવસનું કામકાજ હતું. નીયમીતપણું તે જાળવતો હતો પણ તેમ અવારનવાર મોજમજાહ ભોગવવાને તે ચુકતો નહીં.

"તકદીર" બંગલાના લાયબ્રેરી રૂમમાં સવારના નવ વાગે દોરાબજી અમેરીકન ન્યુસપેપર વાંચતો બેઠો હતો. તેનો

ચહેરો—વાંચનાર તું ઓળખે છે. તે કોઇજ નહીં પણ ધનજીશાહ કુંવરજી સુરતી, ગંભીર આરોપસર દશ વરસની સખત કેદખાનાની સજા ભોગવનાર અપરાધી હતો. પણ ધનજી, લગભગ ભીખારી અવતારનો માણસ એકાએક આવો તવંગર કેમ બન્યો? ચાર વરસ તે ક્યાં હતો? અત્રે તે વીષેનો ખુલાસો કરવો જોઇશે. ધનજી તવંગર થયો હતો, કરોડપતી થયો હતો, ખુદાએ તેને દોલતમાં ગોયા દાટી દીધો હતો અને તેબી બહુ નાની મુદતમાં; તેના નસીબના નખરાં ઓર કાંઇ જબરાં હતાં, સંજોગનો કાંઇ ઓર જોગ હતો.

આપણે તેને છેલ્લાં જોયો ત્યારે તે એપોલો બંદર ઉપર બેઠેલો હતો. તે દર્યા તરફ જોતો બેઠેલો હતો તેટલાં કીનારેથી થોડેક દુર એક નાની તોણી ઉંધી વળી જતાં તેણે દીઠી. તે માહેલાં ત્રણ માણસ પાણીમાં પડયાં હતાં. બે માણસો તરીને ઉંધી વળેલી તોણીને વળગ્યાં પણ ત્રીજો માણસ ડુબવા લાગ્યો. આ દેખાવ જોતાંજ ધનજી ઉઠયો અને પોતાનો કોટ કહાડી નાખી તેણે એકદમ પાણીમાં જીપલાવ્યું. પેલો ડુબતો માણસ તરી શકતો હતો નહીં અને તે પાણીની હેઠળ ગયો પણ ધનજી વામના હાથ મારી તે જગાએ સપાટામાં પુગી ગયો અને તે માણસનો દગલાનો કોલર પકડી પાણીની સપાટી ઉપર તેને ખેંચી લાવ્યો. જોરેમંદ અને મજબુત કાઠીનો ધનજી હતો અને તરવાના હુન્નરમાં ખબરદાર હતો માટે તેણે તે માણસને બચાવ્યો. આ વેળા એક બીજી બોટ ત્યાં આવી લાગી અને ધનજીને તથા પેલા માણસને તે બોટના ખલાસીઓએ ઉપાડી લીધા. થોડેક દુર એક બારકસ લંગર નાખી પડેલું

હતું જ્યાં તે બોટ જઇ પુગી અને ધનજીને તથા પેલા બચેલા માણસને તે બારકસ ઉપર લેવામાં આવ્યાં.

સઘળી સમાધાની થઇ અને ભીંજાયલાં કપડાં લુગડાં બદલી નાંખવામાં આવ્યાં ત્યારપછી ઘણીક બાબતો ધનજીની જાણમાં આવી. આ બારકસ એક અમેરીકન કરોડપતીનું સહેલગાહ માટેનું બારકસ હતું અને આખી દુન્યાની સફરે તે અમેરીકન નીકળ્યો હતો. તે અમેરીકનનું નામ ગોલ્ડફીલ્ડ હતું. ગોલ્ડફીલ્ડ આશરે ૬૦ વરસનો હતો અને તેને કાંઇક વીચીત્ર શોખ હતા. મુંબઇનાં બારાંમાં નાનકડી સાંકડી હોડી જોઇને તેમાં બેસવાનો તેને શોખ થયો અને તે શોખ પુરો પાડતાં તેને આ હોનારત થઇ હતી તે ડુબતો હતો એવું તેના, બારકસપરના માણસોએ જોયું અને તેથી તેની મદદે બોટ મોકલવામાં આવી હતી. બોટ આવતાં વખત લાગ્યો હતો અને જો ધનજી આ પ્રસંગે મદદ કરીને ગોલ્ડફીલ્ડ બચાવતે નહી તો ગોલ્ડફીલ્ડને જીવતો બચાવવાની કોશેષ કરવાને બદલે તેની લાશ શોધવાની કોશેષ તેની યાટના માણસોને કરવી પડતે.

ગોલ્ડફીલ્ડ સાવધ થયો અને બે ત્રણ કલાક પછી તેણે પોતાની કેબીનમાં ધનજીને બોલાવ્યો.

ધનજીનો હાથ લઇને ગોલ્ડ ફીલ્ડે કહયું. "તમોએ મને બચાવ્યો તે માટે હું તમારો ઘણો આભાર માનું છું. તમારૂં નામ શું?"

"મારૂં નામ? મારૂં નામ?"

ધનજીએ ફકત પદધા કીધો.

"હા, મને કેહો તમારૂં નામ શું છે?"

"મારા નામ ઉપર એવો ડાઘ છે કે તે નામ ઓચરણામાંબી શોભા નથી, મારૂં નામ બદનામ થયુંછ, મારૂં નામે નાબુદ થયુંછ હું હીણાયલો હાડમાર થયલો માણસ છું. સંસાર વહેવારથી હું વીખુટો પડયો છું. માણસ જાતના ધીક્કારમાં આવ્યો છું, કુટુંબ કબીલાને ખોહી બેઠો છું." એમ બોલતાં ધનજીની આંખમાંથી આંસુના રેલા ઉતરવા લાગ્યા.

"બેસો, મારી આગળ બેસો." ધનજીનો હાથ ખેંચીને પોતાની પડોશમાં તેને બેસાડતાં તે અમેરીકન બોલ્યો. "મારી ૬૦ વરસની ઉમર છે. મેં લીલી સુકી ઘણી જોઈ છે. ભલાં ભુંડાંને હું પીછાણી શકું છું. મને તમારી ખરી તવારીખ કેહો. જરાબી શરમાતા ના. ધીરજ રાખો, હીમત ધરો."

સહેજબી વાત છુપાવ્યા વના પોતાની સઘળી તવારીખ ધનજીએ કહી સંભળાવી. છેવટે તેણે કહયું. "મી૦ ગોલ્ડ ફીલ્ડ મારી વાત ગમે તો તમે ખરી માનો કે ગમે તો ખોટી માનો. મને તેની દરકાર નથી, પણ મ રા મરણના બીછાણાપર જો સર્વથી છેલ્લો બોલ બોલવાની મને તક મળશે, તો ત્યારેબી હું કહીશતકે 'હું નીરદોષ છું.' મારી સામે કાવતરૂં થયું હતું પણ તે કાવતરૂં શા કારણે થયું તે હું જાણુતો નથી, તે વીષે હું કશીબી અટકળ બાંધી શકતો નથી. જજે સ્મીંગ-અપ કરતાંબી એજ ઇશારો કર્યો હતો કે જો મારી સામે કાંઇ કાવતરૂં થયું હોય તો તેનું કાંઇ કારણ હોવું જોઇયે અને કારણ કાંઇજ જણાવવામાં આવતું નથી માટે મારૂં કહેલું સાચ્ચું હોય નહીં. જજનું એ કહેવું વાજબી હતું. જો હું પોતે જજ હોતે અથવા જુરીનો એક મેમ્બર હતે તો હુંબી મારી

વાત ખોટીજ માનતે. પણ ખુદા સાહેદ છે મારી વાત ખરી હતી."

પેલા અમેરીકન મી૦ ગોલ્ડફીલ્ડે એક બોલબી વચ્ચે બોલ્યા વના ધનજીની સઘળી વાત બહુ ધ્યાનથી સાંભળ્યા કીધી અને ધનજીના ચહેરા તરફ અવારનવાર જોયા કીધું.

ધનજીએ પોતાની સઘળી વાત પુરી કીધી અને ધનજી પાછું ફરીને બોલ્યો: "મને એક દીવસે મરવાનું છે અને મારા પરવરદેગાર આગળ મને આકેબત ઇન્સાફને સારૂં ઉભું રહેવાનું છે. મારો પવીત્ર મહઝબ મને શીખવે છે કે કર્ણીના ફળ તે જહાનમાં મળનારાં છે, તો હું કહું છું કે હું મારા ખુદા આગળ સુખરૂ જઇને ઉભો રહીશ અને હું નીરદોષ છું તે જો કોઇ જાણતું ન હોય, કોઇ માનતું ન હોય તો મને એટલોજ સંતોષ છે કે મારો ખુદા તે તો જાણે છે, મારો પરવરદેગાર તો તે માને છે."

"અને હુંબી તે માનું છું." તે અમેરીકને ધનજીનો હાથ પોતાના હાથમાં લીધો અને ધનજીના ચહેરા તરફ બહુજ મમતા અને પ્રીતથી દીલસે જીભરી લાગણી અને આંસુભરી આંખો સાથે જોઇને કહયું: "તારી વાત ખરીજ છે એમ હુંબી માનું છું."

"તમે માનો છો? તમે?"

"હા, હું માનું છું. ખુદાના સોગંદ લઇને કહું છું કે મારા જીગરથી ખાત્રીથી માનું છું કે તું નીરદોષ છે!"

ધનજીએ પોતાના બંને હાથો વડે પોતાનું મોહડું ઢાંકી દીધું અને એક નાનું બાળક જેમ ડચકાં ખાઇને રડે તેમ તે બેઅખત્યાર રડી પડયો.

# પ્રકરણ ૫ મું.

——:૦:——

## તકદીરનો તોર.

—:૦:—

ફકીરી તારી તજાવશે ત્યાં કોણ?
દોલતો કીર્તી લઢાવશે ત્યાં કોણ?
મોભ્ભો મરતબો જમાવશે ત્યાં કોણ?
ઇજતો આબરૂ વધારશે ત્યાં કોણ?
નાચીઝબી ઘડીમાં મોટો કરે,
ઉલટાયલું નસીબ જો સુલટું ફરે.

મી૦ ગોલ્ડફીલ્ડના સખુનો સાંભળીને ધનજીને એટલું તો લાગી આવ્યું કે તે એક બચ્ચાં મીસાલ રડવા લાગ્યો. ગોલ્ડફીલ્ડે તેને છેડયોજ નહી, તેને રડવાજ દીધો અને તે ભલા દયાળુ અમેરીકનનુંબી હઇડું એવું ભરાઇ આવ્યું કે તેની આંખો પણ આંસુઓથી ચીકાર ભરાઇ ગઇ અને તેનાથી પણ કાંઇ બોલી શકાયું નહી.

રડવાથી ધનજીની ભરાઈ આવેલી છાતી ખુલાસો પામી અને આખરે ગોલ્ડફીલ્ડે ધનજીની પીઠ ઉપર ધીમેથી પોતાનો હાથ મુકયો. ધનજીએ પોતાનું માથું ઉઠાવ્યું અને ગોલ્ડફીલ્ડનો હાથ પોતાના બંને હાથોમાં લઇને તેની ઉપર તેણે ચુમીઓ લીધી અને પોતાની આંસુભરી આંખોમાં તેણે તે હાથ દાબ્યો.

ધનજી બોલ્યો: "ખુદા તમો ઉપર પોતાના બેહદ આશીર્વાદ

વરસાવો. તમારા આએ એકજ સુખનથી મારા જીવને અતીશય રાહત અને આરામ થયો છે. કોઇ નહી તો દુન્યામાં એક માણસની મને નીરદોષ ગણે છે અને મને ખરો ગુનેહગાર ગણીને ધીકકારી કહાડતો નથી એમ જાણતાં મારાં જીગરમાં શું થાય છે તે તો હુંજ જાણું મારો પરવરદેગારજ જાણે. હેંકયુ મારા મુરબ્બી, મારા મહેરબાન હેંકયુ !"

"તું નીરદોષ છે અને તેં કહેલી સઘળી તારી વાત ખરીજ છે અને સાચ્ચીજ છે એમ માનવાને મને કારણ છે." ગોલ્ડફીલ્ડે ફરીને ધનજીને પોતાને સોડે બેસાડીને કહયું.

"તમોને કારણ છે? શું કારણ છે?"

"પેહલું કારણ એ કે તારો ચહેરો, એક પાપી, ગુનાહગાર, આગ લગાડુ બદમાશનો એ ચહેરો નથી. તેવો ગુનાહગાર માણસ આવી રીતે પોતાનો ચહેરો અને રંગ રૂપ જાળવી શકેજ નહી. તેની ઉપર ખુદરતી લીયાનતની નીશાનીઓ પ્રગટી નીકળે. ગમે તેવો હેંડસમ ચહેરો હોય તોબી તે અગલી અને રીપલસીવ જણાય. બીજું કારણ તેં આજે બજાવેલું કામ. ડુબતા માણસને પોતાના જીવને જોખમે બચાવનાર માણસ બહાદુર હોવો જોઇયે. ચોરી કરનાર અને આગ લગાડનાર માણસ હીચકારો હોય છે; તેવો માણસ આવી હીમત અને બહાદુરી દેખાડી શકેજ નહી, તેની છાતી ચાલેજ નહી. વળી એક નાની તોણીમાં ગરીબ મીસકીન ખારવા હમેશાં બેસે છે અને તે તું જાણતો હોવોજ જોઇયે. તેવા માણસને બચાવવાથી કાંઇ બદલો મળવાની આશા રાખી શકાયજ નહી. માટે બદલો મેળવવાની

આશામાં નહીં પણ એક જીંદગીને બચાવવાના બીનસ્વાર્થી ઉમદા હેતુથી તેં દરયામાં ઝંપલાવ્યું હતું. એવું કામ એક પાપી ગુનાહગાર કદીબી કરે નહીં."

ધનજી નીચી નજર કરી બેસી રહયો. થોડો વાર જવા પછી પેલા અમેરીકને સવાલ કર્યો. "મી૦ સુરતી, હવે તમો શું કરવા ધારો છો? તમારી હવે પછીની ગોઠવણ શું છે?"

"કાંઇજ નહીં. શું કરવું તે હું જાણતો નથી. કયાં જવું તે હું જાણતો નથી. મારા કપાળ ઉપર અપરાધનો દામ પડયો છે અને મારૂં નામ ધીક્કારમાં આવ્યું છે માટે કેથે નોકરી ચાકરી મેળવવાની મને આશા નથી અને ધંધો વેપાર કરવા જેટલી મારી ગુંજાશ નથી."

"ત્યારે મારી સાથે તું આવ."

"તમારી સાથે? કયાં!"

"જ્યાં હું જાઉં ત્યાં. બીજા ત્રણ ચાર મહીના આપણે સફર કરીશું અને પછી અમેરીકા જઇશું. તું મારી સાથે રહે. હું તારે માટે દરેક જોગવાઇ કરશ કારણકે તેં મારી જીંદગી બચાવી છે અને તારો મારી ઉપર બેહદ મોટો આભાર થયો છે. મારે તેનો પુરેપુરો બદલો વાળવો છે."

આખરે નક્કી થયું અને ગોલ્ડફીલ્ડ સાથે ધનજી જોડાયો. ધનજીના તકદીરે હવે જોર કરવા માંડયું અને ગોલ્ડફીલ્ડે તેને નવાજીને નેહાલ કરી નાંખ્યો. ગોલ્ડફીલ્ડ જેબી ધધો કરવા લાગ્યો તેમાં ધનજીનો ભાગ રાખ્યો અને તે ભાગની રકમ ધનજી

એકઠી કરતો ગયો. ચાર વરસમાં તેણે ગંજાવર દોલત લગભગ કરોડો રૂપ્યાની રકમ ભેગી કીધી અને તે પછી ગોલ્ડશીલ્ડની રજા લઇ તે અમેરીકાથી નીકળ્યો. તેણે ગોલ્ડશીલ્ડની સાથની પહેલી મુલાકાતથીજ ગોલ્ડશીલ્ડની સલાહ લઇને પોતાનું નામ બદલી નાખ્યું અને દોરાબજી કાવસજી અમેરીકન તરીકેનું નામ તેણે ધારણ કીધું.

આ પ્રમાણે અમેરીકાથી ધનજી નીકળ્યો અને પહેલાં તો તેણે યુરોપમાં ફરી હરીને સઘળી જોવા અને જાણવા જોગ જગાઓ અને શહેરોની મુલાકાત લીધી. છેવટે ઇંગ્લંડમાં તે આવી પુગ્યો, અને લંડનમાં તેણે કેટલોક વખત ગુજાર્યો. લંડનમાં તે રહયો તે દરમ્યાન ઘણા પારસીઓ સાથે તેને મુલાકાત અને ઓળખાણ થઇ અને તે મોટે ભાગના પારસી બાનુઓ અને ગ્રહસ્થો મુંબઇના રહેવાસીઓ હતા માટે તેમની મુલાકાત થવાથી તેને મુંબઇની ઘણી વાતો જાણવાની મળી તથા સોસાયટીમાં દાખલ થવાનું પણ બની આવ્યું. પોતાની મોટી દોલતના જોરથી તથા પોતાની ખરી ખુબીવંતી ખાસીઅત અને ભલમણસાઇ તેમજ દીલાવર દીલગુરદાથી તેણે સપાટામાં પોતાનું મીત્ર મંડળ મોટું બનાવી દીધું અને તેની તારીફ જાબજા થવા લાગી જેની ખબરો મુંબઇમાં પણ આવી પુગી.

લંડનથી નીકળેલો ધનજી પહેલાં તો જંગબાર ગયો અને ત્યાં એક મહીનો તેણે ગુજાર્યો. આ એક મહીના દરમ્યાન ધનજીએ જંગબારમાં શું કીધું અને તેની તવારીખ સાથે નવા બનાવો કેવી રીતે જોડાયા તે આપણી વાર્તા આગળ ચાલતાં પોતાની મેળે જણાશે.

આખરે તે મુંબઇ આવ્યો અને તેના મુંબઇના આડત્યાઓએ તેને માટે સઘળી ગોઠવણ અને સગવડ પુરતી કરી મેલી હતી.

તોપણ તેને ગોઠવાતાં એક મહીનો નીકળી ગયો અને બીજા છ મહીના પસાર થવા અગાઉ તો તે પંકાઇને પ્રખ્યાત થઇ ગયો. તેણે મુંબઇમાં એક મોટો ફાંકડો બંગલો વેચાતો લીધો, તેમાં સર્વથી છેલ્લી ફેશીનનું કીમતી અમેરીકન ફરનીચર ગોઠવાવ્યું હતું અને તે બંગલાનું નામ "તકદીર" રાખ્યું કારણ કે તકદીરના તોરથીજ આજે તે નવા રંગરૂપમાં દુન્યા સમક્ષ હાજર થવાને નસીબવંત થયો હતો અને કીસમતના જોરથીજ તે મુંબઇમાં એક નાચીજ નામોશીભર્યા અપરાધીને બદલે એક તવંગર આબરૂદાર શહેરી અને સોસાયટી તથા કોમના એક શોભા દેનારા મેમ્બર તરીકે માન મેળવી શકયો હતો.

ધનજી જેને આપણે આ આપણી વાર્તા દરમ્યાન આપણી સગવડ મુજબ "ધનજી"ના તેમજ "દોરાબજી"ના નામથી અવારનવાર ઓળખીશું તે પોતાના બંગલામાં લાયબ્રેરી રૂમમાં એક ઇઝીચેરપર લેટીને ન્યુઝપેપર વાંચતો હતો.

વર્તમાનપત્ર માંહેલી એક ખબર તરફ તેનું ધ્યાન ખેંચાયું જે ખબર નીચે મુજબ હતી:—

## પારસી તબીબ બાનુને મલેલો મોટો ઓહ્દો.

### તે બાનુની જાણવાજોગ કારકીરદી.

મુંબઇની મોટી નવી હોસ્પીટલ માહેલા સ્ત્રી દરદીઓના વીભાગના વડાં બાનુ તબીબ તરીકે ડા૦ (મીસ) ફ્રેની સોરાબજી દુબાશની

નેમણુંક મોટા પગારે થઇ છે. આ બાનુ આવતા શુકરવારની મેલ સ્ટીમરમાં ઇંગ્લંડથી મુંબઇ મધે આવી પૂગનાર છે અને તેવણ ઘણું કરીને આવતા બુધવારને દીવસે પોતાના ઓધાનો અખત્યાર તપાસી લેનાર છે. તાજ હોટેલ મધે તેવણ ઉતારો લેશે અને હાલ તરત ત્યાંજ રહેવાનો તેવણે ઠરાવ રાખ્યો છે અને ત્યાંજ તેવણ પોતાનો કનસલટીંગ રૂમ પણ ઉંઘાડશે અને ફકત બાનુ ઘરાકોનેજ તેવણ સલાહ આપશે. પોતાના હોસ્પીટલના ઓધાની ફરજો બજા-વવા ઉપરાંત પોતાની ખાનગી પ્રેકટીસ ચલાવવાની ડા૰ ફરેની દુબાશને પરવાનગી મળી છે. તેવણે તબીબી સર્વથી ચહડની ડીગ્રીઓ મેળવી છે અને સંખ્યાબંધ ઇનામો મેળવી સર્વથી મોટી પરીક્ષાઓ તેવણે પસાર કીધી છે.

ડા૰ ફરેની દુબાશની કારકીરદી જાણવાજોગ છે. તેવણ એક ઓરફન છે અને ભલા ખવાસનાં મળતાવડાં છે.

ડા૰ ફરેની દુબાશ બહુ નાની વયનાં હતાં ત્યારે તેવણના પીતા મરણ પામ્યા હતા, ચોકસ સંજોગો અને કારણોસર તેવણના પીતા અને તેવણનાં માતા એકેકથી અલગ થયાં હતાં અને મીસ ફરેની પોતાના માતા સાથે રહેતાં હતાં. મીસ ફરેનીના પીતા તવંગર હતા અને લાખોની દોલત ધરાવતા હતા. મીસ ફરેનીના પીતાએ પોતાના વસીયતનામાની રૂએ પોતાની સઘળી પુંજી અને મીલકત પોતાના નાના ભાઇ તેમુરસ દુબાશને આપી હતી અને પોતાની ધણીઆણીને ફકત દશ હજાર રૂપીઆની રકમ આપી હતી. મરનાર

મી૦ દુબાશના મરણ પછી મરનારના વસ્યતનામા બાબે મરનારનાં ધણીઆણીએ યાને મીસ ફ્રેનીના માતાજી સુનાબાઇએ અત્રેના જાણીતા અને પ્રખ્યાત સોલીસીટર મી૦ ડુરગાશંકરની સલાહ લેવા માંડી હતી. વાંચનારને યાદ હશે કે આજે આશરે ૧૪ વરસની વાત ઉપર મી૦ ડુરગાશંકરની આફીસમાં ચોરી થઇ હતી અને જાણી જોઇને આગ લગાડવામાં આવી હતી. આથી મી૦ ડુરગાશંકરે પોતાની આફીસ ખાલી કીધી હતી. મી૦ ડુરગાશંકરની જુની ઓફીસમાં મીસ ફ્રેનીના માતા તેવણની સલાહ લેવા ગયાં હતાં અને ત્યાર પછી ફરીને તેવણની નવી ઓફીસમાં મી૦ ડુરગાશંકર આગળ સલાહ લેવા ગયાં હતાં અને મી૦ ડુરગાશંકર સાથે વાત કરતાં એકાએક ત્યાં હાર્ટ બંધ પડી જવાથી મરણ પામ્યાં હતાં. આ બનાવથી ફક્ત બહુ નાની ઉમરે મીસ ફ્રેની માબાપ વનાના થયાં હતાં અને તેવણના એક માસીએ તેવણને પાલીપોસી મોટાં કીધાં હતાં તથા તેવણને કેળવણી આપી હતી. જે દશ હજારની રકમ તેવણને વારસામાં મળી હતી તેની મદદથી મીસ ફ્રેની ઉંચ કેળવણી લેવા પામ્યાં છે અને આજે હીંદુસ્તાનમાં સર્વથી ઉંચી તબીબી ડીગ્રી ધરાવનારા તબીબો માહેલા એક તરીકે તેવણ ગણાય છે.



# મોઢું "સ્વચ્છ રાખવાનો" ઠરાવ.

**મારૂ** મોઢું સ્વચ્છ, સ્વાદિષ્ટ અને મધુર ફુલોના સુગંધ જેવું ભરતું રહે તે માટે; ભુખ લાગે, મારી તબીયત સારી રહે અને હું મારા કામો કરતો રહું **તે માટે**; વિચાર લાગણી તથા વાતચીત કરવામાં દરેક ગલીચાઇ દુર થાય **તે માટે**; મારાં શરીરને તથા મારી આખી જીંદગીને આરોગ્યતા મળે **તે માટે**; તથા હું મહેનતુ અને વફાદાર રહું **તે માટે**; પ્રત્યેક સવારે તથા સાંજે મારા દાંત સાફ કરવાનો મેં ઠરાવ કીધો છે, તે ફક્ત

**ટ્રીચરના બનાવેલાં સોપારી ટુથ પેસ્ટથીજ.**

દરેક ચપુની કીંમત ૦–૧૪–૦

અને ટયુબની કીંમત ૦–૧૦–૦



**હમારો સુપારી ટુથ પેસ્ટ બધા દવા વેચનારને ત્યાં મલે છે.**

# મેસર્સ ટ્રીચર અને કું૦

**હીંદુસ્તાનના વખણાયલા દવા બનાવનારા તથા વેચનારા.**

**એસપલેનેડ રોડ, કોટ, મુંબઇ.**

# પ્રકરણ ૬ ઠું.

——:o:——

## ડા૦ (મીસ) ફ્રેની દુબાશ.

—:o:—

યાદ કરૂં આજે તે આગલો વખત,
મુસીબત દુખો ને સંકટ વીપત,
હાડમારી ભારી ને જંજાળ જેહમત,
રંજ અને ગમના તે દીવસ સખત,
સમો તો ગયો—વાત ભુલાઇ નથી,
ગમની યાદ દુર કરવા દવાઇ નથી.

ડા૦ (મીસ) ફ્રેની દુબાશવાળી ખબર ન્યુસપેપરમાં વાંચીને પેપર પોતાના ખોળામાં મુકી ધનજીશાહ ગુપચુપ થોડો વાર ઇજીચેર પર લેટીને પડી રહયો. પોતાની સાથે બુરાઇ કરનારા આગલા શેઠ દુરગાશંકર સોલીસીટરનું નામ તેણે આ ખબરમાં વાંચ્યું હતું માટે દુરગાશંકર સાથના પોતાના સઘળા સંબંધની સઘળી વાત તેને એક સપાટામાં યાદ આવી. દુરગાશંકરની ઓફીસ માહેલી નોકરી, દુરગાશંકરની દગાબાજી, કાવસજી કરાકરીની દીલસોજી અને મહેરબાનીભરી લાગણીથી મળેલી ઓવરકોટની ભેટ, કોર્ટમાં ચાલેલી તપાસ અને થયલી સજા, માતા અને બહેનનાં મરણના બીછાણાં, ભર ઉંઘમાં પડેલો ભાણેજ કેકી અને લીધેલા સોગંદ એ સઉ ગમખાર વીચારો એક પલકમાં તેના મગજમાંથી પસાર થઇ ગયા. તે મનસે બરબડયો:

"ચઉદ વરસ થઇ ગયાંછ. આહ! ચઉદ વરસ! આટલી મુદત ગઇ તોબી મેં હજી મારૂં કામ શરૂ વઠીક કીધું નથી. આએ ફ્રેની ડાકટરવાળી ખબર ગોયા મને મારા સોગંદની અને મારૂં નીર્દોષપણું સાબેત કરવાની મારી પોતાની તરફની મારી ફરજની મને યાદ આપે છે. ઓ મુજી ડુરગાશંકર તું મારા હાથમાંથી છટકવાનો નથી; તારી ઉપર હું સખત વેર લેવશ ત્યારેજ મારો જીવ નચીંત થશે. મારાં માયજી, ઓ માયજી, તમારાં મોતનાં બીછાણા આગળ મેં લીધેલા સોગંદ હું પાલશ અથવા તે પાળવાની કોશીષમાં મરશ." તે થોડો વખત ચુપ પડી રહયો અને અગાઉ બની ગયલા બનાવો તેની યાદમાં પાછા ઉભા થયા. તેટલાં તેને એક ખ્યાલ આવ્યો અને તે ચોંકયો. તે બરબડયો: "પણ સબર!—આએ ડુરગાશંકર આગળ ફ્રેની દુબાશની માય સલાહ લેવા ગઇ હતી અને તે પછી આગ લાગી—એમાં કાંઇ ભરમ તો નથી. હું ધારૂંછ કે મારી તપાસ ચાલુ કરવાનો પાયો આ ઠેકાણેથી રચાવો જોઇયે."

પાછો તે થોડો વાર પડી રહયો અને પોતાની હાલ તરતની શુરૂઆતની હીલચાલનો પલાન તેણે પોતાના મનમાં ઘડી કહાડયો.

આ વેળા ધનજીશાહને કેટલાંક માણસો ધંધાના બાબમાં મળવા આવ્યાં અને તેમની સાથે કામકાજ બજાવવામાં વખત નીકળી ગયો અને તે આખો દહાડો એવીજ રીતે પસાર થઇ ગયો.

શનીવારનો દીવસ હતો ઇંગ્લંડનો મેલ આગલે દીવસે આવી ચુકયો હતો અને પેપરમાં ખબર પ્રગટ થઇ હતી કે ડા૦ ફ્રેની સોરાબજી દુબાશ મુંબઇ આવી ચુકી હતી અને તાજ હોટલમાં

તેણીએ ઉતારો લીધો હતો. વળી ખબર એવી પણ હતી કે બુધવારને દીવસે તેણી મોટી હોસ્પીટલમાં પોતાના મોટા ઓધાનો અખત્યાર તપાસી લેનાર હતી.

ધનજીએ પોતાની આફીસમાં ટેલીફોનથી ખબર આપી કે કદાચ તેને આફીસમાં આવતાં મોડું થશે માટે રાહ જોવી નહી.

આશરે દશ વાગે પોતાની મોટારમાં બેસીને ધનજીશાહ પોતાને બંગલેથી નીકળ્યો અને તાજ હોટેલમાં જઇ પુગ્યો. ત્યાં તેણે ખબર કહાડી અને ફ્રેનીના ઓરડામાં પોતાના નામનો કાર્ડ મોકલ્યો અને તરતજ તેને ફ્રેનીના આગળ હાજર થવાની તક મળી. ફ્રેની આસરે ચોવીસ કે પચીસ વરસની ઉમરની હતી અને શારકેશીયન રૂપસુંદરીને બાજુએ બેસાડે તેવી તેણી રૂપાળી હતી. ઉંચું મરોડદાર બદન, સંપુર્ણ 'સીમેત્રી' સાથનું શોભી રહેલું હતું અને પરવાળાં જેવા હસતા હોઠની અંદરથી જીણા મોગરા જેવા દાંત ચીમાઇને જોતા હતા.

ધનજીશાહ જેવો ફ્રેની આગળ હાજર થયો કે તેજ ઘડી ફ્રેની ખુશાલીથી હસ્તી તેની આગળ દોડી આવી અને શેકહેંડ કરીને બોલી "ઓહ લો ! મી૰ દોરાબશાહ અમેરીકન, તમે પધાર્યા ? મેં તમોને એટલા જલદી જોવાની કે મળવાની વકી નહી રાખીતી."

"નહીં ?" ધનજીએ પુછ્યું. "કાંય નહીં ?"

"તમે મને મળવા આવો એ તો જાણે મહાત્મા આગળ ડુંગર દોડી ગયો હોય તેવી વાત થઇ." ફ્રેની હસીને બોલી:

"બેસોની. તબીયત તો ઠીક છેની. લાવો તમારી નાડ જોઉં; જીભ બહાર કહાડો."

"મીસ દુબાશ, તમે વળી—"

"હં ખબરદાર, હું મીસ દુબાશ નથી; હું તો ડા૦ દુબાશ છું. આઇ સે પ્લીઝ મારો એલકાબ ભુલીને મારી સાથે વાત ના કરો," ફ્રેની ફરીને હસીને બોલી.

"પણ તમેજ બોલ્યા કરશો કે? મનેબી કાંઇ બોલવા દેશો કે નહીં?" ધને કહયું.

"નહીં. બઇરાંઓનો કાયદો છે કે પોતેજ બોલ્યા કરે ને માટીડાઓનો કાયદો છે કે પોતે બધું સાંભળ્યા કરે." ફ્રેનીએ જવાબ દીધો; "છ મહીને આપણી પાછી મુલાકાત થઇ તો છ મહીના અગાઉ હું જેવી હતી તેવીજ હમણાબી છેઉં એવી મારે સાબેતી આપવી જોઇયે કેની? ત્યારે તે સાબેતી આપવા સારૂ હું તમારી સાથે આવી રીતે વાત કરૂં છું."

વાંચનારે ઉપલી વાતચીત ઉપરથી જોઇ લીધું હશે કે ફ્રેની અને ધનજી વચ્ચે અગાઉની ઓળખાણ હતી લંડનમાં તેમને મુલાકાત થઈ હતી અને ત્યાં તેઓ એકબીજા સાથે પળોટાઇ ગયાં હતાં. લંડનમાં તેઓ હંમેસાં એક બીજાને મળતાં હતાં અને એક બીજાનો સ્વભાવ એટલો તો એક બીજાને અનુસરતો થઇ પડયો હતો કે બંને વચ્ચે ઘણીજ ધાડી મીત્રાચારી બાજી હતી અને આ મીત્રાચારીને પરીણામે તેઓ એકેકથી જુદા પડવા છતાં અવારનવાર એકબીજા ઉપર કાગળ પત્રો લખતાં હતાં.

બંને જણુ ઓએ કેટલીક વાતચીત ચલાવી અને પછી ફ્રેની બોલી "મેં તો તમારે માટે ઘણી ઘણી વાત મુંબઇમાં સાંભળી. કહેજો કે તમે તો તવંગર શેઠીયા બની ગયાછે ને મીલકતો ધમધુકાર ખરીદ કરોછે. એક બેંકબી ચાલુ કરવાનો તમારો વીચાર છે એમબી સંભળાયું. ખરૂં કે!"

"મારી વાત પછી કરશું પણ પહેલાં તમારી વાત કર્યે. મુંબઇમાં મારે માટે તો હું મુંબઇ આવ્યા પછીજ બોલાયું પણ તમારે માટે તો તમો મુંબઇ આવ્યાં તે અગાઉ બોલાયુંછે."

"ખરેખર? શું બોલાયું? મને કેહોની."

"લેવો—આએ વાંચો." ન્યુઝપેપરમાં જે ખબર ફ્રેનીને માટે છપાઇ હતી તે ખબરનો ફકરો ધનજીએ ફ્રેનીને દેખાડયો અને ફ્રેનીએ તે લઇને વાંચવા માંડયો.

ફકરાનો પહેલો ભાગ વાંચતાં તેણી હસી પણ અગળ વાંચતાં તેણી ગંભીર બની ગઇ અને છેવટ પર આવતાં તેણીના ખુબસુરત મુખડા ઉપર ગમગીનીનો છાપ જવાઇ રહયો. તેણીએ પેપર પોતાના ખોળામાં મુકી દીધું અને બારીની બહાર દર્યા તરફ નજર કરતી તે થોડો વાર બેસી રહી.

તેણીની માતા અને પીતાની તવારીખ યાદ આવ્યાથી તેણી ગમખાર બની હતી એમ સમજી લઇને વાત ઉડાવવા ધનજી બોલ્યો "મીસ ફ્રેની, તમોએ તમારે માટેની સઘળી ગોઠવણ અત્યાર સુધીમાં કરી દીધી તો હશે નહીં. તમોને ઘણી ચીજોની જરૂર હશે. હું તમોને ખાસ કહેવા આવ્યો છું કે હાલ તરત તમો મને

તમારા કારભારી તરીકે ગણજો. તમોને જેબી ચીજની જરૂર હોય તે વીશે મને ટેલીફોનથી કે પોસ્ટ મારફતે જણાવજો. મારી મોટર તમારી સેવામ હાજર છે. જ્યારેબી અગત પડે ત્યારે મંગાવજો."

"ઠેંકયુ." ફ્રેનીએ કહયુ: "મને હમણા તો કશાંની જરૂર નથી પણ તમારી મોટર આપવાની માગણી હું ઉપકાર સાથે કબુલ રાખુંછ."

"ઘણી મહેરબાની. મારી ત્રણ મોટર છે જે માહેલી એક ખાસ તમારે માટે રાખશ અને મારા શોફરને કહી મુકશ કે તમારીજ સેવામાં તેને રહેવું. ટેલીફોન કરીને જ્યારે જોઇયે ત્યારે મોટર મંગાવજો; તરત તે હાજર થશે. હું મારે પોતાને માટે તે મોટર કદીબી વાપરશ નહીં. બસ, તમારે માટેજ રહેવા દેવશ."

"ઠેંકયુ." ફ્રેનીએ ઉપકાર માન્યો.

આ પછી તેઓએ તરેહવાર ગામગપાટાની વાતો ચલાવી, અને પછી ફ્રેની બોલી: "મી૦ દોરાબશાહ, આએ ન્યુઝપેપર હું મારી પાસે રાખું? મારે લગતી ખબરોનાં કટીંગ મેં એકઠાં કીધાંછ તેથી હું માગુંછ."

"બેલાશક રાખો. મને એની જરૂર નથી."

"આએ જે દુરગાશંકર સોલીસીટરને માટે એ પેપરમાં લખ્યું છે તે કહાં છે? જીવતો છે કે મરી ગયો?" ફ્રેનીએ હવે સવાલ કર્યો.

"જીવતો છે, ઘરડો થયોછ. રીટાયર થયોછ. નાસકમાં રહેછ અને અમનચમન કરતો હોય એમ લાગેછ."

"ને આએ મારા કાકાને માટે એ પેપરમાં લખેલું છે તે કહાં છે? મુંબઇમાં છે કે?"

"નહીં, તે તો કરાંચીમાં છે. ઘણો તવંગર અને આગેવાન શહેરી ગણાયછ. દશ વરસની વાત ઉપર તે કરાંચી જઇને વસ્યો અને ત્યાંજ પરણ્યો અને ત્યાં મોટો આગેવાન થવા પામ્યો એવુ કાંઇ સંભળાયછ."

"તમે બધી વીગતો અગાઉથી મેળવી રાખીછ કે?" ફ્રેનીએ પુછ્યું.

ધનજી આ સાંભળીને ચોંકયો. તે મનસે બરબડયો: "ચંચલ બઇરાં સાથે વાત કરતાં ચોંકવું જોઇયે," તેણે જવાબ દીધો "એ તો ઘણા જણાની સાથે ઓળખાણ પડે અને ઘણું જાણવાનું મલે તેથી આએબી જણાયું. પણ મીસ ફ્રેની, તમારી તરફની મારી દીલસોજી અગાઉથી જોઇ લીધીછ અને તેથી જો તમારે લગતી કાંઇ વાત કે ખબરની વધુ વીગત હું મેળવવાની કોશેશ કરૂં તો તે મારી કસુર માફ કરવા જોગ ગણાય."

"ત્યારે હું માફ કરૂંછ," ફ્રેની હસી પડીને બોલી: "પણ મી૦ દોરાબશાહ હું તમોને મારા મનમાં રમી રહેલી એક વાત કેહુંછ. હું ઘણી નાની હતી ત્યારે મારા પપા ગુજરી ગયા અને મારાં માયજી આએ ડુરગાશંકર સોલીસીટરની સલાહ લેવા ગયાં. હુંબી સાથે ગયેલી. મને યાદ છે કે તેનું મોહડું જોતાંજ મને બીહીક લાગેલી. મને તે પહેલાંથીજ ગમ્યો નહીં. જયારે હું મારા મમા સાથે પાછી ફરી ત્યારે મેં મમાને કહેલું મને યાદ છે કે

"આએ મુઓ ડુંગરો તો કોઇ એબીવસ ડુંગરા જેવો ઘરડો લાગેછ." મારાં માયજીએ મને ધમકાવી કે એમ નહીં બોલ્યે. મને એવીબી કાંઈ થોડી ઘણી સુરતા છે કે મારાં માયજીએ ડુરગાશંકરને કાંઇ કાગળબી આપેલું ને તે કાગળ એક એનવલપમાં બીડી, તેની ઉપર લાલ લાખથી સીલ કરીને ડુરગાશંકરે તીજોરીમાં મુકેલું. તમે જે કટીંગ મને હમણા આપ્યું તે વાંચતાં મને આગલી બનેલી તે બધી વાત જાણે આજેજ બની હોય તેમ પાછી યાદ આવેછ. હા–મને યાદ આવેછ કે જયારે મારાં માયજી પાછાં ડુરગાશંકરને તેની નવી ઓફીસમાં મળવા ગયાં અને ત્યાંજ મરણ પામ્યાં ત્યારે મારાં નાનાં જીગરમાં એવુંજ કાંઇ લાગ્યું કે ડુરગાશંકરે તેવણને મારી નાખ્યાં હોશે."

"અરે અરે એ શું બોલોછ ફ્રેની?" ધનજીશાહ ભડકીને ઉભો થઇને બોલ્યો. "શું એ બનવા જોગ છે?"

"નહીં; હું નહીં માનતી કે તેમ હોય. તે વખતે મારી નાદાન અકલ અને સમજથી તેમ મને લાગેલું પણ આજે મને ખ્યાલ આવેછ કે તેમ બન્યું નહીં હોય. વળી જયારે બીજી વખત મારાં માયજી ડુરગાશંકર આગળ ગયાં હતાં ત્યારે મારાં માસીબી તેવણની સાથેજ ગયલાં ને માસી મને કહેતાં હતાં કે મારાં માયજી એકાએક મરણ પામેલાં. મારાં માયજીને હાર્ટ ડીઝીજ હતું ને તે દરદ કેવું જીવલેણ હોયછ તેનો મને તે વેળા ખ્યાલ હતો નહીં, પણ હમણા હું તે બરાબર સમજી શકુંછ અને તેથી માનુંછ કે મારાં માયજીનું એકાએક મરણ ખુદરતી રીતે નીપજેલું હોવું જોઇએ. પણ હું જયારે બધું યાદ કરૂંછ ત્યારે મને હજીબી કાંઇ

એવુંજ લાગેછ કે ડુરગાશંકરે એક પારસી છોકરા ઉપર ચોરી કરવાનું અને આગ લગાડવાનું તોહમત મુક્યું હતું તે ખોટુંજ હશે અને મુઆ એ પાપી બદમાશનુંજ કાંઇ કાવતરૂં હશે," ફ્રેની વીચારવંત થઇને બોલી.

"ત્યારે તે બીચારો છોકરો નીર્દોષ હોશે વારૂ ?" ધનજીએ લાગણીભર અવાજે આતુરતાથી પુછ્યું.

"હોયજી. ડુરગાશંકરનું મોહડું મેં જે રીતે જોયું અને જે વીચાર મારાં નાનાં કોમળ મગજમાં પેદા થયા તે રીતે તમે તેને જોવો અને મારા મગજમાં જે વીચારો આવ્યા હતા તેવાજ વીચાર તમારા મનમાં પેદા થાય તો આજે તમો સોગંદ ખાઇને કહેવો કે તે છોકરો નીરદોષ હોવો જોઇયે અને આએ ડુરગાશંકરનું કાવત્રું હોવું જોઇએ." ફ્રેની બોલી. "પણ દોરાબશાહ તમે એમ ફીકકા કેમ પડી ગયા ? તમારી તબીયત તો ઠીક છે કેની ?"

"નહીંરે કાંઇ નહીં; ફીકો સા વરે પડતો તો ? પણ મીસ ફ્રેની આજે રાતે તમે મારે બંગલે જમવા આવશો ? તમારે વરે હું ગાડી મોકલશ." ધનજી વાત ઉડાવવા બોલ્યો કારણ કે પોતાના મન ઉપરનો કાબુ રખેને ખોહી બેસે અને ફ્રેનીના મનમાં કાંઇ વસવસો ઉપજે એવી તેને ધાસ્તી ઉપજી.

"નહીં; કેંકયુ. તમો બેચેલર છો, ને હુંબી કુંવારી છું. હું જો તમારે ત્યાં જમવા આવું તો સેકંડલ થાય, પણ હું પ્રોમીસ થાવુંછ કે હું પરણુશ પછી મારા હબી સાથે તમો કહેશો તેટલી વાર તમારે ત્યાં જમવા આવશ," હસી પડીને ફ્રેની બોલી. "કેમ ? એ ઠીક કેની !"

"ઠીક બાપુ, એમ તો એમ." ધનજી પણ બોલતાં હસ્યો: "પણ સાંજના સીનેમેટોગ્રાફ જોવા મારી સાથે આવશો? તેમાં તો હું ધારૂં છ કે તમોને કશો વાંધો નહીં હોશે? મારી સાથે આવશો કેની?"

"હા, સાથે જઇશું. હું એક્ષેલસીયર સીનેમેટોગ્રાફ જોવા સાંજના જવશ ને ત્યાં આપણે મલીશું ને ત્યાંજ પાછાં છુટાં પડીશું," ફ્રેની બોલી.

"તમે હવે કેથે જુદી જગા કે બંગલો લઇને રહેશો કે?"

"હાલ તરત તેવો કશો મારો વીચાર નથી. હું અહીંજ ઘણી કમફરટેબલ છેઉં. વળી કહાં નોકર ચાકર ફરનીચરની બધી જંજાળ કરૂં? અહીં જે જોઇયેછ તે બધું હાજર છે ને ઘરખટલાની કશી ખટપટ છેજ નહીં. ઘરખટલાની કેવી ખટપટ હોય તે તો તમો જાણતા હશોજ."

"પણ હમણા નહીં, તો ભવીષમાં ઘરખટલાની ખટપટ કર્યા વના તમારો કાંઇ છુટકો છે? હોટલની જીંદગી કોઇબી સંસારી માણસ ભોગવી શકેજ નહી," ધનજીએ મોઘમમાં ઇશારો કીધો.

"જ્યારે વખત આવશે ત્યારે સઉ થઇ રહેશે." ફ્રેનીએ જવાબ દીધો જે વેળા તેણીના ચહેરાએ ગુલાબી રંગ પકડયો. "હમણા તો ઠીકજ છે. મને ઘરસંસારનો અને નોકર ચાકરને મેનેજ કરવાનો અનુભવ નથી ત્યારે શું કામ સુખનો જીવ દુ:ખમાં નાંખુ?"

"એબી ખરૂં પણ તમે કોઇ વાર મારે બંગલેબી નહીં આવશો? મારો બંગલો તો જરા આવીને જોવો," ધનજીએ આતુરતાથી પુછ્યું: "તમો કદાચ કાંઇ સજેશન કરશો ને ઇમપ્રૂવમેંટ દેખાડશો, આવશો કેની?"

"તમે કોઇ વાર પાર્ટીઓ આપો ને એ પાંચ પરોણાઓને બોલાવો તો વળી આવ્યે. વગર કારણે એખલી આવું તે ઠીક નહીં." ફ્રેનીએ કહયું "તમારા જેવા તવંગરોએ તો જ્યાર ત્યાર પાર્ટી આપવી જોઇએ."

"ત્યારે કોઇબી કારણને ખાતર નહીં તો તમો મારે બંગલે એક વખત આવી જાવો એજ કારણ હું પાર્ટી આપશ."

"ઠેંકયુ," ફ્રેની બોલી તેણીનું જીગર જરા ધડકવા લાગ્યું અને ચહેરો પાછો સહેજ લાલ થયો, તેણીએ કહયું; "ત્યારે મને જ્યારેબી તમારે બંગલે બોલાવવાના હોશો ત્યારે પાર્ટી આપ્યા કરશો કે?"

"જો એમ કરૂંબી તો તે ગોઠવણ લાંબો વખત ચાલે નહીં," ધનજીએ જવાબ દીધો.

"કાંય નહીં ચાલે?"

"કારણ કે હું દરરોજ એવીજ દુવા ગુજારતો રહેવશ કે તમો કોઇ લાયક અને ભલા ખાવંદના ધણીઆણી જલદી થાવ કે જેથી તમો ધણી ધણીઆણીને મારે બંગલે જ્યાર ત્યાર બોલાવવાનું મારાથી બની આવે. ખરાં જીગરની દુવા કોઇ દહાડેબી ફળ્યા વીના રહેજ નહીં." ધનજી બોલ્યો અને તે શબ્દો સાંભળતાં ફ્રેનીનું ધડકતું જીગર અટકી ગયું અને ચહેરાપરનો રતાશ ઉડી ગયો.

---

# પ્રકરણ ૭ મું.

## સીનેમેટાગ્રાફની ફીલમ.

બંને માટે કીધીછ કુદરતે કસર,
છે જીગરમાં બંનેને ઉલટી અસર,
એક છે ચકચુર પ્યારમાં, મગર–
બીજો છે પ્યારથી બીલકુલ બેખબર.
એકના જીગરમાં કીનાનો કેહેર,
બીજીનાં જીગરમાં મોહબતનું ઘેર.

થોડીક બીજી વાતચીત કરવા પછી ધનજી ઉઠ્યો.

"ચાલો, હવે સાહેબજી," ધનજીએ કહયું; "મેં તમોને ઘણો વાર ખોટી કીધાં. મારો હવે ઓફીસમાં જવાનો વખત થયોછ. આજે સાંજે મલવાનું યાદ રાખજો હં. ને એબી યાદ રાખજો કે તમે મને પ્રોમીસ આપ્યુંછ કે તમારાં લગન થવા પછી તમો અવારનવાર મને મલવા અને મારે ઘરે ડીનર લેવા આવ્યા કરશો. ખુદા તમોને સુખી કરે એ મારાં ખરાં જીગરની દુવા છે."

ફ્રેનીએ એક બોલ પણ બોલી નહીં પણ તેણીએ શેકહેંડ કરવા પોતાનો હાથ ધનજીને આપ્યો. જે હાથ સહેજ ધ્રુજતો હતો અને ગરમ થઇ આવ્યો હતો. પણ ધનજીના મનમાં એવા વીચારો એવા જુસ્સાથી સામટા દોડતા હતા કે તે હાથ ધ્રુજતો હતો અને

ગરમ થયો હતો તે જાણુવા ઉપર તેનું ધ્યાન લાગ્યું નહીં. જ્યારે હાથ ધ્રુજતો હતો એવું ધનજીએ પારખ્યું નહીં ત્યારે તે ધ્રુજવાનું કારણુ તો તે જાણેજ કેમ ? ફ્રેનીના જીગરમાં ઉભાતી લાગણીનો જ્યારે ધનજીને ખ્યાલજ નહીં ત્યારે તે લાગણીનો જવાબ તેના જીગરમાં વસવાટ કરેજ કેમ !

ધનજી ત્યાંથી રવાના થયો.

ધનજીના જવા પછી ફ્રેની તો બારણા તરફ જોતી ઓરડાની વચોવચમાં એક બેહદ ખુબસુરત અને ઉત્તમ કારીગીરીનું સંગેમર-મરનું પુતળું હોય તેમ ઉભીજ રહી. જાણે હજીબી ધનજીનો ઓળો બારણામાં ભમતો હોય, જાણે ધનજી હજીબી તેને દેખાતો હોય તેમ ફ્રેનીએ મમતાભરી ગમનાક આંખોથી દરવાજા તરફ જોયાજ કીધું.

આખરે ફ્રેની બરબડી: " દોલી, દોલી તારી સાથે મારી મુલા-કાત થાય એવી દુવા મેં ગુજારી હતી પણ મને કોઇ બીજો માણુસ એક ખાવંદ તરીકે મળે એવી તું દુવા ગુજારશે એમ મેં નહીં ધારેલું. મારા જીગરમાં શું છે તે તું કેમ હજી જાણતો નથી? મારાં દીલનો ભરમ હજી તું કેમ પામી શકતો નથી ? "

જ્યારે ફ્રેની પોતાના મનસે ઉપર જણાવ્યું છે તે મુજબ બરબડતી હતી ત્યારે ધનજી પોતાની ગાડીમાં બેસીને ઓફીસ તરફ જતો હતો. તે આંખે રૂમાલ દઇને બરબડયો: "ભલી છોકરી–જીવતી રહેજે ! સુખી થજે ! શુકર છે, ઓ ખુદા શુકર છે, કે મને નીર્દોષ માનનારૂં એક બીજું માણુસબી હયાત છે. તારા આ બોલોથી મને કેવું સુખ થયુંછ તે તું કયાંથી જાણે ઓ ફ્રેની ! ખુદા તને

ખરૂં સુખ બક્ષો અને તારે લાયકનો ખાવંદ તુંને મળો. એ ગુનાહના કલંક, એ નામોશીના દામ, તું કયારે જશે? તુંને કયારે મારા નામ ઉપરથી નાબુદ કરશ? એ કયારે કયારે—માંરાં ખરાં નામથી ખરાં નીર્દોષપણા સાથે હું મને પોતાને જાહેર કરશ?"

ધનજી એમ બોલ્યો ખરો પણ હજી ધનજીને માટે ઘણા, ન ધારેલા નવા બનાવો બનવાનું તેની સરજતમાં લખ્યું હતું જે તે કેમ જાણી શકે?—ભવીષ કોણે વરત્યું છે, કે ધનજી વરતી શકે?

સાંજના એક્ષેલસીયર સીનેમેટોગ્રાફનો ખેલ સાડા છ વાગે થનાર હતો અને ખેલ શરૂ થાય તે અગાઉ ધનજીશાહ (દોરાબજી અમેરીકન) થીયેટરપર જઇ પુગ્યો અને ટીકીટ લીધા અગાઉ તે બગીચામાં એખલો એક બાજુએ બેઠો. ઘણા વીઝીટરો ત્યાં આવવા લાગ્યા અને તેઓ આ તવંગર સખી શેઠયાને જોઇ ઓળખી સલામ કરવા લાગ્યા. કેટલાક તો તેની સાથે વાત કરવા ઘડીચપકો ઉભા, કેટલીક જવાન બાનુંઓએ ધડ ડોકાં વાંકા ટીકાં કરીને ધનજીની ખબર અંતર પુછી. પણ ધનજીએ સઉથી અલગ રહેવાનુંજ પસંદ કર્યું; કારણ કે તે તો ફ્રેનીની રાહ જોતો બેઠો હતો પણ ફ્રેનીને માટે તેના જીગરમાં જે આતુરતાની લાગણી પેદા થતી હતી તેનો ભરમ તો તે સમજતો હતોજ નહી. સવા છ વાગે ફ્રેની આવી અને તરતજ ધન તેણીની આગળ ગયો અને ફર્સ્ટ કલાસની બે ટીકીટ ખરીદીને તથા પ્રોગ્રામ લઇને તેઓ બંને ઓરચેસ્ત્રામાં જઇને બેઠાં. બંને એલાર પેલાર વાત કરતાં હતાં તેટલાં ધનજીશાહે પ્રોગ્રામ વાંચવા માંડયો. પ્રોગ્રામ માંહેલી એક બાબત તરફ ધનજીનું ધ્યાન ખેંચાયું.

ધનજી બોલ્યો: "જોયું કે મીસ ફ્રેની; કરાંચીમાં આપણા ગવરનર ગયાતા ત્યાં તેવણુના માનમાં ટીપાર્ટીનો મેળાવડો કીધો હોશે તેની ફીલમ એક્ષીબીટ કરવાની છે."

"ત્યારે તો ઘણુા પારસી બાઇરિંઓતે જોવાનું બનશે. કદાચ કોઇ આપરાં ઓલખીતાંબી હોસે."

હવે ખેલ ચાલુ થયો. એકેક પછી ફીલમ આવીને પસાર થઇ અને તે પછી કરાંચીના મેળાવડાની ફીલમ રજુ થઈ. આ ફીલમ ધન અને ફ્રેની ધ્યાનથી જોવા લાગ્યાં. ફીલમ મધે હીઝ એક્સેલંસી ધી ગવરનર ફરતા હરતા માલમ પડતા હતા અને તેવણ સાથે જુદા જુદા આસામીઓની ઓળખાણ કરાવવામાં આવતી હતી. ગવરનર આગળ કલેકટરે બે પારસીઓને હાજર કીધા અને તેમની સાથે ગવરનરે શેકહેંડ કીધી.

"જોયું કે? મી૦ દોરાબજી, આએ જે પારસી ગવરનરને શેકહેંડ કરેછ તે મારો કાકો થાય," ફ્રેની બોલી.

"પણ તમારા કાકા સાથે પેલો બીજો પારસી છે તે કોણ?" ધનજીએ તે બીજા પારસીને ધારી ધારીને જોઇને પુછ્યું.

"હું નથી ઓળખતી."

"પણ હું ઓળખુંછ," ધન મનસે બરબડયો. "કાવસજી કરાકરી! તું અહીં! તુંને ફ્રેનીના કાકા તેહેમુરસ દુબાશ સાથે દોસ્તી! યા ખુદા, આએ કાંઈ નવો ભરમ છે."

"શું છે? દોરાબશાહ શું બડબડ બડબડ કરોછ?"

"આએ મ્યુઝીક ચાલેછ તેની સાથે હુંબી ટયુન લલકારૂંછ. કેવું મજાનું ટયુન ચાલેછ હં."

"તમોને મ્યુઝીકનો શોખ ખરો કે?"

"હા. મારી નાની ઉમરે મેં આપણા દેશી મ્યુઝીકની તાલીમ લીધેલી અને તેમજ અમેરીકામાં મેં વેલાતી મ્યુઝીકના લેસન લીધેલાં. તમોબી ઘણું સારૂં ગાઇ શકોછ, મીસ ફ્રેની."

"હવે મને તાડપર ના ચહડાવોની તો."

આખા ખેલ દરમ્યાન ફ્રેની તો હસ્તી બોલતી અને ગમત કરતી રહી. ધનજીની પડોશમાં બેસી હસવું બોલવું અને ગમત કરવી તે તેણીને મનસે એક મોટી મોજ હતી. પણ ધનજી પોતે તો હમેશના કરતાં વધારે ચુપ થઇ ગયો હતો અને મનમાં તે વમાસતો હતો.

ખેલ જોયા પછી બંને છુટાં પડયાં અને ધનજીશાહ લાગલો પોતાને બંગલે ગયો અને ગાડીમાંથી ઉતરતાં સીધો ટેલીફોન આગળ જઇ એક સંદેશો તેણે રવાના કીધો. અરધો કલાક નહીં ગયો તેટલાં તો એક હીંદુ આવી પુગ્યો. ધનજીશાહ પોતાના કપડાં ઉતાર્યાં વના પોતાના ડ્રોઇંગ રૂમમાં મગજની ઉશકેરાયલી હાલતમાં આમ તેમ ફેરા ખાતો હતો અને તે હીંદુની રાહ બહુજ આતુરતાથી જોતો હતો.

તે હીંદુ આવી પુગ્યો કે તરતજ ધનજી બોલ્યો: "નારાયણ તમો આવ્યા કે? મારે તમોને ઘણીજ અગતની અને તાકીદની વાત કરવાની છે."

બંને જણા વાતે બેઠા. તે હીંદુ આશરે ૩૫ કે ૩૬ વરસની ઉમરનો અતીશય બળવાન અંગ બદનનો માણસ હતો અને મોહોડાં ઉપરથી ઘણો ચંચળ અને ચબરાક જણાતો હતો. તેણે તાત્યા સાહી કપડાં પહેરેલાં હતાં અને ઠાવો ઠોકો હતો, તેમજ વળી સાદો સુઘડ હતો. ધનજીએ કહેલી સઘળી વાત તેણે સાંભળી લીધી.

સઘળી વાત કરવા પછી ધનજીએ પુછ્યું. "નારાયણ તમારા ધ્યાનમાં સઘળી વાત ઉતરી? કાંઇ પુછવું છે?"

"કાંઇ નહી સાહેબ, હું સઘળું બરાબર સમજ્યો."

"ત્યારે હવે તમે ક્યારે જશો?"

"જેમ બને તેમ જલદી. એક કલાકમાં જવાનું હોશે તો એક કલાકમાં જવશ. તમો નચીંત રહેજો સાહેબ."

"તમોને કાંઇ નાણાંની જરૂર છે? આપું!"

"હાલતરત તો જરૂર નથી. જોઇશે તો માંગશ અથવા મંગાવશ," નારાયણે જવાબ દીધો.

નારાયણ રવાના થયો અને ધનજી ચુપ વીચારમાં કેટલો વાર બેઠો.

દીવસો પસાર થયા જે દરમ્યાન ફ્રેની અને ધનજી વચે અવારનવાર મુલાકાત થતી રહી. ફ્રેનીને એવું લાગ્યું કે આ શાંત સ્વભાવના હસમુખા બોલકણા દોલી (ધનજી) ના મગજમાં કોઇ જાતનું તોફાન ચાલતું હતું જેને સબબે તેના જીગરમાં જે નાજુક લાગણીઓ હતી તે જોર પકડતાં અટકતી હતી. કોઇ આગલો ગમ હશે, કોઇ જાતની બેકરારી હશે, કે કોઇ મોટી ચીંતા હશે અને

તે હરદમ છુપાવવાની તે કોશેષ કરતો હશે એવું ચંચલ ફ્રેનીએ ધાર્યું. ખરેખર ધનજીની ખાસીહત અને ગુણ કેવા છે, તે જાણવાને અને જે લાગણી પોતાના જીગરમાં જડ નાંખી બેઠી હતી અને દીવસો પસાર થતાં જે વધુ જોશદાર બનતી હતી તેજ લાગણી નાના જીણા પ્રમાણુમાં પણ ધનજીના જીગરમાં પજરતી હોય તો તેનેબી ખીલવવાનો "પ્યાર, પ્યારને ઉભાવે છે" એવી કહેવતનું ખરાપણું સાબેત કરવાનો ફ્રેનીએ ઠરાવ રાખ્યો. પોતાનાં હઇડાંપર છપાયલી આ મહોબતની મુરતીને કોઇબી રીતે ખુશ કરવાની કોશેષ ફ્રેનીએ ચાલુજ રાખી.

એક દીવસે ધનજી પોતાના બંગલાના બગીચામાં ફરતો હતો અને બગીચા બાબે માલીઓની સાથે વાત ચલાવતો હતો તેટલાં નારાયણ આવી લાગ્યો અને તેણે દુરથીજ નમીને સલામ કરી ઇશારો કીધો.

ધનજી તરતજ ત્યાંથી ઉતાવળે પોતાના ખાનગી ઓરડામાં જઇ પુગ્યો અને બીજી પળે નારાયણ તેની સામે આવીને ઉભો રહયો.

"કેમ નારાયણ?" ધનજીએ પુછયું.

"હું ખબર કહાડી આવ્યો છું શેઠજી." નારાયણે જવાબ દીધો.

"બેસો; મને સઘળું કહો. હું જાણુવાને ઘણોજ ઇંતેજારછું, અને તમારી રાહ મેં બહુજ આતુરતાથી જોઇ છે," ધનજીએ કહ્યું.

નારાયણ ખુરસી લઇને બેઠો અને ધનજીની લગોલગ આવીને ધીમેથી તે બોલ્યો: "તમારી કેટલી અટકળ ખરી છે શેઠજી."

" કાંઇ ખુલાસાથી કેહોની. "

" કરાંચીવાલા શેઠયા તેહમુરસ કેકોબાદ દુબાશ અને કાવશ કરાકરી વચ્ચે દોસ્તી છે અને તેહમુરસ આગળ કાવશજી જ્યા ત્યાર જાય છે અને તેહમુરસ તથા કાવશજી ઘણીવાર શહેરમાં અ કેટલાક મેળાવડાઓમાં સાથે નજર પડે છે એવી મને બાતમી મ છે. જો કે કરાંચીમાં કાવશજીને ઝાઝાં માણસો ઓળખતાં ન તોપણુ તેહમુરસ તેને કોઇ કોઈ વાર પોતાની સાથે તેની ઓળખા કરાવે છે એવું જણાય છે. "

" તેહમુરસ દુબાશ કરાંચીમાં ઘણો જાણીતો છે કે ?

" હા. ઘણો તવંગર અને મોટો લાગવગ ધરાવનારો ગણાય પણુ એવુંબી કહેવાય છે કે ઘણા નાદાન બીનઅનુભવીઓને તારા કરીને તથા બાઇ બાવરીઓને રડાવીને તે તવંગર બન્યો છે. કે લાક તો એને એવો એલકાબ આપે છે કે એ 'કાળો નાગ' છે.

" તમોએ બરોબર બાતમી મેળવેલી લાગે છે. "

" મારાથી બનતી કોશેષ કરીને મેં બાતમી મેળવેલી છે. "

" ત્યારે તમારી સઘળી વાત અને તમારી તપાસની બ બાબતો મને માંડીને શુરૂઆતથી કહો. "

" જેવો તમારો હુકમ, શેઠજી, " નારાયણુ બોલ્યો અ પોતાની તપાસની સઘળી વાત અને તપાસથી નીપજેલાં પરીણામ સઘળી વીગત નારાયણે ધનજી આગળ કહેવા માંડી.

---

# પ્રકરણ ૮ મું.

——:o:——

## નારાયણની તપાસ અને તેનું પરીણામ.

—:o:—

પાપીના પ્રપંચની જાણી ઇધાન,
બદકારી બદીની મળી પીછાણ.

નારાયણ બોલ્યો:—

"તમારા ફરમાવવા મુજબ હું કરાંચી ગયો અને મેં ત્યાં તપાસ ચલાવી. તેહમુરસ કૈકોબાદ દુબાશ ઘણોજ તવંગર છે. તેની દોલત અને જાગીર જમીન ઘણી બીસીયાર કહેવાય છે. પણ તેને માટે કોઇબી સારા વીચાર દરશાવતું નથી. પૈસા જમા કરવાનો તેને બેહદ લોભ છે અને મેં કહયું છે તેમ એ 'કાળા નાગ'ની અટકથી ઓળખાય છે. એમ પણ કહેવાય છે કે પોતાના એક દોઢયાંના લાભને કાજ સામા ધણીને હજારોનું નુકશાન કરવાને કે કોઇનું ગળું ફાંસવાને ચુકે નહીં તેવો તે પાપી પલીદ છે. તેના એકકાં એવાં કામની અફવા ચાલે છે કે જો તે કામો માહેલું એકજ ખરૂં હોય અને તે ખરાં તરીકે કોર્ટ દરબારે પુરવાર થાય તો તેને જીંદગીભર બટંબે જવું પડે."

"ને પેલો કાવસજી કરાકરી! તેનું કેમ?" ધનજીએ પુછ્યું.

"કાવશજી કરાકરી દેવલાલીમાં રહે છે. નાસકમાં કુરગાશંકર રહે છે. દેવલાલી અને નાસક વચ્ચે તફાવત ઝાઝો નથી જેથી

કાવશજી અઠવાડીયામાં બે ચાર વાર ડુરગાશંકરને મળવા ભેટવા જાય છે, એવું જણાય છે કે ડુરગાશંકર તેની હાજરીથી ઘણો ખુશી થતો હતો નહી."

"ડુરગાશંકરને આએ કાવશજીની મુલાકાત ગમતી નથી એવું માનવાને તમોને શા ઉપરથી કારણ મલ્યું ?" ધનજીએ સવાલ કર્યો.

"તે સઘળું હું તમો સાહેબને વરણવીને કહીશ." નારાયણે જવાબ દીધો: "ત્રણ મહીને કે ચાર મહીને કાવશજી એક ફેરો કરાંચી જઇ આવે છે. તે ખાસ તેહમુરસ દુબાશની મુલાકાત લેવાને સારૂંજ કરાંચી જાય છે એમ જણાયું છે. હવે મારી પોતાની તપાસ કેમ મેં ચલાવી તે હું તમો સાહેબ આગળ જણાવીશ. હું કરાંચી ગયો અને બે ત્રણ દહાડા રહેતાં મેં તેહમુરસને લગતી સઘળી બાતમી મેળવી.

"કરાચીની પોસ્ટ ઓફીસમાં મારી જાતવાલો એક કામદાર હતો જેની સાથે મેં દોસ્તી પાડી. હું જ્યાર ત્યાર તેની આગળ જઇને બેસવા લાગ્યો અને પસગવત સઘળી ખબરો મેળવવા માંડી. એક દહાડે એક રેજીસ્ટર કાગળ આવ્યો તે કાગળ દેવલાલીથી કાવશજી કરાકરી તરફથી કરાંચી મધે શેઠ તેહમુરસ કેકોબાદ દુબાશ પર આવ્યો હતો. એ જોઇને આ બાબતપર ધ્યાન આપવાનું મને દરૂસ્ત લાગ્યુ અને બીજે દહાડે વળી બીજો રેજીસ્ટર કાગળ તેહમુરસ તરફથી કરાકરી ઉપર કરાંચીથી રવાના થયલો મેં જોયો.

"તહેમુરસ અને કાવશજી વચ્ચેના સંબંધ માટે મેં ઘણી પુછપરછ કીધી પણ જાણવાજોગ બાતમી મને મલી શકી નહીં.

એટલું તો જણાયું કે કાવશજી જ્યારેથી કરાંચી જાય છે ત્યારે હોટલમાં ઉતરે છે અને તહેમુરસની મુલાકાત તરતજ લે છે અને તે મુલાકાત લેવા પછી તે પાછો કરાંચીથી નીકલેલો મુંબઇ થઇને દેવલાલી જઇ લાગ્યો. દેવલાલીમાં મેં તપાસ ચલાવી તો માલમ પડયું કે ત્યાં એક નાના એકાંત બંગલામાં કાવશજી કરાકરી એખલો રહે છે. સુખી સુખીઆરો ફરે છે અને મોજ કરે છે. મેં તેના ઘર આગળ પંથીગો માંડયો. મેં જોયું કે એ ત્રણ દહાડે ભાડુતી ટાંગો કરીને તે નાસક જતો હતો. એ ક્યાં જાય છે અને શું કરે છે તે તપાસવા હું નાસક જઇને નાસક શહેરમાં દાખલ થવાની ચોકી આગળ પાહરો રાખતો બેઠો. બે દીવસ આમ બેસતાં ત્રીજે દીવસે કાવશજીને ટાંગામાં બેસીને આવતાં મેં જોયો અને ટાંગાની પુઠે હું લાગ્યો. એક બાજુએ ટાંગો ઉભો રાખી કાવશજી ઉતર્યો અને એક મોટાં ઇશકી ઘર આગળ ગયો અને હું ફરૂટ વેચનારા ફેર્યા તરીકે માથે ટોપલો લઇ તે ઘર આગળ ગયો અને તેના આંગણામાં ટોપલો ઉતારીને માલ વેચવા બેઠો.

“ કાવશજી તે ઘરના ઓટલાપર ચહડયો અને દરવાજાપર બેઠેલા ભઇયાજી નોકરને કહયું: “ ડુરગાશંકર શેઠને કહો કે કાવશજી કરાકરી શેઠ આવ્યા છે.” ભઇયો ઘરમાં ગયો અને થોડી મીનીટમાં પાછો આવીને બોલ્યો: “શેઠજીની તબીયત ઠીક નથી માટે આજે મેળાપ થઇ શકશે નહીં. બીજી વાર આવજો એમ કહે છે.” કાવશજી ઓટલાપરથી ઉતર્યો અને બરબડયો: “ ઠીક બચ્ચા ડુરગા તું મને ઉડાવેછ પણ તારી મુંડી મારા હાથમાં છે;

હુશીયારીમાં રહેજે." પણ તેટલાં મારી ઉપર તેની નજર પડી જેથી તે ચુપ થઇ ગયો અને ચાલતો થયો.

"હું તો આંગણામાંજ બેસી રહયો. પાંચ દશ મીનીટ જવા પછી દુરગાશંકર પોતે ઘરમાંથી બહાર નીકળીને ઓટલા ઉપર આવ્યો અને તેણે ભઇયાજીને પુછ્યું: "પેલો પારસી ગીયો કે?" ભઇયાજીએ કહયું, 'હા શેઠજી, તે તો ગયો.' દુરગા બોલ્યો: 'હવે કોઇબી વાર એ પારસી આવે તો બસ એમજ કહેજે કે શેઠજી બહાર ગયા છે. કહેજે કે મુંબઇ ગીયાછ અથવા તો કહેજે કે જાત્રાએ ગીયાછ. યાદ રાખજે,' ભઇયાએ જવાબ દીધો: 'બહુ સારૂં.' દુરગાશંકર પાછો ઘરમાં ગયો અને મેં પેલા ભઇયા સાથે દોસ્તી પાડીને વાતચીત કરવા માંડી તથા એક નારંગી તેને મેં ભેટ આપી. ચાર દહાડા લાગલાગત તે ઘર આગળ જઇને હું બેઠો જે અરસામાં ભઇયા સાથે વધુ દોસ્તી પડતાં માલમ પડયું કે દુરગાશંકરના બે દીકરા છે. એક બાળકીષણ અને બીજો જગધર. બાળકીષણાની ઉમર ૩૫ વરસની છે અને તે નાશકમાં વકીલનો ધંધો ચલાવે છે તથા નાણાં ધીરવાનો સાહુકાર તરીકેનો અને રૂપ્યા નોટ વટાવી આપવાનો શરાફ તરીકેનો મોટો ધંધો ચલાવતી પહેડીનો એક બાળકીષણા ભાગ્યો પણ છે; અને જગધરની ઉમર ૨૬–૨૭ વરસની છે અને તે લતખત પોશાગીર અને જુગારી છે અને બદી બદફેલીમાં રમી રહેલો છે. નાશકથી થોડે દુર એક નાની જાગીર દુરગાશંકરની માલેકીની છે જે નદીના કીનારા ઉપર આવેલી છે અને કીનારા ઉપર એક ઓવારો અને પુશતો બાંધેલો છે અને એક નાનું મકાન પણ બાંધેલું છે. એ સઘળું હું જોઇ આવ્યો છું.

"હું પાછો દેવલાલી ગયો અને કાવશજીના ઘરપર મેં દેખરેખ રાખી. મેં ફરીને મારા પોશાક અને દેખાવમાં ફેરફાર કર્યો હતો કારણ કે ડુરગાશંકરના ભઇયાએ મને જે દેખાવમાં જોયલો તેજ દેખાવ ચાલુ રાખવાનું મેં સલામતીભર્યું જોયું નહીં. અને કાવશજીના ઘર આગળ બેસીને પાન સોપારી ખાતાં વીચાર કરવા લાગ્યો કે હવે કેવો માર્ગ લેવો? તેટલાં કાવશજી પોતે એક ચીઠી હાથમાં લઇને આવ્યો અને મને જોઇને બોલ્યો: 'તું હેલ મજુરી કરશે?' મેં કહયું, 'હાજી અમારો તો એ ધંધોજ છે,' કાવશજીએ કહયું, 'આએ ચીઠી નાશક લઇ જવાની છે ને જવાબ લાવવાના છે, તું જશે?' મેં કહયું હેલ આપો તો જાવું. મને ચાર આના હેલ આપવા કહયું અને ડુરગાશંકરને ચીઠી પુગાડી આવવા અને તેનો જવાબ લાવવા જણાવ્યું. હું ચીઠી લઇને નીકળ્યો અને ચીઠી ઉખેડવાની મેં કોશેષ કીધી પણ તેમ મારાથી થયું નહી. હું ડુરગાશંકરને ઘરે જઈ પુગ્યો ત્યારે સારાં નસીએ ડુરગાશંકર પોતે અને તેનો દીકરો બાળકીષણ ઓટલાપર બેસીને વાત કરતા હતા. મેં ચીઠી આપી અને ડુરગાશંકરે તે ચશમો ચહડાવીને વાંચી.

"હું તો ઓટલાની સીહીડી ઉપર માથું મોહડું લુછતો કેવોક થાકી ગયલો હોવું તેમ બેસી રહયો. ડુરગાશંકરે ચીઠી વાંચી ને પછી તે પોતાના દીકરા સાથે ઇંગ્રેજીમાં વાત કરવા લાગ્યો.

"મેં તે સઘળી વાત સાંભળી તેમને ખબર નહીં કે ઓટલાની સીહીડીપર બેઠેલો મજુર ઇંગ્રેજી ભાષાથી માહીતગાર હતો. ડુરગાશંકર બોલ્યો:—

'આએ પારસી કરાકરી આપનો પીછો હજી છોડતો નથી.'

'આએ ચીઠી તેણેજ લખીછ કે?' બાળકીષણાએ પુછયું.

'હા. એ લખેછ કે જે પરબીડું નાશ કરવાને સારૂં આગ લગાડી હતી તે પરબીડું હજી એની પાસે સલામત છે.'

'ખરેખર? ત્યારે તો એ આપણું નખોદ વાળશે.'

'આપણુને શું કરશે? જો કોઇનુંબી નખોદ વળે તો પેલા કરાંચીવાળા તેહમુરસ કાલા નાગનું ખોદ વળશે. એમાં આપણુને શું?'

'ત્યારે એ વાતથી કાલા નાગને માહીતગાર કરવો જોઇએ.'

'એ કરાકરી પોતેજ લખેછ કે એને એ બાબે કાલા નાગને સઘળું લખી જણાવ્યું છે અને તેનો જવાબબી તેની ઉપર રેજીસ્ટર કાગળથી આવ્યો છે અને મારી મુલાકાત લેવી એવું તેહમુરસે એને જણાવ્યું છે.'

'ત્યારે હવે કેમ કરશો?'

'આપણે એને બોલાવીશું અને સમજાવીશું. જો પરબીડું આપણુને મળશે તો વળી આપણા ઘરમાં સોનાની ચલ્લી આવશે.'

"આ પછી બેઉ બાપ દીકરા ઘરમાં ગયા અને થોડાવારમાં ડુરગાશંકર પાછો આવ્યો અને એક ચીઠી મને આપીને કહયું મારે ઉતાવળે જઇને પારસી શેઠને આએ જવાબ આપવો. હું ચીઠી લઇને નીકળ્યો અને એનવેલપ તરતનુંજ તાજું બીડેલું હતું માટે તે ઉખેડતાં મને ઝાઝી મુશકેલી પડી નહીં. તે ચીઠીમાં એવું સફાઇથી લખ્યું હતું કે આ બાબતનો ભરમ જે માણસ બરાબર

જાણુતો નહીં હોય તેને આ ચીઠીના ખરા ભાવાર્થની સમજ પડે નહીં. તેમાં લખ્યું હતું કે 'જે બાબતસર તમોએ અમારી સલાહ માંગી છે તે બાબતની વધુ વીગત જાણુવી છે માટે મહેરબાની કરીને અમારે ધરે પધારજોજી.'

"કાવશજી કરાકરી તેજ દીવસે નાશક ગયો અને મેં તપાસ રાખી તો અરસપરસ કરાંચી અને નાશક વચ્ચે કેટલાક તારના સંદેશા પસાર થયા. આખરે ગઈ કાલેજ મને દુરગાશંકરના ભઈયાથી ખબર મળી કે દુરગાશંકર અને કાવશજી ચાર પાંચ દીવસમાં કરાંચી તરફ રવાના થનાર છે. આટલી તપાસ કરીને હું તમારી ખીદમતમાં પાછો ફર્યો છું."

"શાબાશ? નારાયણુ શાબાશ!" ધનજી બોલ્યો; "તમે ઠીક બજાવી. તમારો મારી ઉપર ઘણોજ ઉપકાર થયો."

"એ શું બોલો છો શેઠજી? તમારો મારી ઉપર કાંઇ થોડો આભાર છે? તમારો હું નોકર છું; તમારો હું ગુલામ છું."

. આ પછી હવે કેમ કામ લેવું તે વીષે વીચાર કરવાને આ બંને જણુા બેઠા અને લંબાણુથી વાતચીત કરવા પછી છુટા પડયા.



જ્યારેથી તમો તમારા દોસ્ત આશનાવોને ઉંચા પ્રકારનું
ડીનર આપવાના હોવો ત્યારે અમારાં

## રેલવે હોટલમાં

તેનો ઓરડર નોંધાવવાની તમોને હમો મજબુત
ભલામણ કરયે છીયે.

## ખાણી પીણીનું આ એક અતી ઉત્તમ ધામ છે !

# રેલવે હોટલ,

ચરનીરોડ જંકશન,

ટે. નં. ૫૧૧.

અમે અમારા કરવઇયા કેટરીંગથી મોભાવાળા
બ્રીટીશ અમલદારોને વટીક ખુશ કીધા છે,
અને તેઓએ ઉંચાં લેખીત મતો આપ્યાં છે.

રોજ બરોજ આ મોભાવાળા બ્રીટીશ અમલદારોથી
અમારૂં હોટલ તદ્દન ચીકાર રહે છે.

## બાર અને બીલીયરડ ટેબલો.

# પ્રકરણ ૯ મું.

——:૦:——

## ટી પાર્ટી.

—:૦:—

એ લાગણી છે શું ? ઓ સમજ નાદાન,
ખેંચાયછ તું કયાં ? આપ જરા ધ્યાન.
ખુશી કાંય થયાં તુજ દીલ અને જાન
સમજ અરે શું છે જીગરતું ફરમાન.
વેરના જો ખ્યાલમાં તું ભમતો રહેશે,
તો મહોબતી મઝામાં કેમ રમતો રહેશે ?

ધનજી અને નારાયણ વચ્ચે ઉપલી વાતચીત થયા પછી ત્રીજે દીવસે ધનજીના બંગલામાં બડી ધામધુમ હતી. ધનજીએ પાર્ટી આપી હતી. અલબતાં ફ્રેની દુબાશને આપેલી કબુલાત મુજબ અમલ કરવા માટે અને પોતાને બંગલે ફ્રેનીને બોલાવવા કાજે આ પાર્ટી ધનજીએ આપી હતી. ફ્રેની માટે ખુદરતી રીતે કોઇ ચોકકસ લાગણી ધનજીના જીગરમાં જનમ લેઇ ચુકી હતી પણ તે લાગણી ખીલવવાનો કે તે લાગણીનો ભેદ સમજવાનો વીચાર ધનજીના મનમાં આવતો હતો નહીં કારણ કે તેનું મુખ્ય ધકધ્યાન તો ફ્રકત એકજ અને એકજ બાબત ઉપર લાગી રહયું હતું અને તે બાબત કોઇજ નહીં પણ પોતાના મુદઇઓ ઉપર સખત વેર લેવાની છુપી અને અસરકારક ગોઠવણ કરવા સંબંધી હતી. તથા

પોતાના નામ ઉપર વળગેલો ગુનાહનો કલંક ધોઇ નાંખવા માટેની હતી.

ધનજીએ મુંબઇની નજદીકના એક પરાંમાં પારસી મધ્યમ ગુંજાશના માણસોને માટે સસ્તાં ભાડાંના નાના મકાનો બંધાવ્યાં હતાં. મુંબઇ આવીને વસ્યા પછી પહેલાજ મહીનામાં આ પહેલું–આડકત્રી રીતે સખાવતનું કામ શરૂ કીધું હતું અને છ મહીનામાં તો આસરે પંદર નાના મકાનો બંધાઇ ચુકયાં હતાં અને ત્યાં ભાડું એવું તો સસ્તું અને સગવડભર્યું રાખ્યું હતું કે તે સઘળાં મકાનો સપાટામાં રોકાઇ ગયાં હતાં અને તેવાંજ બીજાં પંદર મકાનો બાંધવાનું કામ ધનજીએ શરૂ કર્યું હતું.

હવે તે બંધાઇને તઇયાર થઇ ચુકેલાં મકાનો માહેલાં ભાડુતોની પરોણાગત કરવાને બહાને તેણે પોતાના વાલકેશ્વરના બંગલાના ગંજાવર બગીચા મધે ટીપાર્ટીનો એક રળીયામણો મેળાવડો કર્યો હતો અને તે મેળાવડામાં પોતાના સઘળાં ભાડુતોને પરોણા તરીકે તેણે બોલાવ્યાં હતાં અને તે ગરીબ ગુજાશના ભાડુતોને આવવા જવાની કશીબી અડચણ પડે નહીં કે ખરચ થાય નહીં એવી મતલબે તે પંદર ભાડુત માહેલા દરેક ભાડુતને માટે એકકી મોટર ગાડી પોતાની ગીરેથી ભાડાંની રકમ આપીને ધનજીએ પુરી પાડી હતી.

ધનજીએ પોતાના કેટલાક મીત્રોને તેમના કુટુંબ સાથે નોતર્યાં હતાં અને તે મીત્રોમાં કોઇ કોઇ બડેખાં કુટુંબવાળા તવંગર અને માલેતોઝાર આસામીઓ પણ હતા સાંજના ત્રણ વાગાથી પરોણાઓએ આવવા માંડયું હતું અને ત્રણ કલાકની આએ પાર્ટી પાછળ ધનજીએ લગભગ પાંચ હજાર રૂપીઆનો ખરચ કર્યો હતો, માટે ધામધુમ અને રચના શણગારની કશી મણા હતી નહીં.

અલબતાં ફરેની હાજર થઇ હતી અને ફરેનીને ધનજીએ પોતાનો આખો બંગલો ફેરવીને દેખાડયો હતો અને તે જોઇને ફરેની ઘણી ખુશ થઇ તેથી ધનજીને પોતાને ઘણી ખુશાલી ઉપજી. કોઇ નહીં પણ ફરેનીજ જો ખુશ થાય તોજ ધનજીને બેહદ ખુશાલી ઉપજે તેનું કારણ શું ? ધનજી પોતાના જીગરના ઇશારાનો ભરમ સમજી શકયો નહીં; કોઈ સમજાવનારૂં હતું નહીં; અને ફરેની પોતે સમજાવે એબી કદી બને તેવું હતુંજ નહીં.

મોટે ઘરના ધપધપ્યાં માણસો કેટલીવાર ગરીબ મધ્યમ ગુંજાસના કુટુંબો સાથે ભેળાતાં કેવાં ટીચકાં ચહડાવે છે તે આપણે કયાં નથી જાણતા ? ઘણાક મોટા કુટુંબવાળાઓ પોતપોતા વચેજ ભેળાતા રહયા અને કોઇ કોઇ વળી પોતાની મોટાઇ દેખાડવા અને ગરીબો ઉપરનું મુરબીપણું દેખાડવા કોઇ ગરીબો સાથે મળતા અને તેમની સાથે વાતચીત કરવામાં કેવીક મહેરબાની કરતા હોય તેવો સ્ટુપીડ દેખાવ કરતા હતા.

ધનજીએ જેમ મોટાઓની મદારત કીધી તેમ ગરીબોની ખરે ખરી ખીદમત કીધી. તેણે પોતાના દરેક ભાહુતને બહુજ માયાકુળ આવકાર દીધો અને તેમના વચ્ચે ફરતો ને ફરતોજ રહયો અને તેમની વચ્ચેની પોતાની ચાલુ હાજરીથી રીફ્રેશમેંટ પુરૂં પાડનારા બોયબટલરો તે ગરીબોને દરેક રીતે સંતોષ આપવાની કાળજી દેખાડવા લાગ્યા. દરેક મરદને, બાનુને, અને બાળકને ધનજીએ કાંઇ જોઇતું કરતું હોય તે માટે પુછી જોયું; બાઇઓને આઇસક્રીમ, કેક, બીસ્કીટ, પુડીંગ, વગેરે આપવાની ચાલુ બોંહશ

કર્યાં કીધી, દરેક મરદને વાઇન સેંડવીચની તેણે ચાલુ ઓફર કીધી, અને દરેક બાળકને રમકડાં, વગેરેની ભેટ આપવાને તેણે પોતે મદદ આપી.

અલબતાં આ સઘળું થયું તે દરમ્યાન ફ્રેની તો ધનજીની પડોશમાં ને પડોશમાંજ રહી અને તેથી પેલાં ધપધપ્યાં મંડળોનાં બઇરાંઓ વચ્ચે થોડી ઘણી ચાવાચીવીબી ચાલી. તે મોટે ખાંચરેના મંડળોના માટીડાઓ તો ફરતા હરતા હતા, ખાતા પીતા હતા અને કેટલાંક લેડીઝ સાથે વાતચીત કરતા અને પોતપોતા ધંધાધાપાની તકરાર ચલાવતા અને ધનજી ફ્રેની માટે બંધાતી અટકળ તથા ચાલતી નીંદા જેવી સંસારી નાલેશી ઉપર તેમનું ઝાઝું ધ્યાન પુગતું નહીં.

એક તરફ મોટે ઘરના કેટલાંક બાઇસાહેબો મેજરૂં થઇને બેઠેલાં હતાં, તેમાં ૫૦ વરસની ઉમરનાં—અલબતાં, પચીસ વરસની ઉમર દેખાડનારાં ડ્રેસ સાથે—એક બાઇ હતાં, જેવણની ત્રણ કુંવારી છોકરીઓ માથે પડેલી હતી અને તે ત્રણ કુંવારી છોકરીઓ ધનજીને ખુશ કરવા માટે ધનજીના ગરીબ પરોણાઓની મેનીજ કરવામાં ઘણી મદદ આપતી હતી અને મોટે ઘરની છોકરીઓબી ગરીબોની સેવા બજાવે છે એવો ખાસ દેખાવ કરવાને તે ત્રણ છોકરીઓ જરાબી ચુકતી નહીં. અલબતાં આએ મેળાવડામાં હાજર થયલાં કુટુંબોમાં વળી એવીબી કેટલીક છોકરીઓ હતી કે જેઓ ખરાં દીલથી અને સહેજબી 'ફ્રંસ' કર્યા વના ગરીબોની મદારત કરવાની કાળજી દેખાડતી હતી અને દીલી દીલસોજી બતાવતી હતી. પણ આપણે તો પેલાં ૫૦ વરસના બાઈ જયાં બેઠાં છે ત્યાંના

મેજરાં તરફ જોઇશું. તે મેજરાંમાં એક જવાન વીધવા બાનુ પણ હતાં અને તેવણુ નવા ખાવંદની શોધમાં હતાં. તેત્રીસ વરસની ઉમરનાં બીજાં એક કુંવારા બાઇ પોતાની ગયે મહીનેજ ગયલી 'બાવીશમી' વરસગાંહની વાત કરતાં હતાં. એવાં મેજરાં વચે ધનજીની વાત ચાલી અને અલબનાં તેની સાથે ગરીબ બીચારી ફ્રેનીનું બોટું બી પીખાવા લાગ્યું.

તે વાતનો સાર એજ હતો કે ૫૦ વરસના ત્રણ દીકરીના માયજી એવાં મત ઉપર આવ્યાં કે ધનજી (દોરાબશા અમેરીકન) ને લાયકની ફ્રેની હતી નહી કારણ કે ડાકટર થયલી છોકરીઓ પોતાના ધણી ઉપર ઝાઝું ધ્યાન આપતી નથી અને સંસાર સંભાળી શકતી નથી એવો તેવણુને અનુભવ હતો. વીધવા બાઇનો એ અભીપ્રાય હતો કે ધનજી જેવી ઉમરના, યાને ૩૫ કે ૩૬ વરસની ઉમરના માણસે તો કોઇ સારાં ખાતેદાનની અને જવાન વીધવા સાથેજ પરણવું જોઇયે. પેલાં ત્રેત્રીશ વરસનાં બુચીમાયે એવું અનુમાન કહાડયું કે ફ્રેનીને ધનજી કોડું દેતો નથી માટે ફ્રેનીએ કોઈ બીજીને ચાન્સ અજમાવવાની તક આપવી જોઇયે. જો કે પોતેજ તે ટક લેવાને ઇંતેજાર હતાં એવું તેવણે કહેવાનું અખાડા કીધું.

મેળાવડો સંપુરણ રીતે ફતેહમંદ ઉતર્યો અને તેને માટે સઉ કોઇએ ધનજીને મુબારકબાદી આપી. ટીપાર્ટીના રીવાજ મુજબ દરેક બઇરાં, છોકરાં, દોસાં ડગરાંએ પોતે પોતાને મનપસંદ ચીજ ભેટ તરીકે ઉંચકી લીધી પણ ફ્રેનીએ ખાસ ગોઠવણ રાખીને સારી ફાંકડી ચીજે તો ધનજીના ગરીબ ભાડુતોને અગાઉથી આપી દીધી અને તેથી તેઓ ઘણુાજ મગન થયાં.

જ્યારે બધા રવાના થયાં ત્યારે સો પરોણાઓ માંહેલા ૯૯ તદ્દનજ સંતોષ પામી રાજી થયાં; અને ૯૫ પરોણાઓએ મનમાં ગાંઠ વાળયો કે ધનજી અને ફ્રેનીના લગનની વાત થોડા વખતમાં સાંભળવામાં આવશે. એવાં લગન ઠોકી-ઠાકી બેસાડતાં કોણને નથી આવડતું ?

ત્રણ દીકરીઓના માયજી જ્યારે રવાના થયાં ત્યારે માયજીએ ધનજીને કહયું: "મી૦ અમેરીકન, તમોએ તો આજે નવોજ દાખલો બેસાડયોછ. એમજ બધા તવંગરો પોતાના ગરીબ ભાડુતોને પાર્ટીમાં બોલાવે તો તે લોકને અમારા જેવા સાથે ઓળખાણ પીછાણ પાડવાનું બની આવે ને બીચારાં ખુશી થાય."

આ તેંહકરાઇના બોલેથી ધનજીને રમુજ ઉપજી પણ તેણે વાત ઉડાવવા કહયું, "તમારી ડોટરઓએ બહુ મહેનત કીધીછ હું-માફ કરજો ઘણી તસ્દી પડી."

"અરે કઇ નહીંરેજી—એમાં મહેનત શાની ? ગરીબોની સેવા બજાવવાની આપરા જેવાની તો ફરજ છે. મારી દીકરીઓએ તો એવી તાલીમ લીધીછ કે કેઠે જશે તો ઘેર શોભાવશે ને ઘણી છોકરાંઓને સુખી કરશે."

"હાજી-હાજી," ધનજી બોલ્યો અને મનમાં હસ્યો.

સઉ રવાના થયા પછી ફ્રેનીની રવાના થવાની વારી આવી અને ધનજીએ તેણીને શેકહેંડ કરીને કહયું. "મીસ દુબાશ, મેં મારૂં પ્રોમીસ પાલ્યું કેની ?"

"વળી તમારૂં પ્રોમીસ શું હતું ?"

"મેં કેહલું કે કાંઇ નહીં તો તમોને એક દહાડે મારે બંગલે બોલાવવા અને મારો બંગલો તમોને દેખાડવા સારૂ હું પાર્ટી આપશ. તે આજે મેં આપીકેની ?"

"મારે ખાતર ?"

"ત્યારે કોણુને ખાતર ? તમે એકવાર મારા બંગલામાં આવી જાઓ એવી મારી આરજુ હતી અને ને આજે પાર પડી."

"ત્યારે તો હું ઘણી ભાગ્યશાળી," ફ્રેની હસીને બોલી.

"ખરૂં માનજો મીસ દુબાશ, તમારી તરફ મારી પરફેક્ટ સીમપઠી છે. તમે જોણોછ કે ? તમારે માટે તો મેં મારા બંગલામાં રૂમઝનો સુટબી તઇયાર કરી મુકયોછ."

આ બોલ સાંભળીને ફ્રેનીની છાતી ધડકવા લાગી.

ધનજીએ કહયું : "મારી તો એજ આશા છે કે તમો પરણો તે પછી તમોને ને તમારા હસબંદને થોડા દહાડા મારા ગેસ્ત તરીકે મારા બંગલામાં રાખવાં અને તમારી બેઉની પેટ ભરતી હોસપીટેલીટી કરવી, ને તે મતલબેજ મેં તે ઓરડા તઇયાર કીધાછ. તમે આવીનિ જોવોછ ?"

"નહી; માફ કરો; બીજી વખત જોવશ," ફ્રેની બોલી અને અને તેણીએ મનમાં બાંધેલી ઉમેદ આ ધનજીના છેલ્લા બોલથી ઉડી ગઇ.

ફ્રેની પોતાના હોટલ તરફ રવાના થઇ અને મનસે બરબડી: "એના દીલમાં મારે વરે કાંઇજ લાગણી નહી હોશે? ફકત સીંપલ

ફ્રેંડશીપનોજ એને .ખયાલ હોશે? દોલી-દોલી-તું અજાણપણે બોલી, ખરેખર ભલું ઇચ્છી, મને કેવી દુઃખી કરેછ તેનો તુંને ખ્યાલ નથી. આ દોલ-દોલ-તું કયારે મને તારી સ્વીટહારટ તરીકે ઓળખતાં શીખશે? કયારે હું તુને તે શીખવી શકશ?"

પેલી તરફ ધનજી ખુશ મીજાજે વીચાર કરતો હતો: "ચાલો આજે ફ્રેની ખુશી થઇ તો મારો જીવ ખુશી થયો."

પણ જીવ કાંય ખુશી થયો? આએ તવંગર, ભલા અને ઉમરાવ જીગરના માણસને તે સવાલ પુછવાનું સુજયું નહીં. જીગરમાં જે લાગણી પેદા થતી હતી તે તે પીછાણી શકયો નહીં.

---

# પ્રકરણ ૧૦ મું.

—:*:—

## ગરીબ બીચારો મોગલ.

ઠગારાને ઠગવાની હું યુકતી કરૂં,
પાપીને પકડવાની જુગતી કરૂં.
વેરીને બાળવા આગ ફુંકતી કરૂં,
ઉલટાયલી બાજીને સુલટી કરૂં.
બન્યા તમ પાપીને પલીદ પાજી,
તો ઉલથાપ માટેની છે મારી બાજી.

કરાંચી તરફ મેલ–સ્ટીમર જતી હતી. એક કેબીનમાં દુરગાશંકર અને કાવશજી કરાકરી બેઠા હતા અને તેમની સામે એક બર્ઠ ઉપર એક મોગલ ઉકરૂં કુકરૂં થઇને ક્રાંસતો કરાંજતો પડેલો હતો. તે મોગલને બીચારાને દરયો લાગતો હોય તેવું જણાતું હતું અને બીછાણામાં પડયો પડયો તરફડયા કરતો હતો.

તે મોગલને કાવસજીએ પુછ્યું. "આગા કયા હય?"

"શીકમ ન દારી કે દર્દ ગર્મ અસ્ત," મુગલે જવાબ દીધો.

"એ બકી શું મરે છે?" દુરગાશંકરે પુછ્યું.

"મારી બલા જાણે," કાવસજી કહયું. "કાંઇ આર્બી કે મોગલાઇ ભાષામાં તો બોલે છે. આગા સાહેબ, હુશીયારી રાખો; ધીરજ ધરો; હીમત–હીમત!"

"આબે દરયાબ ચું ગીરાન કે નહેસ્ત નાગુદ કરદમ" આગાએ કાંસી ફુંસી કલેજું બે હાથે જોરમાં પકડીને કહયું. "મન ગુયમ કે શમો દસ્ત મન કશી ગીરફ્તાર બુદી તો સર અઝ કબ્ર બાબ ફરમાઇ."

"મુઓ તું બોલતો," કાવશજીએ ફફડીને કહ્યું.

"એને મરવા દેવો, આવો આપણે વાત કરયે," ડુરગાશંકર બોલ્યો: "આપણે ઇંગ્રેજીમાં વાત કરીશું કે જેથી આએ મોગલ થોડું ઘણુંબી સમજી શકે નહીં."

"અરે એ શું સમજતો તો? પોતાના દુઃખમાં મરી રહયો છે. રખેને અહીં કંઇ ન્યુસન્સ કરે તેની મને તો ચીંતા છે," કાવશજીએ કહયું; "એ આગો કોઇ જંગલી જાનવર જેવો તો લાગેછ."

ડુરગાશંકરને આપણે પહેલાં ૧૪ વરસની વાત ઉપર સેશનસ કોર્ટમાં જુબાની આપતાં જોયો હતો. તે વેળા તેની ઉમર આશરે ૫૦ વરસની હતી અને અંગબદને જાડો ધીમચાં જેવો હતો. હમણા તેની ઉમર ૬૫ ની ભરતીમાં આવી હતી અને તેનું અંગ બંદન, મોટાં જબરદસ્ત પાકીને પોપચો થયલાં ખરબુચાં જેવું જણાતું હતું. માથાપર તાલક પડેલું હતું અને આખું માથું બીલીઅર્ડના આઇવરી બોલ જેવું ચલકતું હતું. તેની પડોશમાં બેઠેલો કાવશજી હાલમાં ૫૦ વરસની ઉમરે પુગેલો હતો અને તે પટલો સોરાઇ ગયલો જણાતો હતો. હરામના પઇસા તેને આઇતા મળ્યા કરતા હતા માટે તે ખાઇ પી તરેહવાર રીતે ધીકાર ઉપજાવનારી બાબ-

તોમાં જીંદગી ગુજારતો હતો જેથી પેલી કહેવત છે તેમ 'ન્યામત' ખાવા છતાં મોહડાં ઉપર 'લ્યાનંત' જણાતી હતી. તોપણ તે એશકી ટાટ હતો. યુરોપીયન ઢપના અપ–ટુ–ડેટ કપડાં તેણે પેહેરેલાં હતાં અને સાથે લગેજ પણ તેવોજ સઘળો ફેશનેબલ હતો.

હવે આ બેઉ જણાએ વાત ચલાવી.

ડુરગાશંકર બોલ્યો. "તમોએ તે એનવલપ કહાડી લીધું પણ—"

"પણ શું? હું કાંઇ તમોને મારા ભરમની વાત કહેવાનો નથી. એ તો મારા હાથમાં એક ચાવી છે. તમારી ખાત્રી કરવા એટલુંજ કહુંછ કે તે એનવેલપ બલુ રંગનું છે. જે એનવેલપ પેલા તુરંગમાં ગયલા ધનજી સુરતીની પાસેથી ૧૫ હજારની નોટ સાથે મળી આવ્યું હતું તેવુંજ છે ને તેની ઉપર લાલ શાહીથી મોટા ગુજરાતી હરફે લખ્યું છે કે 'મરનાર સોરાબજી કેકોબાદ દુબાશનું છેલ્લું વીલ અને વસ્યતનામું.' એટલી નીશાની તમારે માટે પુરતી છે; ને વળી પરબીડાં ઉપર તમારાં પોતાના નામનું લાલ લાખનું સીલ કીધેલું છે, ખરૂં કેની?"

"મારી ખાત્રી થઇછ કે તે પરબીડું તમે તમારી પાસે રાખેલું હોવું જોઇયે." ડુરગાશંકરે બાજી રમવા માંડી. "પણ તે કેઠે થાવું મુકયું હોય તો ઠીક. એ અગતનો દસ્તાવેજ છે અને જો કોઇ પારકાના હાથમાં જાય તો જીવ જવાનો સોદો થાય."

"તમે ચીંતા ના કરો. તે પરબીડું થાવું મારાં દેવલાલીનાં ઘરની તીજોરીમાં મેં મુકી છાંડયું છે."

"પણ ત્યારે હવે તમારી માંગણી શું છે?"

"તે માંગણી શું છે તે તો તેહમુરસ શેઠ આગળ આપણે બેઉ હાજર થઇશું ત્યારે કહીશું. મેં તમોને સમજાવ્યા, પટાવ્યા, અસેમસે ઇશારોબી કીધો ને તમારો ઓશીયાલો રહયો; પણ તમે લોક તો છાપરે ચહડીજ બેઠા. તમે સીધે સલુકે પાર ઉતરતા નથી તો હવે આડે લાકડે આડો વેહ."

"પણ તમારી મતલબ શું છે તે તો કહો."

"એક બોલબી હું હમણા બોલવાનો નથી. તમારી ઉસ્તાદી તમારે ઘેરેજ રાખજો. તમે પવનપર પીઠ આપનારા માણસ છેઓ તો સેવકબી પીઠપર છાપટ લગાવનારો માણસ છે તે યાદ રાખજો. તમે માથું છુખશો તે નકામું. તમે મારી સાથે પાધરા નથી ચાલતા તેથી મને કેવો ચચરાત લાગેછ તે તમે જાણોછ."

"મેં તો તમારી સાથે ઘણી સારી ચાલ ચલાવીછ. જ્યારેબી તમોને સંકડામણ થઇછ ત્યારે મેં તો મદદ આપીછ."

"એ બધું હું બરાબર સમજુંછ. તમે મારી સાથે સોલીસીટર-પણું ના દેખાડો. હું તમારે ઘેર આયો ત્યારે મને તમે કેમ ઉડાવ્યો? શેઠ સીક છે, ને શેઠ જાત્રે ગીયાછ. ને શેઠ નાત્રે ગીયાછ. પછી શેઠ એકાએક ફુટી કેમ નીકલ્યા?"

"જાની બા, એક પારસીને મારે મલવું નહીં હતું તેથી નોકરને કહી મુકેલું કે તે પારસી આવે ત્યારે તેને કેહવું કે શેઠજી જાત્રે ગીયા છે, પણ મારો ભઇયો ઘધેડા જેવો ભુલ્યો ને તેણે તમોને એમ કહેલું, બાકી તમોને મળવાને મને શું અડચણ હોય?

તમે તો મારા ભાઈબંધ જેવા છો." ડુરગાશંકરે ખરેખર પવનપર પીઠ આપીને કાવશને સમજાવી લેવાની કોશેશ ચાલુ રાખી.

"સારૂં. એમ હોશે. માંડીવાળોની."

"તમે મદદ માંગેલી ને મેં ના પાડેલી?"

"નહીં. ના નહીં પાડેલી. મેં સો રૂપ્યા માંગ્યા ત્યારે મને દોઢ રૂપયો આપીને કહાડેલો. મને બધું યાદ છે તો. હવે તમારી મુડી મારા હાથમાં છે એમ તમે લોકે જાણ્યું ત્યારે ઠેકાણે આવી ગયા. હવે છેવટનું કામ કરીને તમો લોક સાથનો છેવટનો છેડો છોડવી નાંખુછ." કાવશે જવાબ દીધો; "તમારા જેવા બેકદર માણુ-સોથી એકવાર સદાનો છુટો થવશ તો મને નચીંતાઇ વળશે ને મને ઉડાવવાને સારૂ જુઠું બોલીને વધુ પાપ કરતાં તમેબી બચશો."

"તમોનેબી લાભ થાય ને તેહમુરસ શેઠનુંબી કામ થઇ જાય તો આપરે ખુશી," ડુરગાશંકરે પગ્ગજુ થઇને કહયું.

"ને તેની સાથે તમારૂંબી થોડું ઘણું કામ થઇ જાય ખરૂંની?" કાવશે ટકોર કીધી: "મેરી અદેલી મત ભુલ્યો. તમે એવા લીસા નથી કે ગાંઠનું ખાઇને બીજાની સેવા બજાવો. તમોને હું બરાબર ઓલખી રહયોછ."

"એ તો તેહમુરસ શેઠની આપરે તો સેવા બજાવ્યે છીયે. તમે શેઠ આગળ દીલ ખોલીને વાત કરજો. કેમ વાત કરવી તે અગાઉથી બરાબર ગોઠવી રાખજો કે પછી—"

"મેં બરાબર બધું ગોઠવી રાખ્યુંછ. તમારે તે બાબે ચીંતા કરવી નહી ને તકલીફ લેવીબી નહી."

"તમારે ગમે તેમ કરો ભાઇ; મને શું! મેં તો ધારયું કે કાંઇ બાબતમાં મારી મદદ જોઇતી હોય તો તમુને આપુ ને તમોને સીધે માર્ગે મુકું કે જેથી તમોને જીંદગીભરની—"

"વળી તમારી ઉસ્તાદી તમે ચલાવી કે? આજે ૧૪–૧૫ વરસ થયાં હું તમોને ઓળખી રહયોછ, કુરગાશંકર શેઠ. તમે એમ લાંબી લાંબી વાત કરીને મારાથી જાણી લેવા માંગોછ કે હું તેહમુ-રસ કાળા નાગ સાથે શું વાત કરવાની ધારણા રાખુંછ. પણ સુજમાં રોજા ખોલસો ને નકામા અતવઇ મરસો. ચાલો, જમવાનો ઘંટ થયો તે હું તો ટેબલપર જાવુંછ, સાહેબજી."

આ પછી બેઉ સાબુ સુકાલ્યા વચે ઝાઝી વાતચીત થઇ નહી. કરાંચીના બારાંમાં સ્ટીમર પુગી કે તેજ ઘડી પેલો મોગલ કીનારે ઉતરી ગયો અને સીધો તાર આફીસમાં જઇ પુગ્યો અને ત્યાંથી તેણે લંબાણ તારનો સદેશો મુંબઇ તરફ રવાના કીધો.

---

**ફેશનેબલ બાનુઓ કાજે 'ફાંકડું' પ્રદરશન.**

## ફાઇન આર્ટ નીડળવર્ક ડીપાર્ટમેન્ટ.

**અલબેલી મુંબઈ નગરીની તમામ કોમની ફેશનેબલ બાનુઓ અને ભારતની અનેક રાણીઓમાં બેહદ પંકાયલું ખાતું.**

**ઝીક, કસબ, રેશમ, સીકવન્સ, જાલી તથા આરીના કામમાં બીનહરીફ છે.**

**અમારા ખાતાંમાંથી ભરાયલી સાડીઓ, અને બ્લાઉઝોનું ઉમદા કામ, તેની દીલખુશ કરનારી ઓરીજીનલ ડીઝાઇનો એક ખાસ સ્પેશીયાલીટી છે. બીજાઓ અમારી ડીઝાઇનોની નકલ કરવાની ફોકટની કોશેશ કરે છે એજ હમારા ઉત્તમ કામની સાબેતી છે. અમારા ભાવો અમારી નાદર કારીગીરી તરફ જોતાં કીફાયત છે. અમારા ખાતાંમાં થયલું ભરત કામ નીચલાં ઠેકાણા સીવાય બીજાં કોઈની દુકાને મલશે નહીં.**

**સ્વદેશી ખાદી ઉપર ઘણુંજ ઉમદા ભરત કામ કરી આપવામાં આવે છે. નમુના તૈયાર છે. જોવાથી ખાત્રી થશે.**

## *ધનબાઈ ફરદુનજી બનાજી,*

**નાં૦ ૫, આલતામોંટ રોડ, ખંભાલા હીલ, મુંબઇ.**

ટેલીફોન નાં૦ ૪૩૧૪.

# પ્રકરણ ૧૧ મું.

——:*:——

## "કાલો નાગ."

—:o:—

દગાબાજીમાં રમી અયેશ કરી તું લે,
દગાને વળગી જર ભરી તું લે,
પાપી દરયામાં હાલ તરી તું લે,
મોટાઇની મોજમાંબી ફરી તું લે,
કરી લે હમણા તું ખોટી ભટાઇ,
જોશે આકેબત તું ખરી ખુદાઇ.

આપણી આ વાર્તાને જે નામચીન શેઠના નામથી ટાઇટલ મલ્યો છે તે નામચીન શેઠયા કેવા છે તે હવે આપણે જોઇશું. વાંચનારે ધારી લીધુંજ હશે કે તેહમુરસ કેકોબાદ દુબાશને "કાળો નાગ" નું નામ મલ્યું છે, માટે તેવણ શેઠયા કરતુક અને કરણીના ભરપુર હોવાજ જોઇયે. મામલોબી તેવોજ છે. ખુદરત ચેડી અને ચવીત્રી છે. આપણે સંસારમાં ઘણીવાર દીઠું છે કે એક માતા અને એક પીતાના બે બેટા વચ્ચે આસમાન જમીનનો ફરક હોય છે. એક ભલો, બીજો ભુડો; એક પ્રમાણીક, બીજો બેવફા અને ઠગારો; એક અકલમંદ તો બીજો બાવડી ગમાડ સ્તુપીડ; એક સખી દાતા, બીજો કંજુસ મખીચુસ; અને અનેક રીતે એકથી તદનજ ઉલટા. આ જોઇને આપણને અજાયબી ઉપજે છે પણ ખુદાની પેદાયશથી ઉત્પન થયલી ખુદરતની મહાન શકતીનો ભેદ શું

હશે ? તે સમજવા કે સમજાવવાની કોશેશ અત્રે કરવાની નથી કારણ કે તે માણસાઇ ખ્યાલાતથી દુર છે. એજ મામલો અહીં પણ જોવામાં આવે છે. આએ તેહમુરસ પોતાના મરહુમ ભાઈ સોરાબજીની ખાસીઅતથી તદનજ ઉલટો છે એટલું કહેવું પુરતું નહી થઈ પડે તો તેહમુરસનું વધારે વરણન આપીશું.

તેહમુરસ દુબાશ. તે ડા૦ ફ્રેની દુબાશનો કાકો, આશરે ૫૬ કે ૫૭ વરસની ઉમરનો હતો. ઘણો–ઓ–ઓ–જ આબરૂદાર અને લાયકીવાલો તેમજ બહુ–ઉ–ઉ–જ તવંગર ગણાતો હતો. બાલ કાળા રંગેલા હતા અને દાંત ખોટા મુકેલા હતા જેથી તેવણ પોતાને જુવાન બનેલા સમજતા હતા. તે મધ્યમ ઉંચાઇનો પણ અસાધારણ જાડાઇનો શેઠયો હતો. તેની ચામડીનો રંગ કાળો હતો નહીં તેમજ સફેદ પણ હતો નહીં પણ પીલા રંગની ચામડી હતી. તેવણ મીજાજનાં ઘણાજ તીખા તમતમતા ગણાતા હતા અને નોકર ચાકરો ઉપર ઘણોજ ધાકધમકી રાખવામાં જબરી બહાદુરી દેખાડતા હતા તથા નાની નાની કસુરે પણ નોકરોને દંડની સજા કરવામાં તેવણની હીંમત પાર વનાની હતી. આવી રીતે નોકરો તેનાથી જો કે બેઝાર થતા હતા તોપણ નોકરો જુના અને સંતોશી હતા કારણકે શેઠ જેટલા બુરા અને બદજાત હતા તેટલાંજ બાઇ ભલાં અને મયાલુ મહેરબાન હતાં અને બાઇની દયા મયા અને મંદદથી નોકરો સુખી રહેતા હતા. જ્યારે શેઠને અડી અટકી ગયલા જોવાની નોકરો દુઆ ગુજારતા હતા ત્યારે બાઇને તેઓ લાખ લાખ આશીર્વાદ દેતા હતા. બાઇ આગળ શેઠનું ઝાઝું ચલણ હતું નહીં

અને બાઇનો સખુન કોઇ દહાડેબી રદ કરવાની શેઠની છાતી ચાલતી હતી નહીં, કારણકે સઘળાઓ સાથે શેઠના ધણીઆણી ધનબાઇજી મયાળુ વરતણુંક ચલાવતાં ત્યારે શેઠ આગળ એવું તો કલાંતપણું દેખાડીને શેઠની નાડ પકડીને તેને ધનબાઇજી જેર કરતી કે શેઠજી બાપડા ધણીઆણી આગળ ધ્રુજી ધડકી પડતા હતા. સંસારનો અભ્યાસ કરનારાઓની આએ એક મોટી અજાયબી છે કે વેપાર વહેવાર અને બહારના કામકાજમાં બદમાશ અને મુજી તરીકે જણાયલા, પાપી અને ધાટકી સાબેત થયલા પોતાની ધણીઆણી આગળ ઘેટાં જેવાં ગરીબ કેમ બની જતા હશે? વળી તેજ મુજબ તેવા સંસારના અભ્યાસીઓ ધણીવાર આશ્ચર્ય પામે છે કે બહાર દીલસોઝ દયાળુ અને મહોબતવંતા જણાય છે તેઓ કોઇવાર પોતાની મોહરદાર સાથે જુલમી અને કંગાલ કજ્યો કરનારા, બારે માસ એક ઇનફરનલ–ન્યુસન્સ થઇ પડનારા કેમ બનતા હશે? ચવીત્રી ખુદરતના એ ચેડાં હશે; મહાન શકતીની તેમાં કાંઇ ઉંડી કરામત હશે—કોણ જાણે શું હશે?

પારસી સંસારી વાર્તા કેવાં મંડળોમાં અને કેટલી ઉમરની જવાનં બાનુઓના વાંચવામાં આવે છે તે સારી રીતે જાણીતું થયલું હોવાથી ટુંકમાંજ શેઠની કાર્કીરદી દરશાવીશું કે શેઠે પોતાની દોલતના જોરે ઘણા સંસારનું નખોદ વાળયું હતું અને ઘણાં સુખી જોડાને તારાજ કરી હમણા દપટ પડયા હતા. છેલ્લા થોડા વખત દરમ્યાન તબીયતે એવો બળવો ચલાવ્યો હતો કે હવે બધી બદફેલીથી દુર રહેવામાંજ શેઠે પોતાની સલામતી જોઇ હતી.

સત્તા પંજામાં શેઠ ચકચુર હતા અને શૅર બજારના શેઠ "દાદા" ગણાતા હતા. છેલ્લા બે મહીના થયા શેઠ કાંઇ અકર વકરમાં પડયા હતા અને તેનો ભરમ કોઈ આગળ તેવણે ખુલ્લો કર્યો હતો નહીં કારણકે ખુલ્લો કરે તો પોતાના બાબમાં ઘણો ખુશનુમા બનાવ નહીં બનશે એવું તેહમુંરસ જાણતો હતો. પઇસાને તે દુન્યા સમજતો હતો; પઇસાને કાજે તે કાંઇબી કરવાને તઇઆર થતો હતો.

તેહમુરસે એક ઇંગ્રેજ સેક્રેટરીને નોકરી રાખ્યો હતો અને તે સેક્રેટરી વળી શેઠના જેવોજ ચોરઆંત્યો હતો. તે સેક્રેટરીનું કામ એટલુંજ કે જ્યારે કોઇ મોટો માણસ તેહમુરસને મળવા આવે ત્યારે સેક્રેટરીએ આવીને શેઠને એવી વાત કહેવી કે પેલો મળવા આવેલો દબાઇજ જાય.

તેહમુરસનો કરાંચીમાં બંગલો હતો અને મોટી જાગીર હતી. તે પોતાના બંગલામાં બેઠો બેઠો છેલ્લાં સ્પેકયુલેશનનો હીસાબ ગણી—પ્રોફીટ લોસની રકમ તારવી કહાડતો હતો તેટલાં કરાંચી પૉર્ટ ટ્રસ્ટનો એક મેમબર ચોકકસ જમીનની ખરીદી અને વેચાણના બાબમાં વાત કરવા આવી લાગ્યો. તેહમુરસે તેને આવકાર દઇને બેસાડયો અને બંને જણા વાત કરવા લાગ્યા તેટલાં શેઠનો સેક્રેટરી આવ્યો અને બોલ્યો:

"સર, આજે રાતના કમીશનરની પાર્ટીમાં તમારે જવાનું છે તેની યાદ આપું છ."

શેઠે કહયું: "ઓલ રાઇટ; રાતના મોટર તઇયાર રાખવાનો ઓરડર આપજો—હેંકયુ."

પેલો સેક્રેટરી ગયો અને તેહમુરસ પોતાના પરોણા સાથે પાછો વાત કરવા લાગ્યો તેટલાં પેલો સેક્રેટરી પાછો આવ્યો અને બોલ્યો: "સર, પેલા મીલના શેર વેચવાની આજે ગોઠવણ કરવાની છે. દશ વાગેનું એનગેજમેંટ છે."

"મને તેની યાદ છે." તહેમુરસે કહયું: "એ પાંચ લાખના શેર આજે વેચી નાખજો અને બેંકમાંથી બીજા રૂપીયા બે લાખ મંગાવી સઘળા સાત લાખ રૂપીયા પેલી નવી રેલવેના આપણે શેર ખરીદયાછ ત્યાં ભરી દેજો."

"યસ—સર." સેકરેટરી પાછો ગયો.

વળી થોડેવારે સેકરેટરી ટુકંકો લાવ્યો કે "ફલાના ફંડમાં કોઇ રકમ આપવાની માંગણી આવી છે."

શેઠે કહયું "જાઓ પાંચ હજાર રૂપીયા ભરી આપો ને તેનો ચેક લખી મારી સહી લેજો."

કોઇ મોટું માણસ મળવા આવતું ત્યારે સેકરેટરી કેવી કેવી ગપની ગોળી મારતો હતો તેનો આએ એક નમુનો આપ્યો છે.

પેલો પરોણો રવાના થયો અને થોડે વારે એક ગરીબ દેખાવનો પારસી આવીને ઉભો. શેઠ તેની સાથે ખુબ મરાયા ખુબ ખીજવાયા અને પોતાની ખરી ખાસીહત પણ શેઠે તેની આગલ ખુબતરેહથી દેખાડી દીધી.

નશકોરાં ચહડાવીને તથા ફીફડાં ઉંચા કરીને તેમજ એક બે હાડા માસતરી લીપી પણ ચલાવીને શેઠજી સખીદાતા અને માયાલુ. ભલા દીલસોજ તેહમુરસ દુબાશ ચીચવાઇને બોલ્યા:—

"તારી ઉપર મારા ત્રણ હજાર રૂપ્યા હજી નીકળેછ. તે રૂપ્યા તો આપવાનું ઠેકાણું નથી પણ ઉપરથી ઉલતી આવી નીચ હલકી ચાલ ચલાવેછ? શરમ છે—લ્યાનત છે તારી ઉપર."

"સાહેબને કેહું કે મારા બબરચીની ભુલ થઇ તેથી—"

"ચુપ! હરામજાદા મુંગો રહે. તું નવજોતના ને લગનના ખાણુંઓનાં કંત્રાકટ લેછ ને સેંકડો રૂપયા કમાયછ તે શું હું જાણતો નથી કે? પરમુ દહારે તેં લગનના જમણનું કંત્રાકટ લીધું તાહરે મનમાં ધારતું હતું કેની કે બરાબર મારે ઘેરે ભોણું મોકલે."

"મેં તો સાહેબ મારાં માણસને કહેલું."

"માણસને કહેલું તે તારા હાથ પગ ભાંગી ગીયાતા? તેં તારી નજરે બધું ભોણું ગોઠવીને બરાબર ભરચક મોકલતું હતું કેની? હું જાણું કે ચાલ બીચારો ગરીબ માણસ મારા ત્રણ હજાર રૂપયાનું ૫૦ રૂપયાજ દર મહીને વયાજ આપેછ તો કાંઇ નહીં, એટલું તો એટલું. ગરીબ માણસનું કામ થાય. પણ ગરીબ માણસ તો સેતાન નીકલ્યો. જરા મારી મહેરબાની ને લાયકીનો વીચાર કરીને આઠ દશ ઇંડા, પાંચ દશ પોપટજી પંદર વીશ માછલીની કટકી એમ બધું મોકલવું હતું કેની. મેં જાણ્યું કે તું ભોણું મોકલશે ને ઘેરમાં રંધાવ્યું નહી ને મારાં હીરા જેવાં છોકરાં ભુખ્યાં રહયાં. એ તે કંઇ રીત છે."

"માફ કરો સાહેબ કસુર થઇ."

"જા, આએ વખત તો માફ કરૂંછ. ફરીથી એમ થયુંછ તો એટેચમેંટ બીફાર ડીલીવરી લાવીને ઇનજંકશન ઓરડરથી લીક-વીડેશનનું સ્તેટમેંટ નોંધાવી દેવશ ને બચ્ચા તુરંગમાં મોકલશ. ચાલ નીકળ—તારૂં મોહડું કાળું કર."

ઉપલો પારસી ગયો કે એક હીંદુ આવ્યો. તેણે શેઠને બહુ નમીને સલામ કીધી અને શેઠે પુછ્યું: "કેમ? આજની બધી ગોઠવણ થઇ'છ કે? વળી ગેઇ વખતની કાની હુર્યો તો નહી થાય?"

"નહી રે સાહેબ, હુર્યો શું થાય? આજના સાંજના મેળા-વડામાં તમે સાડા પાંચ વાગે પધારજો. મેં ૪૦ માણુસોને પાવલી પાવલી આપીને રોકી મુકયાછ તે તમો આવશો તેવાજ તે લોક જોશભેર તાલી પાડશે અને હુરરે કરશે."

"પણ પાવલી પાવલી શાની આપી? બબે આને પટતે. તુંબી નકામો ખરચ કરાવેછ જો."

"જોવની શેઠ, ગેઇ ફેરી જે માણસોએ તમારી તરફ હીસ—હીસ કીધું હતું તેમનેજ મનાવી લીધાછ. તે પછી પાવલી વગર પત્યું નહી. દશ રૂપ્યામાં તમોને દશ લાખ રૂપ્યાની આબરૂ મળશે. પછી છાપામાં તમે લખાવશો તો ખરી વાતજ પ્રગટ થયલી ગણાશે. ૨૧૦ તે શું બીસાતમાં."

"હવે ઘણી ફીલસુફી ના કરો. સીધારો."

મોટા શેઠની જીંદગી કેવી રીતે ગુજરતી હતી તેની સમજ આપવા માટે ઉપલા બે દાખલા ટાંકયા છે.

આપણે ઉપર ઇશારો જોયોછ તે મુજબ તેહમુરસ શેઠના ધણીઆણી ધનબાઇજી જુદીજ મટીનાં હતાં. તે ચોકકસ રીતે ભલી અને દીલસોજ હતી અને નોકર ચાકરોને જુરાબંધ ગાળ તેણી દેતી હતી પણ તેમને વરતાવતી અને તેમની તરફ દયાળુ રહેતી, જો કોઇ નોકર બીમાર પડતો તો શેઠ તેનો પગાર કાપી લેતો પણ શેઠાણી તેને પાંચ પંદર ગાળ દેતી અને સાથે દવાઇ મંગાવી આપતી, કાંજી કરીને પાતી, સારો ખોરાક આપતી અને શેઠે કાપી લીધેલી પગારની રકમ શેઠની હરૂસે નહીં પણ શેઠ જાણે તેમ પાછી તેને આપીને ઉપરથી ફરીને પંચ સાત ચોપરવાડી ચલાવતી. બધાની સાથે તે વીઝોડું લેવામાં બહાધર હતી, અને તેમાં ખાસ કરીને શેઠને તો તોબાહ બોલાવતી હતી. શેઠ આખાં ગામને બુમ પડાવતા અને પોતાની ધણીઆણી આગળ ધધેડા બનતા. આખું ગામ શેઠથી બીહીતું હતું અને શેઠ બાયડીથી બીહતા ધ્રુજતા હતા. ધનબાઇજીનું કોઇબી કીધેલું કારવેલું કામ ફેરવવાની શેઠની હીમત ચાલતી નહીં પણ શેઠના કીધેલાં કોઇબી કામને ફેરવી કે ઉલતાવી નાખવાનો ધનબાઇજીને દરેક હક હતો. આ જોડાંને બે બેટા હતા એક વડો નવ વરસનો દીકરો જમશેદ અને બીજો સાત વરસનો જાલ.

આપણે શેઠ તેહમુરસને પેલા પારસી બાવરચી કંત્રાકટર સાથે વાત કરતાં જોયા છે. તે બાવરચી શેઠ સાથે વાત કરીને ત્યાંથી નીકળયો અને બંગલામાંથી બહાર નીકલવા ઓટલા ઉપર આવ્યો જ્યાં ધનબાઇજી એક નેતરની માચી ઉપર બેસીને માલીને ધમકાવતી

હતી.—ધનબાઇજી બોલતી હતી. "મુઆ, તુમાલા પદર વખ-તાલા સાંગીતલા કે કે પુલચા કુરા બદ્દલુંનસી માજી મોટર મદી ઠેવ, તે કસાલા કાય નહી ઠેવલા."

માસીએ કહયું. "શેઠ સાંગતા—"

"શેઠલા કાય સાંગુ ને તુલાબી. મુઆ ચોર કાફ્ર. શેઠ કોણ થાતે હય? જો નાઇ કરેલ તો તુજી ને શેઠજી ડોગીચી જટકની કારૂન તાકેલ."

"બરાં બાઇ સાહબ"

"ને તુમચી બાઇકો કસી હય!"

"અતાં ચાંગલી નાહી જાલી."

"તે મુઆ હજામરા તેની દવાઇ કેમ બરાબર નથી કરતો? લઇ જા આપરા ડાકટરને તાંહ ને દવાઇ અપાવી લાવ. જા, હમણા ને હમણા જા. કામ બામ પછી કર્યાં કરજે. બીજા માલી મુએલા છે કેની. દોર—જા."

આજ વખતે પેલો બાવરચી આવી લાગ્યો. તેણે નમીને બાઇને સલામ કીધી અને ખબર અંતર પુછી.

"બા ગેઇ વખતે તમે લગનનું ભોણું કાંય મોકળયું?" બાઇએ પુછ્યું.

"તે મારી ફરજ ઉતી ને તેથી—"

"કંઇ ફરજ બરજ ઉતી નહીં. તમે ગરીબ માણસ શાના તનઈ તુટતાં હોશો?"

"શેઠજી કહેજે મોકળજે તે મેં મારી ગુજાસ મુજબ—"

"શેઠ બેવકુફ છે ને તમે હજામરા છેઓ. અમારે ઘેર ખુદાનું આપેલું બધું છે ને નકામું તમે શું કામ એમ ખરચમાં ઉતરોછ. હવેથી કંઇ મોકલતાં ના, ને શેઠ પુછે તો કહેજો કે બાઇએ ના કહયુંછ કે બસ થયું. શેઠ પાસેથી થોડા ઘણા રૂપીઆ તમે ઉછીના લીધા તે શું કંઇ ગુનેહગારી કીધી? લે–જાઓ, એમ ઉભા રહીને એમ મોહડું ના જોયા કરો."

ધનબાઇજી, ઉપર જણાવેલા દાખલાઓમાં દેખાડવામાં આવ્યાં છે તેવી કીસમનાં હતાં. પણ આપણે ફરીને શેઠ તેહમુરસની મુલાકાત લઇશું.

તેહમુરસ આગળ ડુરગાશંકર અને કાવશજી કરાકરી બેઠેલા હતા. તેહમુરસ ચીરડાયલા હતા, બલકે ચીરડાઇ જવાનો દેખાવ કરતા હતા, ડુરગાશંકર પાઘડી કહાડી મજેહથી બોડી ચલકતી ટાલકી પસવાર્યા કરતા હતા અને કાવશજી કરાકરી ખુશ મીજાજે હસ્તા હતા.

તેહમુરસે કાવશજીને કહયું: "તમુને મારા લાગવગ, દોલત દરજજા ને ઇનફ્લ્યુઅંસનો કાંઇ ખ્યાલ છે કે?"

"જોવની શેઠ, આપણે ત્રણ જણા વચે એવી ડફાંસ મારવાની ઠીક નહી પડે," કાવશજીએ ધીમેથી ઠંડે પેટે જવાબ દીધો: "આપણે ત્રણે ચોરાંઆત્માં છીયે તે આપણે ત્રણે જાણયેછ. બેહસ્તન સુનાબાઇ, તે તમારા બેહસ્તી ભાઇ સોરાબજીના ધણીઆણી, અને મીસ (ડા૦) ફ્રેની ડુબાશના માયજી, તે તમારા જેવા મોટા લખપતી ઇનફ્લ્યુંસીયલ શેઠયાંના બોંજાઇજી—"

" અરે હા—હા—હા. બધું સગપણ હું જાણુંછ. તેનું તું કહેવા શું માંગેછ ? " તેહમુરસ વચ્ચે બરાડી ઉઠયો.

"તેનું એ કહેવા માંગુછ કે તે બાઇનું છેલ્લું કાગળ મારા સ્વાધીનમાં છે. એ કાગળ્યું લઇને હું સીધો મુંબઇના પોલીસ કમીશનર પાસે જવશ અને રડી તટરી ઢોંગ ધતુરા કરીને તે કીધેલાં પાપના પસ્તાવામાં ગાલ ઉપર પાંચ પંદર તમાચા મારીને તથા મારા કાન મારે હાથે ચીમટી કહાડીને જણાવી દેવશ કે " સાહેબ સઘળું સાચું કહી દેવુંછ–મારોભી તમે ને જીવાડોભી તમે " પછી હું કીંગઝ એવીડન્સ બનશને પછી તમારો કેમ ફજેતો થશે અને આએ ડુરગાશંકરના કેમ વાવટા ઉડશે તે તમે સમજી લેજો. તમે લોક પાધરે પુરા રસ્તે નથી આવતા તો પછી એમજ. વાંકી આંગળી વના ઘી નીકળવાનુંજ નથી તો. તમે ઠેકાણે આવી જાઓ, ને નહીતો, હું તમોને પુરેપુરા ઠેકાણે લાવી મુકશ, તે ખુબ ધ્યાનમાં રાખી મુકજો."

"ત્યારે તું આએ કાગલ્યું મને આપી દે, તો શું લેશ ?" તેહમુરસે પાછો સવાલ કર્યો: "એક વાત જે તે કહી દે કે ખટપટ પટી જાય."

"એક વાત—રૂપયા પંદર હજાર !"

"હેં ! એ શું વાત લાયોછ ? આટલા કાગળના ચીંડડાંના રૂપયા પંદર હજાર ? તુંને બોલતાં કાંઇ વીચાર આવેછ ?"

"કાગળના ચીઠડાંના નહી પણ કાગળ માંહેલા લખાણના રૂ૧૫ હજાર—તમોને બેઉને કાળાં પાણીએ મોકલવાની શાદતના

૩૧૫ પંદર હજાર—તમારી આબરૂ ઇજત અને દોલતની સલામતીની કીમતના રૂપયા પંદર હજાર. તમે કાંઇ એવા બોલ્યા ગપાટ અને અટલના બોહમીર નથી કે મારા કહેવાની મતલબ સમજ્યા નહી હોવો. અગર સમજયા નહીં હોવો તો આએ તમારાં નામાંકીત પુછડાં ડુંગર્યાંની સલાહ લેવો. એવી એવી ઉલગબડીંની સલાહ આપવાની સમજદારીના તો એવણના દરયા જેવાં પેટમાં ડુંગરના ડુંગર ભરેલા છે."

આ વખતે તેમુરસનો સેક્રેટરી આવ્યો અને બોલ્યો.

"સર, લેડી બોલ્ડમેડ ટેલીફોનથી કહેછ કે તેવણ પાર્ટી આપવાના છે તે જે દહાડે તમોને ફુરસત હોય તેજ દહાડે તેવણ આપે કે જેથી તમો ત્યાં પધારી શકો અને તેવણને તેથી શોભા મળે."

તેહમુરસે કહયું: "ઠીક છે હું ડાયરી જોઇને કહેવશ."

સેક્રેટરીના જવા પછી કાવશજી હસી પડયો અને બોલ્યો: "બોબી ઠીક ધતુરો—વાહ લેડી તમારી ઉપર આવાં કુરબાન !"

"ચાલો હવે વાત પુરી કરો, તમો જોવોછ કે મને ઘણી રોકાણુ છે ને બધાને જવાબ દેવાનો છે," તેહમુરસ બોલયો.

"ત્યારે શું આએ લેડીના સંદેશાની વાત હું ખરી માનુંછ કે ? અરે એવું હંબગ તમારા ગજવામાં રેહવા દેવો. તમારા સેક્રેટરીને કહેવો કે પાછો જો એવી ફેંકા ફેંકીની વાત લઇને આવોછ તો ધપો મારીને ઓરડાની બહાર કહાડશ," કાવશ બોલ્યો.

કાવશની આવી ભાષાથી શેઠના ઉભાઇતો ઘણા ગીયાં પણ

આએ નટ્ટ લતખત પેશાગીર આગલ તે શું બોલે? તેને દમ ભરાવેલો ફોકત. શેઠે અને ડુરગાશંકરે એક બીજા તરફ જોયું.

બેઉ પીંડારાઓના મગઝમાંથી ચોકસ વીચારો પસાર થયા અને બને એક બીજાના વીચારો સમજી શકયા. બને વચે આંખના ચોકસ ઇશારા પણ પસાર થયા જેની તરફ કાવશનું ધ્યાન ખેંચાયું નહીં.

"ઠીક છે; તું જરા વરંદાપર જઇને બેસ, તેટલાં અમે બે જણા વાત કરી લઇયે. તાંહ નુસ છે તે વાંચ. પછી બોલાવું ત્યારે આવજે." તહેમુરસે કહયું.

"નુસપેપર વાંચવાનો મને ઝાઝો શોખ નથી. તેને બદલે તમારા બોય બટલરને કેહોકે બ્રાંડી સોડા ને બરફ લાવી આપે કે જરા મારો વખત સોહવાઇ જાય ને તમોને બોલાવતાં વખત થાય તો તેથી મને અધીરાઇબી નહીં ઉપજે," કરાકરીએ સુચના કીધી.

"વારૂં જા—હું બોયને તેડીને કહુંછ."

કાવશ વરંદાપર જઇને મજેહથી ગોઠવાઇને બેઠો અને તહેમુરસે બોયને બોલાવીને કહયું: "બહાર શેઠ બેઠાછ તેવણ આગળ બ્રાંડી સોડા ને આઇસ લઇ જઇને મુક; પણ જો—બ્રાંડીની ડીકાંડરમાં બે પેગ જેટલોજ બ્રાંડી રાખજે."



# જો તમોને માત્ર થોડાજ વખતમાં

(૧) ઇંગ્રેજી બોલતાં લખતાં શીખવું હોય,
(૨) વાજીંત્રો ઉપર સારી રીતે ગાતાં વજાડતાં જાણવું હોય,
(૩) દર વખત ચાલુ કલાસ ચઢી મેત્રીક થઇ કોલેજમાં દાખલ થવું હોય,
(૪) ઇંગ્રેજીમાં ઝડપી પત્રવ્હેવાર કરી જાણવાની ઇચ્છા હોય,
(૫) કામધંધામાં રોકાવાને સબબે ઝાઝો વખત ફાલતું નહિ પડતો હોય,
(૬) છતાં કોઇપણ એક કલાક હાજરી આપી ઇંગ્રેજી સાથે વેપારી બાબદાનું પણ જ્ઞાન મેળવી નોકરી ધંધામાં પડવું હોય,
(૭) ભવિષ્યમાં કંઇપણ સારૂં કામ કરવાની ઉમેદ હોય

## તો

વગર ઢીલે તમારૂં નામ આજ બારબાર વર્ષ થયાં એકજ અવાજે વખણાતા ફોટના બુંબાખાનાની સામે આવેલા જાણીતા **ગોળવાળા ફોર્ટ ટયુશન કલાસમાં** નોંધાવો, કે જે કલાસ એકલોજ છે કે જે મુંબઇના માનવંત આર્ચબીશપ અને સેંટ ઝેવ્યસ કોલેજના માજી પ્રીનસીપલ મોસ્ટ રેવરંડ ડોકટર એ. ગુડીયર, ચીફ જજ શેઠ ઝવેરી, એલફીનસ્ટન કોલેજવાળા પ્રોફેસર નગરકર, માનવંત સર હોરમસજી કાવસજી દીનશાહ એડનવાળા, શેઠ જહાંગીર વીમાદલાલ સોલીસીટર, ખા૦ બા૦ ડો૦ દાજી વગેરે અનેક જાણીતા આસામીઓના, તથા જામે, સાંજ, કયસર, ભારત, પ્રજામિત્ર, આફ્રીક વગેરે જાહેર છાપાઓના ઉંચા અભિપ્રાયો ધરાવે છે કે જેઓમાંના ઘણાંકોએ અંગત પરિક્ષા કે મુલાકાત લઇ પોતાનાં લેખીત ઉંચા મતો આપ્યાં છે.

તમારૂં ભવીષ્ય સુધારવા અર્થે તેમજ મંડળીમાં દીપી નીકળવા અર્થે **ગોળવાળા ફોર્ટ ટયુશન કલાસનાં** ખાસ છુટાં શિક્ષણની ભલામણ છે, કે જેનો લાભ લઈ સંખ્યાબંધ શખ્શો ધંધાદારી બન્યા છે, તથા બીજા અનેક સારા હોદ્દાઓ ધરાવે છે.

# પ્રકરણ ૧૨ મું.

——:o:——

## એક આગલી કહાણી.

—:o:—

કીધેલાં કરતુકની કરી લે બાદ
ભાઇ અને ભોજાઇ જે હતાં નેક જાદ—
કેમ કીધુ સુખ તેં તેમનું બરબાદ
કીધી કેમ નાશ તે તેમની મુરાદ!
પ્રપંચની યોજના કેમ પાડી તેં પાર?
કેમ થયો નીરદોષ એક નાહકનો ઠાર?

"દુરગાશંકર, તમારો શું વીચાર?"

જ્યારે કાઉ કરાકરી વરંદાપર બેસી સોડા બ્રાંડી સીપ કરતો હતો અને લાવણી લલકારતો હતો ત્યારે દુરગાશંકર અને તહેમુરસ ખાનગી વાત ચલાવવા લાગ્યા.

"જે નીશાની આએ કાફૂર કાવલાએ આપી છે તે બરાબર છે." દુર્ગાશંકરે જવાબ દીધો.

"તમારી કેમ ખાત્રી થઈ? મારી આગળ ખુલાસો કરો," તહેમુરસે કહયું: "૧૪ વરસ થઇ ગયાંછ વાસ્તે મને આગલી વાત જરા ફરીથી કહી સંભળાવો."

"મરનાર સુનાબાઇ મારી આગળ આવી તેની અગાઉ તમે પોતે મને મળી ગયા હતા. તે વેળા તમે કે હું જાણતા હતા નહી

કે સુનાબાઇ મારી સલાહ લેવાને મારી આગળ આવશે. પણ તમોને તમારાં કામમાં ખુદરતી મદદ મળવાની હશે અને મારા નસીબમાં જશ ખાટવાનો હશે તેથી બાપડી મારી આપીસમાં ચાલી ચલાવીને આવી. તેની સાથે તેની નાની દીકરી ફ્રેની હતી. તે છોડી બહુ નાની હતી પણ તેજ વેળાથી તે બહુ ચબરાક લાગતી હતી.

"મારી આગળ સુનાબાઇએ વાત ચલાવી અને મને કહયું કે 'આજે પાંચ વરસ થયાં મારા માટી સાથે મને અણબનાવ હતો. મારા માટીને તેના ભાઇ તહેમુરસે ખોટી ખોટી વાત મારે માટે કહીને ભંભેર્યો હતો અને તેથી તે મારી તરફ બીન વાંકે ખપા થયો હતો અને મને જુદાં ઘરમાં મારી દીકરી સાથે રાખી હતી અને મને દર મહીને રૂ. ૧૦૦ નો પગાર આપતો હતો. મારો માટી એકાએક બીમાર પડી ગયો અને તે વેળા મારાં સારાં નસીબે મારા માટીનો ભાઇ તહેમુરસ્સ પોતાના કોઇ કામે બહારગામ ગયો હતો. મારા વરે મને એકએક તેડું મોકલ્યું અને હું તરતજ, ફ્રેનીને લઇ તેની આગળ દોડી ગઇ.'

"આટલું બોલતાં તે બાઇ રડી પડી અને થોડે વારે પાછી શાંત પડી અને પછી બોલી, 'મારી છાતીમાં જ્યાર ત્યાર દુ:ખારો થઇ આવેછ. ડાકટરો કહેછ કે મને હાર્ટડીઝીઝ છે ને કોઇ વાર જો હાર્ટમાં જોરમાં આંકરૂં આવશે તો હું પાણી પીવાબી ઉભી રહેવશ નહી.' મેં તે બાઇને દીલાસો દીધો અને હીમત આપી અને પછી તેણીએ પોતાની વાત પાછી આગળ કહેવા માંડી. તેણીએ કહયું: 'મારા ખાવંદ આગળ હું દોડી ગઇ. તેની પડોશમાં ડોકટરો બેઠેલા હતા. બે ડાકટરો હતા. મને જોતાંજ તેણે બેઉ

ડાક્ટરોને બહાર જવા કહયું અને મને પોતાની પાસે બોલાવી ગળે લગાડીને કહયું કે સુના મને માફ કરજે, હું તારો ગુનાહગાર છું. મારા વરે ખુલાસો કીધો તે ઉપરથી મને જણાયું કે મારા દેર તેહમુરસે મારા વરને મારી નીતી બાબે ખોટું ખોટું સમજાવ્યું હતું પણ તેહમુરસ બહારગામ ગયો તેને બીજે દહાડે તેહમુરસને નામનો એક કાગળ આવ્યો અને મારા માટીએ તે ભુલમાં પોતાનો સમજીને ઉખેડયો. તે કાગળ કાવશજી કરાકરી તરફનો હતો. તેમાં કાવશજીએ લખ્યું હતું કે કાવશજીને રૂ. ૫૦૦ ની જરૂર હતી માટે તે એકદમ મોકલવા અને જો તે રૂપ્યા નહીં મોકલશે તો સુના ઉપર તેણીની નીતી બાબે જે ખોટું તોહમત તહેમુરસે મુકયું હતું તે કાવશજી મારી આગળ અને મારા વર આગળ જાહેર કરી દેશે. આ કાગળ વાંચતાંજ મારો ખાવંદ ઘણોજ ખફા થયો અને તેણે એક કાગળ પોતાના ભાઇ તહેમુરસ ઉપર લખ્યો અને મને પાછી મનાવી લેવાનો તેણે વીચાર કર્યો. પણ તેટલાં તેના એક અભાગ્યાં દરદે જોર કીધું અને ડાકટરોએ ઠરાવ્યું કે એકદમ ઉતાવળે ઓપરેશન કરવું જોઇયે. તરતજ મારા માટીએ મને બોલાવી મંગાવી અને મને સઘળું કહયું અને તરતજ પોતાનું નવું વીલ બનાવ્યું. તે વીલ ઉપર પેલા બે ડાકટરોની સહી લીધી. ડાકટરોએ ઘણીજ ઉતાવળ કીધી, એક કલાકમાં ઓપરેશન થયું, અને બીજે કલાકે તો મારા માટી ગુજરી ગયા. મારા માટી સાથે મને પાછી દોસ્તી થવા પછી ફકત બેજ કલાકમાં મારા વર બહેશતી થયા.' એટલુ બોલીને બાઈ પાછી જાર જાર રડવા લાગી."

"હા, એ સઘળી વાત તમે મને કહેલી તે મને યાદ આવેછ." તેહમુરસ બોલયો "પછી શું થયું ?"

"પછી તે બાઇએ પેલું વીલ મને આપયું અને મેં તે વાંચ્યું. રીતસરનું બરાબર બનાવેલું તે વીલ હતું અને તેમાં પોતાની આઠ લાખ રૂપીયાની પુંજી સોરાબજી દુબાશે પોતાની ધણીઆણીના નામ ઉપર કીધી હતી અને તમારા નામ ઉપર ૧૫૧ રૂપીયા કીધા હતા. તે ઉપર પેલા ડાકટરોની સહી હતી. મેં જોયું કે કામ બગડયું હતું અને જો આ વીલ કોરટ દરબારમાં રજુ થાય તો તમોને ફકત રૂ. ૧૫૧ આપીને રૂખસદ આપવામાં આવે. એવું હોવાથી મેં તે વીલ લીધું અને મારી આફીસના એનવેલપમાં મુકી તે બાઈ પાસેજ એનવેલપ ઉપર લખાવ્યું અને મારાં સીલથી તેની ઉપર મોહર કીધી અને બાઇને કહયું કે 'ત્રણ દહાડા રહીને આવજો, આપણે બરાબર ગોઠવણ કરીશું."

"બાઇ પાછી ગઈ અને મેં તમોને તરતજ બોલાવી મંગાવ્યા અને સઘળી વાત તમોને મેં કહી અને પેલું બલુ પરબીડુંબી મેં તમોને દેખાડયું હતું. તમોએ તે ઉપરના હરફબી સુનાબાઇના હરફ તરીકે ઓળખયા હતા. પછી કાવશજી કરાકરીની સાથે મળીને આપણે ગોઠવણ રચી જેને પરીણામે મારી આફીસમાં કાવશજીએ પોતે આગ લગાડી અને નકામાં પેલો બાપડો ધનજી સુરતી તુરંગમાં ગયો."

"પણ પછી સુનાબાઈ તમારી આફીસમાં પાછી આવી હતીની ?" તહેમુરસે પુછ્યું.

"હા આવી હતી. આઠ દશ દહાડા પછી આવી. તેની છાતીના દુઃખારાના દરદે જોર પકડયું હતું માટે ઠરાવેલા દીવસે આવી શકી હતી નહીં. આપણી ગોઠવણ એવીજ હતી કે બાઈ આવે યારે એમજ કહેવું કે આગ લાગવાથી વીલ બળી ગયું છે પણ આપણે કોર્ટનો આશરો લઇશુ. પણ એ બધુ કરવાની જરૂર રહીજ નહીં. બાઇ જ્યારે મને ફરીને મારી નવી આફીસમાં મળવા આવી હતી ત્યારે ઘણીજ નબળી પડી ગઈ હતી અને બીમાર જણાતી હતી. સારાં નસીબે તે બાઇની સાથે તેણીની એક નણ બહેન પણ આવેલી હતી. તે બાઇ આવી અને મને પુછયું પેલું મારૂં કાગલયું—' પણ મેં તેણીને વધું બોલવા અગાઉ કહી દીધું કે "તેતો આગમાં બળી ગયું" બાઇએ ઓઓ કરીને છાતીપર હાથ મુકયો, તેણીના ડોળા ચહડી ગયા, તેણીએ માથું નાખી દીધું, અને ખલાસ. બીચારી બાઇ ત્યાંજ મરી ગઇ અને આએ વાત સદાની દબાઇ ગઇ. હારટ ફેલ થવાથી મરણ નીપજવાનો ડાકટરોએ અભીપ્રાય આપયો જેમાં બાઇની બેહેને પણ ટેકો આપયો જેથી આપણે બધા કલીયર થઇ ગયા. હવે એ વીલનું એનવેલપ આએ મુંજી કાવસ પાસે સલામત છે એમ જણાયછ" ફરગાશંકરે પોતાની વાત પુરી કીધી અને છેવટે ઉમેરયું કે "તમારી ભત્રીજી દરેની મુંબઇ આવેલી છે ને તે જો સઘળું જાણશે તો નવી-જંજાલ ઉભી થશે."

# પ્રકરણ ૧૩ મું.

——:*:——

## આખરે સારું નકી થયું!

—:*:—

પાપ એક કીધું-તે છુપાવાનું છે,
બદીનું બલતુંખી બુજાવવાનું છે,
લાલચનું લોખાણુ ધુપાવાનું છે,
શાદતનું હોડકું દુબાવવાનું છે,
રડી લેવું એક વાર, હસવાને કાજ,
ખાલી કરૂં મુખ, પેટ ભરવાને કાજ,
ઘડીભર ડુબું, સદા તરવાને કાજ,
હાર મારી દેખાડું જીતવાને કાજ.
ગાંઠ તુંજસે સદાનો આજે તોડશ,
પડખો તારો પાપી, આજથી છોડશ,

ડુરગાશંકરથી સઘળી વાત સાંભળી લેવા પછી તેહમુરસે કહ્યું: "પણ આખરે સઘળો સાર ખેંચીને તમો શું સલાહ આપોછ?"

"સલાહ મારી એજ છે કે કોઇબી સુરતે એની પાસેથી એ એનવેલપ એમનું એમ કઢાવી લેવું જોઇયે. એ એનવેલપ બીડેલું જેમનું તેમ એની પાસે છે માટે તેમાં તમારા મરનાર ભાઇનું વસ્યતનામું પણ સલામત રહેલું હશેજ. તે જો બહાર જાય તમોને તમારી સઘળી પુંજી ખાલી કરીને ફ્રેનીને આપવી પડે.

એ માણુસ બદમાશ છે; થોડાક રૂપયાની લાલચમાં જે માણુસ ચોરી કરે અને આગ લગાડે તે માણુસ કોઇબી રીતનો દગો કરે તો હું અજબ થાવું નહી. એને આપણી સેવા બજાવી ખરી પણ એ વરૂંની જાત છે; પોતાને પાળનાર તરફજ દગો રમશે અને જે હાથે એને ખવાડો છો તેજ હાથને એ બાચકું ભરશે. માટે બાચકું ભરે તે અગાઉ એના દાંત તોડી પાડો અને એને એવી રીતે પડોશમાંથી હાંકી કહાડો કે ફરીને એને ખવાડવાની તમોને ફરજ પડે નહી અને ખોરાક માંગવાનો એને હક રહેબી નહી."

"પણ એ પંદર હજાર માંગેછ તે શું પંદર હજાર એને કહાડી આપું ?" કાંઇક ખીજવાઇને તેહમુરસે તરારામાં સવાલ કર્યો.

"પંદરના પચીશ આપો તો ઓછા છે એમ હું તો ધારૂંછ. એક વાર પરબીડું આપણા હાથમાં આવ્યું તો પછી એ કશું કરી શકવાનોજ નથી. પછી તો એ ખાંડ ખાશે. વળી એ રૂપ્યા પંદર હજાર માંગેછ તો આપણે ઓછે વધતે જેમ તેમ સમજાવી પટાવીને પટકીશું."

"પણ તમારી ખાત્રી છે કે જે વીલ મારા ભાઇએ મરતી વખતે કીધું તેજ આએ કાફર પાસે છે ને એનવેલપમાં તેજ છે?"

"મને એમ લાગેછ કે તેજ તે હોવું જોઇયે. પણ આપણે ઘણીજ સંભાળથી અને સાવચેતીથી કામ લઇશું. હમણા અહીંજ એને રૂપયા આપવાના નથી. પહેલાં એનવેલપ લેવું, તે ઉપરના હરફ તમેબી તપાસજો ને હુંબી તપાસશ, ને એનવેલપ ઉપર મારાં નામનું જે સીલ કીધેલું છે તે બરાબર જોઇશું અને એમ તપાસ

કરતાં આપણી બેઉની પુરેપુરી ખાતરી થશે તોજ રૂપયા આપીને તે પરબીડું લઇશું. કદાચ ખોટુંબી બોલતો હોય અને આપુને થાપબી આપતો હોય. એવાં માણુસનો ભરૂસો નહીં."

"ત્યારે તમારી ગોઠવણુ શું છે?"

"ગોઠવણુ એજ કે આપણે દેવલાલી જવું અને પરબીડું જોવું તપાસવું અને ખાત્રી થાય તોજ રૂપયા આપીને ખરીદી લેવું."

બીજી કેટલીક વાતચીત આએ ધુતારા લુટારાઓની જોડી વચે ચાલી અને પંછી તેહમુરસે પાછો કાવશને ઓરડામાં બોલાવ્યો.

કાવશે ઓરડામાં દાખલ થતાં કહયું: "તેહમુરસ શેઠ, તમે કેવા સખીદાતા અને સખાવતની ધુળ છેઓ અને મોટાં જીગરના દીલાવર દીલના માણુસ છેઓ તે બધું આજે મને માલમ પડી આવ્યું. ડીંગ મારોછ ત્યારે તો બધી એવી કે જાણે હાતમતાઇના દીકરાનોજ અવતાર લઇને નીકલી પડયા હોવો તેવી અને કામ કરોછ ત્યારે તો કંજુસ મખીચુસ જેવું. ડીકાંડરમાં કેલી બે પેગ બ્રાંડી હતો તે મારી દાબી દહારમાંબી સમાયો નહીં. તમેબી બડા કન્નાસ શુમ છેઓ જો, અરધી પોણી બાટલી મોકલતાં શું તમોને ખોટ આવવાની હતી અને શું તમારૂં નખોદ વળી જવાનું હતું."

"કાવશજી, કાવશજી, એમ નહીં બોલ્યે." ડુરગાશંકરે શીખામણુ દીધી. "જરા શેઠનો સરોપુરો રાખો."

"તમેબી મારા ભાઇ ખુશામદનું ખોરયું છેઓ જો. મારી તરફદારી કરવાને બદલે શેઠને પડખે ઘુસોછ કે? પણુ શેઠ એવા મદારી છે કે તમારૂં ડાબરૂંબી કોઇ દહાડે ઉડારશે ને ઘેરબારબી વેચાવશે ને શેઠ બતખે જશે તો તમોને ફાંસી ચહડાવશે"

"કાફર મુજી, મુંગો રહે." હવે શેઠ ખીજવાયા; "નથી બોલતો તાંહ સુધી બકબક ઘણી કરેછ? તારા જેવા પીંજારા સાથે વાત કરવાનીબી મને શરમ લાગેછ."

"તહારે શું ધકેલા ખાવા વાત કરી મરોછ?" કાવશ વળી શેઠ કરતાં બેવડો ખીજવાઇને બોલ્યો કારણ કે તેના બદમાશીથી ભરપુર બનેલાં ભેજાંમાં વીસ્કીએ પજરણુ ઉમેરયું હતું અને ભેજાંની રાઇ કાંઇક ચહડી હતી. "તમોને કહેછ કોણ કે વાત કરો. મને કાફર મુજી કેહોછ તો હું પુછુંછ કે તમે કોણ છેઓ? ફરેસ્તા ને પાક પવીતર અશો પરેહજગાર માણુસ હોશો? નેકીના નમુના ને ખુબીના ખાસડાં હોશો. ભલાઇનો ભંડાર અને સવાબનો પેટારો ભરી રાખ્યો હોશે. નાંખ ચાંપીને બેસો નહીં તો આબરૂના કાંકરા થઇ જશે ને જીવવું ભારી પડશે."

"ચાલ, હવે લાંબી વાત ના કર," શેઠ બોલ્યા; "તારે શું કેહેવુંછ. જે તે કહી દે કે છેવટનો ફડચો થઇ જાય ને તનપાંચ પુરી થાય."

"લાયકી ને સભ્યતાથી બોલશો તો વાત કરશ, ને નહીં તો આએ હું ચાલ્યો. કુતરાંની કાણી મોહડાંપર શું આવી જાઓછ મારા સાહેબ? તે ઉપર તો મોટા એટીકેટવાલા જેનટલમેન ગણુા-વોછ ને પેલી લેડીની પાર્ટમાં બધું તમારા વગર અટકી રહેછ." એમ કહીને કાવશજી રૂસઇને બેઠો.

તેહમુરસના મનમાં શું ઉઠળપાઠળ થઇ હશે તે સેહજ સમજી શકાશે. શું કરે? પોતાના બુરાં કરતુકોને સબબે એક બુરાં માણુસના પંજામાં ડોકુ આપેલું હતું માટે આ સઘળું અપમાન

તેને ગુપચુપ ખમીને બેસવું પડયું. બીજો ઉપાય શું?

પણ હવે દુરગાશંકર પાછો શેઠની મદદે આવ્યો, તે બોલ્યો: "કાવશજીબા, તેહમુરસ શેઠે તમારી સાથે કોઇબી રીતે બુરાઇ કીધી નથી."

"ટોપલે ને સુપરે ભલઇ કીધીછ."

"એમ કાંય બોલોછ? દર મહીને તમોને રૂ. ૫૦ આપવાની કબુલાત હતી અને તે પ્રમાણે તમોને દર મહીને રૂ. ૫૦ આપ્યા હતા. એમાં તો કશો શક નથી."

"રૂ. ૫૦ આપ્યા કીધા પણ કોઈ દહાડે બે પાંચ વધારે માંગ્યા ત્યારે શેઠે જીવ જીખાતી નાંખ્યો. વળી દર ત્રણ ત્રણ મહીને મને કરાંચી સુધી આવીને રૂ. ૧૫૦ લઇ જવા પડયા. એ કાંઇ હલામણ થોડી છે કે?"

"પણ મેં તુંને તેમ કરાંચી સુધી આવવા જવાના ખરચના ને કરાંચીમાં રહેવાના ખરચના પઇસા આપ્યાતા કેની?" શેઠે યાદ આપી.

. "તેમાં ઉપકાર કોણુપર કીધો? તમારી ગરજે આપ્યા. પણ મને એખલો અટૂલો ફુલતો ફર્ડ કલાસ હાટલમાં રાખ્યો. કાંય તમારાં ઘેરમાં ઉતારો નહીં આપ્યો! તમે કેહા ચોખા ચંડાળ માણસ તે મારા જેવાને ઉતારો આપતાં તમારૂ નાખ કપાઇ ગયું હોશે? ને વળી રૂપયા આપતી વખતે કેવો હાય ને અફસોસ કીધો ને ગળાંપર છરી ફરતી હોય તેમ દોઢસો રૂપરડી આપતાતા. કોઇ દહાડે જાુદાઇએ ઘરે જમવાબી બોલાવ્યો નહીં, કે નહીં કોઈની પાર્ટીમાં

મને લઇ ગયા કે નહી કોઇ સારાં માણુસ સાથે મને ઇનત્રોડયુસ કીધો કે નહી મારાં વરસપર એકુ વીટા ભેટ મોકલી. એ બધી પેટની વરાળ હવે કહાડવી પડેછ-સમજ્યા ?"

"ચાલો--હવે જે થયું તે થયું; માંડીવાળો; ગેઇ ગુજરી બધી હવે ભુલી જાઓ." ડુરગાશંકરે પાછી સમાધાની ચલાવી; "હવે આપરે નવી વાતપર ધ્યાન આપયે અને સુજીસમજીને કામ લઇયે તો બધાને લાભભી થાય ને સઉ ખુશીભી થાય. અમારો એ વીચાર છે કે આએ જે પરભીડું તમારી પાસે છે તે, તમો અમોને આપો અને તેના બદલામાં અમો તમોને રૂપયા પાંચ હજાર રોકડા આપીશું."

"પંદર હજાર ! મેં તમોને પંદર હજાર કહેલા તે તમો કદાચ ભુલી ગયા હોશો. તમે ભોલા માણુસ તે ભુલકણા ઘણા. તમે એમ કહેશો કે રૂપ્યા ચઉદ હજાર, નવસો, નવાનું, ને આના પંદર ને પઇ અગ્યાર તો તેભી મને કબુલ નથી. પુરેપુરા પંદર હજાર જોઇશે. કેમ કબુલ છે ? બોલી દેવો જલદી."

"હવે સમજી જાઓ મારા ભાઇ; તમારૂંભી રહયું ને અમારૂંભી રહયું; રૂપયા છ હજાર લેવો ને માંડી વાળો."

હા—ના, હા—ના, કરતાં છેવટે રૂપયા સાડાસાત હજારે સાટું ઠોકાયું અને સાટું ઠોકાવા સાથે તેહમુરસે એક છુટકારાનો દમ પણ ખેંચ્યો.

"ત્યારે હવે એમ કે આએ સાડાસાત હજાર રૂપ્યા અમે તમોને રોકડા આપ્યે અને તે પછી અમારી ઉપર તમારો કશો

દાવો કે હક઼ ઇલાકો રહે નહીં; તે પછી કોઇ કહાડેબી તમારે અમારી પાસે દોઢ્યુંબી માંગવું નહીં; અમારી મુલાકાતેબી તમારે કોઇબી દહાડેબી આવવું નહીં અને અમોને કોઇબી દહાડે કોઇબી બાબતમાં છેડવા નહીં તેમજ તે રૂપ્યા સાડાસાત હજાર તમોને મળે તે દહાડેથી તમારો રૂ. ૫૦ નો માસીક પગાર પણ બંધ પડે. એ બધી શરત તમારે કબુલ છે?" ડુરગાશંકરે સઘળી શરત કહી સંભળાવી.

"કબુલ કબુલ, એક નહીં પણ એક લાખ વખત કબુલ! એ શરત કબુલ રાખવાથી તમારી બેઉની દલદર સુરત જોવાની મને જરૂરબી રહેશે નહીં ને તમારા જેવા હલકટ માણસો આગળ હાથ ઓળતાં પઇસા માંગવા આવવાની મને જરૂરબી રહેશે નહીં. મારે બધું કબુલ છે."

જાણે કાવશજીએ કશું અપમાન કરયુંજ નહીં હોય તેવો દેખાવ કરીને ડુરગાશંકરે વાત આગળ ચલાવી: "તમારે એ પરબીડું અમોને દેખાડવું અને અમારી ખાત્રી થાય કે જે પરબીડાંને માટે તમો કહોછો તેજ તે પરબીડું છે અને જે પરબીડું મેલવવાને અમો આતુર છીયે તેજ તે છે તો અમારે રૂપ્યા સાડાસાત હજાર તમોને આપીને તે અમારે હસ્તક લેવું."

"એબી મારે કબુલ છે. આજે તમો ઘણુંજ વાજબી બોલોછ ને તમારાં જેવાં માણસ આજે વાજબી બોલેછ તે જોઇને મને ઘણી અજાયબી ઉપજેછ."

"હું નાશક જાઉંછ," ડુર્ગાશંકરે કહયું: "ને તમો પાછા દેવલાલી સધાવો. પછી થોડા વખતમાં શેઠબી દેવલાલી આવશે."

"ભલે આવે; પણ મારાં ઘરમાં ઉતારાની જગા નથી હો," કાવશજીએ કહયું. "એવણને મારા બંગલામાં ઉતારવાનું બનશે નહી."

"શેઠ તો મોટો બંગલો ભાડે રાખશે. આપણે બધા મારા નાસકના ઘરમાં ભેગા મળીશું અને ત્યાં તમો પેલું પરબીડું લઇ આવજો." ડુરગાશંકરે ગોઠવણની સમજ આપી.

"સબર–ભાઇ સબર. તમે એમ કહેવા માંગોછ કે હું તે પરબીડું લઇને તમારા નાસકના ઘરમાં આવું ?" કાવશે પુછ્યું.

"હા–દહાડો ઠરવ્યે ત્યારે મારે ઘરે પધારજો."

"ને તાંહ તમે બે પાંચ હાંડામાસ્તરને છુપાવી રાખો ને મારી પોટલી સેરવી દેવો તો ? મારા પાંસલા રંગી કહાડી પરબીડું લુટી લેવો તો હું તમારાં ઘરણાં શું કહાડી લેવુ ? તમોએ એક તો ભલાં કામો ઘણાં કીધેલાં, ને જાતના અશરાપઝાદા તે પછી તમારી ઉપર વીસ્વાસ કેમ આવે ? એવી બેઅકલી જેવી વાત શું કરવા બેહાછ–મારા સાહેબ ? કાંઇ ડાહયું બોલો કે કાંઇ ગોઠવણ થઇ શકે."

"ત્યારે તમે કાંઇ સુચના કરો," દુર્ગાશંકરે કહયું.

"સુચના એજ કે તમો બેઉ સાહેબો મારે ઘરે આવો અને ખાત્રી કરી તપાસીને પછી પરબીડું લેવો ને રૂપ્યા આપો. બીજું શું ?"

"ઠીક છે, એમ કરીશું. જેમ તમો રાજી થાવો તેમ કરીશું. અમો બે જણા અને સાથે મારો દીકરો બાલકીસણ વકીલ

આવશે. મારો દીકરો અમારી સાથે આવે તો તમોને કાંઇ વાંધો તો નથી ?"

"જરાબી નહીં. બેલાશક તેનેબી લાવજો. તમે એમ બીહવોછ કે રખેને તમુને બેઉને લુટી ફાંસીને રૂપીઆ કહાડી લેવું ને પરબીડું નહીં આપું. પણ તમે જેવા ઉઠાઉગીર છેઓ તેવાજ તમો સઉને ગણોછ. કોઇ ભલાં માણસોબી દુન્યામાં છે એવો ખ્યાલ તમોને આવતોજ નથી."

"હવે ત્યારે બધું નકી થઇ ગીયું."

---

હાલમાં તમે સને ૧૯૨૨ ના સાલમાં વસો છો નહી કે ૧૯૧૨ માં માટે તમે જે કાંઇ પણ કરો તે આય સાલને બરનું કરવું જોઇએ. જે ચીજ તમે બે વરસની વાત પર કીધી હોય અને તેમાં હાલમાં કાંઈ જાણુવા જોગ સુધારો થયો હોય તો તે સુધારો તમને ખચીતજ અમલમાં લાવવો જોઇએ. જો તમે ચસમો, આખો દહાડો પહેરતા હોવો, યા તો વાંચવાને ખાતરજ, યા તો તડકા કે ધુરથી બચવા માટે પેહરતા હોવો તો તે તદનજ આય સાલની ધપનો હોવો જોઇએ. હાલમાં તો જયાંબી જોવા ત્યાં બધાઓ કચકરાનાજ ચસમા પેહરી નીકલે છે. માટે તમને જો આજની છેલ્લામાં છેલ્લી શોધના અપ ટુ ડેટ ચસમાંઓ તથા આઇ ગલાસનું એક ગંજાવર સંગ્રહસ્થાન જોવું હોય તો બાશીવાલા એન્ડ હોમી જેઓ મુંબઇનાં સઉથી આગેવાન ચસમાવાલાઓ છે તેને ત્યાં હોરનબી રોડ પર યા તો કાલબાદેવીના શો રૂમસમાં જોઇ આવજો. કાંઇ નવુંજ જોવાનું અને જાણુવાનું મળશે.

"હજીબી હું તો તમારી સાથે ભલઇજ કરૂંછ. તહેમુરસ શેઠ યાદ છે કે? તમારી શીખામણથી તમારાં બોંજાઇ, તે ફરેની ડાક્ટરની માય સાથે મેં ઓળખાણ પાડેલી ને તે બાઇને હું જ્યાર ત્યાર મળવા જતોનો ને તમારી બોંજાઇ સુનાબાઇના હેત પ્રીતના કાગળ મારી ઉપર આવતાંતાં એવું હું તમોને ખોટું ખોટું આવીને કહેનો હતો અને તમારા ભાઇ સોરાબજી તે સઘળું છુપાઇને સાંભળતાતા, તે બધી ખોટી વાત સોરાબજીને સંભળાવવાનીજ સઘળી ગોઠવણ હતી. એ બધું યાદ છે કે?" કાવશજીએ પુછ્યું.

"હા-યાદ છે-યાદ છે-તેનું શું કહેવા માંગેછ?" તહેમુરસે પુછ્યું.

"એજ કહેવા માંગુંછ કે સુનાબાઇ ને સોરાબજી વચે કજીયો કરાવવા તમે મને ધેડનું ગાલ્લું આગળ કીધું ને તમે તમારી મતલબમાં ફાવ્યા અને બેઉ બીચારાને જુદાં પાડયાં. તમારા તે દગાથી તમે તવંગર બન્યા ને મેં નકામું પાપ માથે લીધું. એ બધી મારી સેવાનો બદલો તો હું કાંઈ તમારી પાસે માંગતોબી નથી. એ જરા યાદ રાખજે—શેઠજી—યાદ રાખજો."

"મને બધું ખબર છે, મરી રહેની. મારી ગેરહાજરીમાં તેં જો મારી ઉપર કાગળ નહીં લખ્યો હોતે ને તે કાગળ બહેસ્તી સોરાબજીના વાંચવામાં નહીં આયો હોતે તો આએ બધી મોહકાન નહીં વળી જતે," તહેમુરસે ખીજવાઇને કહયું.

"અરે ભાઇ, હવે બધું ભુલી જાઓ; થયું તે થયું." દુરગાશંકર પાછા મદદે આવ્યા; "એ તો ન ધારેલું બની જાય અને

કોઈ વાર સારૂં કરતાં માઠુંબી થઇ જાય. ચાલો માંડી વાળો. આપણે હવે ભવીષની બધી વાતચીત કર્યે કે બરાબર ગોઠવણ થઇ જાય અને ધારેલું કામ પાર પાડી જાય. આવો—બેસો—કાવશજીબા—બેસો!"

કાવશજીબા બેઠા.

કરાંચીથી કેમ નીકળવુ અને કયારે નીકળવુ તથા દેવલાલીમાં કેવી રીતે મુલાકાત લેવી તે સઘળો પલાન થોડા વખતમાં રચાઇ ગયો.

હવે કાવશજી ઉઠયો અને બોલ્યો: "હું તો આજેજ મુંબઇ જાઉંછ. મને હવે અહીં રહેવાની હવે કશી જરૂર નથી. તમે બેઉ જણા ગમે ત્યારે આવજો. મને મારા ખરચની રકમ આપી દેયોઃ કે હું ગુડબાઇ કરૂં."

તેહમુરસે રૂપ્યા સોની નોટ કહાડીને કાવશજી તરફ ફેંકી અને કાવશજીએ તે નોટ બરાબર જોઇ તપાસીને ગજવામાં મુકી અને પછી તે ત્યાંથી ચાલતો થયો.

કાવશજીના જવા પછી શેઠ ઘણાજ ખીજવાયા, બખાલ્યા, બરબડયા, કુહરયા, કકલ્યા અને પછી ટાઢા પડયા. અલબતાં કાવશજીને જે જે વીશેશણ શેઠે લગાડયા તેને ફુરૂગાંશંકરે ટેકો આપયો પણ તે ઠંડો અને બડો પાંખંડી માણસ જરાબી ઉસકેરાયો નહીં અને બગડતી બાજી કેમ સુધારવી તેની તેને એવી તો સંપુરણ સમજ હતી કે બેઉ પાસાંને સમટોળ રાખી પોતાનાં તલ્યાં ને ટાઢું કરવામાં તે જરાબી ચુકયો નહીં.

પેલી તરફ કાવશજી તો પોતાની ધારણા મુંજબ પાછો મુંબઇ જઇ લાગ્યો અને ત્યાં તેણે પાંચ છ દીવસ ગુજાર્યા અને તેના જેવા

માણુસો જે જાતની બદી બહેકેલી અને મોજમજાહને ગમતનું નામ આપે છે તે ભોગવીને પાછો તે દેવલાલી પોતાનાં મકાનમાં જઇ પહોંચ્યો અને જતાંના વારમાં તેણે પોતાનું માનીતું કીમતી એનવેલપ તીજોરીમાંથી કહાડીને તપાસ્યું અને તેને પાછું તીજોરીમાં થાવું સલામત મુકયું.

પેલી તરફ કરાંચીમાં અને મુંબઇમાં હો–હો–થઇ રહી. કરાંચીવાળા લખપતી સખીવજુદ ભલા અને દીનદાર ધર્મી શેઠ તહેમુરસ કેકોબાદજી દુબાશ દેવલાલી હવા ખાવા જવાના છે એવી વાત ફેલાઇ. મુંબઈમાં તેવણુને ઉતારો આપવાને ઘણાક તવંગર આસામીઓએ ઇજનો કીધાં પણ શેઠે તે સઘળાં ઇજનનો તાર મારફતે જવાબ વાળયો કે તેવણુ મુંબઇમાં માત્ર ચાર પાંચ કલાકજ રહેવાના છે માટે હોટલમાં ઉતારો લેશે અને ઇજન ઉપકાર સાથે ના પાડતાં મોટો આભાર માનવામાં આવે છે.

તેહમુરસ શેઠને માટે દેવલાલીમાં એક મોટો ફરનીશડ બંગલો ભાડે રાખવામાં આવ્યો અને શેઠના એજંટ મી૦ ડુરગાશંકર સોલીસીટરે એવી તો ચકભમરી કરી મુકી કે જાણે કોઇ મોટો દેશી રાજા આવવાનો હોયની તેવીજ બધી ધામધુમ થઇ રહી હતી. આવું તવંગર વગવાલું કુટુંબ દેવલાલીમાં આવનાર હતું માટે દેવલાલીની આ વરસની સીઝન અતીશય ફતેહમંદ ઉતરવાની આશા સઉ કોઇ દેખાડવા લાગ્યું અને હોટલવાળાઓએ મોટી આવકની તરેહવાર ગણત્રી કરવા માંડી.

# પ્રકરણ ૧૪ મું.

——:૦:——

## બ્લુ એનવેલપ.

—:●:—

બાજી રમી આખરે પટકું તુને,
સપડાવા માડુ છું છટકું તુને.

કરાંચીમાં જ્યારે આગળાં પ્રકરણમાં જણાવ્યા છે તે બનાવો બનતા હતા ત્યારે મુંબઇમાં શું બનતું હતું તે આપણે જોઇએ.

ડા૦ ફરેનીની મુલાકાતે ધનજી (દોરાબજી) એ ત્રણ દીવસ ગયો નહીં તેથી ફરેનીને જરા ચટપટ થઇ. ફ્રેનીનું દીલ અને જાનો જીગર દોલી ઉપર લાગી રહયું હતું માટે તેની ગેરહાજરીથી તેણીને બેચેની થઇ. તેણીએ વીચાર્યું, "મારા દોલીની તબીયત તો નહીં બગડી હોય? મારી ઉપર કાંઇ ચીરડાયો તો નહીં હોય? શું હોશે?"

ધનજીની મોટર હજીબી તેણી વાપડતી હતી અને એ મોટર વાપડવાને બહાને ધનજીને ઘરની ખબર અંતર ફરેની રાખી શકતી હતી. મોટરના શોફરને ફ્રેનીએ ધનજી માટે પુછી જોયું અને શોફરે જવાબ દીધો કે શેઠ તો કેટે બહારગામ ગયલા હતા. ફ્રેનીએ ધનજીને બંગલે બે ચાર વાર ટેલીફોન કીધો અને આફીસમાં પણ અનેક વાર ટેલીફોન કીધો.

એક વાર તો ફરેની પોતે ધનજીને બંગલે ગઇ અને ત્યાં નારાયણ મલ્યો. નારાયણને તેણીએ પુછયું:

" દોરાબજી શેઠ કયાં ગયાછ ? "

" કેકે બહારગામ ગીયાછ બાઇ સાહેબ."

" કયારે ગયા ? "

" હું તે જાણુતો નથી."

" કાયરે આવશે ?"

" હું તેબી જોણુતો નથી."

" કીયે ગામ ગીયાછ ? "

" તેનીબી મને ખબર નથી."

" ત્યારે ખબર કોણુને છે ? "

" કોઇને નહી. એવણુ પોતાના ખાનગી કામોની ખબર કોઇને કદીબી આપતા નથી, બાઇ સાહેબ."

" ત્યારે એવણુની ગેરહાજરીમાં એવણુના કામકાજ ને બીઝનેસ ઉપર ધ્યાન કોણુ આપેછ ? " ફ્રેનીએ હજીબી કાંઇ બાતમી મેળવવાની આશા રાખી.

" એવણુ તે બાબે બધું નકી કરી ગયા હોશે."

" સારૂં, શેઠ આવે તો તેવણુને કહેજો કે મને ટેલીફોન કરીને ખબર અંતર કહે, સાહેબજી."

ફ્રેની પાછી ફરી અને નારાયણુ વીચાર કરવા બેઠો. "એ નાનકડીબાઇ આવી ચાવાચાવી શેઠને માટે કાંય કરતી હશે ? એને તેહમુરસ સાથે સગપણુ છે અને કહેવત છે કે 'પાણી કરતાં લોહી

વધારે ધાડું છે, માટે કાંઇ ખટપટ તો આએ છોકરી ન કરતી હોય! વધારે તપાશ તલાશ કરવી ઘટે છે."

તે ઉઠયો અને તબેલામાં ગયો અને ફ્રેની જે મોટર વાપડતી હતી તે મોટરના શોફર સાથે પસગવત વાતો કરવા માંડી. તેણે કેટલીક એલાર પેલારની વાતો કરવા પછી પુછ્યું: "તમોને તો હમણા પેલાં ડોકટર બાઇની નોકરી કરવી પડેછ તે કંતાળો આવતો હશે."

તે શોફર જે જાતનો એક હીંદુ હતો તે બોલ્યો: "નારે, કંતાળો શેનો આવે? બાઇ ઘણું ભલું માણસ છે અને આપુને જયાર ત્યાર રૂપ્યો બે રૂપ્યા આપેછ. વળી આપણી સાથે સારી સભયતાથી વાતચીત કરેછ. મીલનસારખી ઘણા છે."

"ભણેલી અને કેળવાયલી છે તે એમજ તો," નારાયણ બોલ્યો! "આપણા શેઠ સાથે લાંબા વખતની ઓળખાણ હશે."

"શેઠની ખબર અંતર દરરોજ પુછેછે. શેઠ કયાં જાયછ આખો દહાડો શું કરેછ એ બધું પુછેછે અને હમણા કયાં ગયા છે તેબી પુછયું. શેઠને માટે કાલજી ઘણી છે."

આવી ખબરો મેળવીને નારાયણ બંગલામાં પાછો આવ્યો તેટલાં કરાંચીથી તેને એક તારનો સંદેશો મળયો. તે સંદેશો વાંચતાંજ તે બપોરની ત્રેનમાં દેવલાલી તરફ એકદમ રવાના થઇ ગયો. દેવલાલીના સ્ટેશનપર નારાયણ ઉતર્યો પણ જો નારાયણને કોઇ તેનો ઓળખીતો આ વેળા જોતે તો કદીબી તેણે પીછાણી શકતે નહી. તે એક એશકી ફાંકડો મેહોમેદન જેવો લાગતો હતો. નાની

ડુમકી દાઢડી હતી અને હૈદરાબાદી પોશાક હતો તથા સાથે પોર્ટ-મેંટો અને બીજો લગેજ હતો. દેવલાલી જઇ પુગતાં તે એક કોસ-મોપોલીટન હોટલમાં ઉતર્યો અને ત્યાં પોતાનું નામ જાફર સુલેમાન જાપાનવાળા કરીને નોંધાવ્યું.

બે દહાડા તેણે બધો રંગ તપાસ્યો અને ત્રીજે દહાડે તે રાતનાં દશ વાગે હોટલમાંથી ગુપચુપ, કોઇને પણ ખબર પડયા વના નીકળયો અને સીધો કાવશજી કરાકરીની બંગલીમાં જઇ પુગ્યો. આગળા બે દહાડા દરમયાન તેણે આ બંગલીની પુરેપુરી માહીતી મેળવી હતી તેમજ વળી પોતાની આગલી દેવલાલીની મુલાકાત દરમયાન પણ માહીતી મેળવી હતી. બંગલીના પાછળા ભાગની એક બારી ઉઘાડી તે માહે દાખલ થયો અને પોતાની પાસેનું નાનું ઇલેકત્રીક લેંપ સળગાવી તે સઘળા ઓરડાઓમાં ફરી વળયો. સઘળા ઓરડાઓ તેણે બહુજ બારીકીથી તપાસ્યા અને તે એટલા સુધી કે દરેક કબાટ અને પેતી પણ, પોતાની પાસેની સ્કેલીટન–કી વડે ઉઘાડીને તેમની જડતી લીધી. તે પછી તેણે તીજોરી તપાસી અને તીજોરી પણ તેણે સફા-ઇથી ઉઘાડી. તીજોરી માહેલી દરેક ચીજ બહુજ બારીકીથી તપાસી અને પછી એક મોટું લાલ શાહીથી સરનામું કરેલું પરબીડું તેણે કહાડી લીધું અને પાછું સઘળું અસલની માફ-કજ જેમનું તેમ ગોઠવીને નારાયણ બહાર નીકળી પડયો અને સલામત પોતાના હોટલનાં ઓરડામાં આવી પુગ્યો. રાતના દશ વાગેનો નીકળેલો તે મધરાત વીટી જવા પછી છેક ત્રણ વાગે પાછો ફર્યો હતો.

તે તરત કપડા બદલીને ઉંઘી ગયો અને સવારના જાગવા પછી તેણે પેલું પરબીડું બહુજ બારીકીથી તપાસ્યું. તે બલુ રંગનું પરબીડું હતું અને તે ઉપર લાલ શાહીથી મોટા ગુજરાતી હરફે લખ્યુ હતું કે ' મરનાર સોરાબજી કેકોબાદ દુબાશનું છેલ્લું વીલ અને વસ્યતનામું ' તે એનવેલપ બીડેલું હતું અને તેની ઉપર લાલ લાખની મહોર કીધેલી હતી અને તે ઉપર દુરગાશંકરની ઈનીશીયલનું સીલ મારેલું હતું.

નારાયણે એક કાગળનો ટાવ લીધો અને તે ઉપર પેલા લાલ શાહીથી લખેલા હરફની બરાબર નકલ કરવા માંડી. હરફની બરાબર નકલ કરવાની અનેક કોશેશ તેણે ચાલુ રાખી અને આખરે તે કામમાં તે ફ્તેહમંદ ઉતર્યો. પોતાના લગેઝમાંથી તેણે બે ચાર બલુ એનવેલપ કહાડયાં અને પછી એકની ઉપર આબાદ પેલાજ હરફે લાલ શાહીથી સરનામું કર્યું. તે એનવેલપ મધે તેણે બે ચાર કોરાં કાગળ બીડયાં અને પછી એનવેલપ વળગાવી દીધું.

બપોર પડતાં એક ભાડુતી ટાંગો કરીને નાસક જઈ પુગ્યો અને દુર્ગાશંકરના ઘર આગળ તે ઉતર્યો અને દુર્ગાશંકરને મળવાની ખાહેશ બતાવી. દુર્ગાશંકર તો ઘરમાં નહીં હતો અને નારાયણ તે જાણતોબી હતો પણ દુર્ગાશંકરનો દીકરો બાલકીશણ ઘરમાં હતો તેણે નારાયણને આવકાર દીધો અને પોતાના ઓફીસ રૂમમાં લઇ ગયો. બાળકીશણ પોતે પણ વકીલ હતો જે આપણે આગળ વાંચી આવ્યા છીયે. ચોકકસ જમીનના બાબમાં બાળકીશણની સલાહ લેવાનો ઢોંગ નારાયણે ચલાવ્યા અને બાળકીશણ મનમાં એવુંજ સમજયો કે આએ કોઇ તવંગર મેહેમેદન, સધ્ધર બીલ્લુ

તરીકે હાથમાં સપડાયો છે. નારાયણની ચકોર આંખ ચોમેર દોડતી હતી અને ટેબલ ઉપર એક નાના રેકેટ ઉપર ગોઠવેલાં પીટલના સીલ ઉપર તેણે નજર દોડાવી. સફાઈથી એક્ષારપેલાર વાતચીત કરતાં નારાયણે તે સઘળાં સીલ જોઇ લીધાં અને તે માહેલું એક પોતાની અગત માટેનું સીલ તેણે ઓગરી કરી લીધું. તે પછી તે રજા લેવા ઉઠયો અને બોલ્યોઃ

"જનાબ બાળકીંણા સાહેબ, તમારી આજની મહેનતની ફી શું થઇ તે ફરમાવો."

"કાંઇ નહીં મીયાં સાહેબ, હું મારૂં બીલ કરશ."

"નહીં હજરત; મારૂં દેવલાલીમાં ઝાઝો વખત રેહવાનું નથી, કદાચ મને બે ત્રણ દહાડામાં પાછું હેદરાબાદ તરફ રવાના થવુંબી પડે, માટે ફી લેવાની મેહરબાની કરો."

"મારી ફી બે ગીની થઇ છે."

"જેવો હુકમ, લેવો સાહબ." એમ કહીને નારાયણે બે ગીની કહાડી આપી અને કહયું: "હું આજે આ બાબતમાં એક કાગજ મેળવવાની વકી રાખું છું. જો તે કાગજ આવશે તો ફરીને તમો સાહેબને તકલીફ આપવા તમારી ખીદતમાં હાજર થઇશ. સલામ અલેકુમ."

ત્યાંથી નારાયણ પોતાના હોટલમાં પાછો આવ્યો અને પેલાં તેણે બનાવેલાં બનાવટી એનવેલપ ઉપર લાલ લાખ દઇ તેની ઉપર પેલું તેણે ચોરેલું સીલ દાબ્યું અને અસલ એનવેલપના જેવુંજ આ બનાવતી એનવેલપ તેણે બનાવી દીધું. રાત પડતાં ફરીને તે

હોટલમાંથી છુપેથી નીકળયો અને ફરીને કાવશના ઘરમાં દાખલ થયો અને તીજોરીમાં અસલ જે જગાએ એનવેલપ હતું ત્યાં આ નવું એનવેલપ મુકીને ગુપચુપ પાછો ફર્યો. બીજે દહાડે તે બાળ-કીશણુને ફરીને મલવા ગયો, ફરીને વાતચીત કીધી અને પેલું સીલ ફરીને તેણે તેની અસલ જગાએ ઠસાવી દીધું તથા બે ગીનીની ફી આપી ત્યાંથી રવાના થયો. તેજ સાંજે તે દેવલાલી છોડી નીકળ્યો.

---

હાઇ કોર્ટના મરહુમ માનવંત જડજ ધી ઓનરેબલ સર દીનશા ધનજીભાઇ દાવર નાઇટનો ચસમો એવો તો કઢંગો અને કફોડો હતો કે તે મુંબઇમાં કોઇ પણ તુરતા તુરત તે બનાવી આપી શકતું હતું નહી અને વેલાતથી મંગાવી આપવા પડતા હતા, જેથી એ મહાન જડજને ઘણીએક તકલીફ અને વેદના વેઠવી પડતી હતી. પણ તે એક તેવણુના મીત્રએ તેમને બાલીવાલા એન્ડ હોમીનું નામ સુચવ્યું. તેવણુ તે ચસમા માટે તે પેહડીપર આવ્યા, અને બીજે દહાડેજ તે મજકુર ચસમા બનાવનારાઓએ તેવણુને લાયકનાં ત્રણુ ચસમાઓ બનાવી આપ્યાં. એવણુના કઢંગા ચસમા કોઇ મુંબઇમાં તે રોજ તલક બનાવી નહી આપી શકતું હતું, તે બાલીવાલા એન્ડ હોમીએ તુરતા તુરત બનાવી આપ્યા જેથી તેવણુ ઘણુાજ ખુશી થયા હતા, અને તે લોકોને એક લેખીત સરટીફીકેટ મોકલી આપી હતી, કે આજ તલક મારા ચસમા મુંબઇમાં કોઇ પણુ નહી બનાવી આપી શકતું હતું અને તમો લોકોજ બનાવી આપી શકો છો. બાલીવાલા અને હોમી મુંબઇના સર્વેથી સરસ ચસમા બનાવનારા-ઓનું સરનામું વ્હાલા વાંચનારને યાદ આપવાની કાંઇ પણુ જરૂર નથી, કારણુ કે તે તો તમે જાણુતાંજ હશો.

# પ્રકરણ ૧૫ મું.

——:૦:——

## કવીતાએ સાંધેલું સગપણ.

—:૦:—

પાપીને પગ હેઠળ કચડી નાંખશ,
ઠગોને વેર લઇને રગડી નાંખશ.
બદોને બદીમાં જકડી નાંખશ,
જુલમીને મરડી ને મચડી નાંખશ.
હાથ મારો ધોઇનેજ આરામ લેવશ,
તારાજ કરશ વેરીને ત્યારેજ રહેવશ.

ધનજી (ધારણ કરેલાં નામવાળો દોરાબજી) પોતાના ખાનગી ઓરડામાં બેઠેલો હતો અને તેની સામે નારાયણ બેઠેલો હતો. ધનજીના હાથમાં પેલું બલુ એનવેલપ હતું કે જે પરબીડું નારાયણ દેવલાલીથી ઉઠાવી લાવ્યો હતો અને જેમાં ફ્રેનીના મરનાર પીતાનું છેલ્લું વસ્યતનામું બીડેલું હતું.

" તમો સાહેબના ટેલીગ્રામ મને કરાંચીથી મલ્યો તેવોજ હું દેવલાલી ગયો અને આએ સઘળું કામ બજાવ્યું," નારાયણ બોલ્યો.

" દરયો લાગવાથી હેરાન થતા મુગલનો દેખાવ કરતાં મેં સઘળી વાત સાંભળી લીધી હતી. મેં નહીં ધારેલું કે આ મુલાકાતનું આવું ફલદરૂપ પરીણામ નીપજશે અને મેં વકી નહીં રાખેલી

કે તમે આવી ફતેહમંદી સાથે સઘળું કામ સરંજામ ઉતારશો. તમારો ઘણોજ આભાર થયો છે નારાયણભાઇ." ધનજી બોલ્યો.

"શેઠજી મેં જો તમારી કાંઇબી સેવા બજાવી હોય તો તેના બદલામાં એટલીજ મહેરબાની કરો કે મારો આભાર તમારે માનવો નહીં. તમારી મહેરબાની મારી ઉપર શું ઓછી છે? અરે શેઠજી, તમારી સેવામાં મારૂં લોહી રેડું, મારી જીંદગીનો ભોગ આપું તોબી તે થોડું છે." નારાયણ લાગણીથી બોલ્યો.

"બસ—નારાયણ—બસ કરો, હજી આપુને ઘણા કામો બજાવવાના છે." ધનજીએ વાત ઉડાવીને કહ્યું.

"શેઠજી, મેં એક બીજી ઘણીજ અગતની શોધ કીધી છે. તમારા દુશમનોને સપડાવવાનો એક બીજો ફંદો માંડી શકાશે."

"એમ? તે શું?" ધનજીએ આતુરતા પુછ્યું.

નારાયણે પોતાની ખુરસી ધનજીની ખુરસીની નજદીકમાં ખેંચી અને ધીમેથી કેટલીક વાત ચલાવી. સઘળું બહુજ ધ્યાનથી ધનજીએ સાંભળ્યું અને પછી ધનજીની આંખો ચમકવા લાગી.

તે બોલ્યો: "પાપીઓ પલીદો, તમોએ મને હેરાન કીધો, વગર કસુરે તારાજ કીધો, મારાં નામ અને અટકને જાથુકનો દાઘ લગાડયો તો હવે તઇઆર થાવો! બદલો લેવાનો હવે મારો વખત આવ્યો છે; વેર લેવાનો મને સાબુત લાગ મળયો છે; હુશીયારીમાં રહેજો."

"એક બીજી અગતની વાત તમોને કહેવાની છે શેઠજી." નારાયણે કહ્યું: "ડા૦ પ્રેની દુબાશ તમારા માટે ચાવાચીવી કરેછ.

તહેમુરસની એ ભત્રીજી છે અને જો એને કાંઇ સંસારો જણાયો તો આપણા કામમાં વાંધો પડવાનો."

"તમે કેમ જાણ્યું કે એ ચાવાચીવી કરેછ?"

ધનજીની ગેરહાજરીમાં ફ્રેનીએ જે પુછપરજ ચલાવી હતી તેની સઘળી વાત નારાયણે કહી સંભળાવી અને પછી તે બોલ્યો: એ "છોકરી ચંચળ છે—બેહદ ચંચલ છે. મારા અનુભવથી કહુંછું કે એવી ચંચળ છોકરી મેં આજલગન જોઇ નથી. માટે સંભાળવું જોઇયે."

"ઠીક છે; આપણે ચેતી રહીશું."

આ પછી નારાયણ રવાના થયો અને એક હીંદુ દલાલ આવી લાગ્યો. તેની સાથે ધનજીએ વાત ચલાવી અને પછી કહયું: "દેવલાલીનો બંગલો એક લાખ રૂપ્યા સુધીમાં મળતો હોય તો સાટું કરી નાંખો. મને દેવલાલી ઘણું ગમેછ."

દલાલ રવાના થયો અને તે પછી ધનજી પોતાની મોટરમાં બેસી તાજ હોટલમાં ફ્રેનીની મુલાકાતે ગયો. અલબતાં ફ્રેનીએ તેને હરખભર્યો આવકાર દીધો અને બને જણા વાતે બેઠાં.

"એ તમે કહાં નાસતા ભાગતા ફરોછ દોરાબશાહ?" ફ્રેનીએ પુછ્યું: "કહાં જાઓછ ને શું કરોછ તેની ખબર તમારા માણસો કે કલાર્ક કારભારીઓબી નહીં જાણે એ કેવું વીચીત્ર?"

"કોઈ વાર ખાનગી અગતના કામ હોય ત્યારે એમજ કરવું પડે. તમે મારે માટે ઘણી કાલજી રાખી."

"મારા મહેરબાન દીલસોજ દોસ્તની ખબર અંતર હું નહીં

પુછું તો પછી નાલાયક ને બે મરવત ગણાવું. પણ હવે તો મુંબ-ઇમાંજ રહેશો કેની? વળી કેઠે એકાએક ગેપ થઇ જવાના છેઓ કે?"

"હમણા તો મુંબઇમાંજ છેઉં. થોડા દહાડા પછી દેવલાલી થોડો વખત હવા ખાવા જવાનો વીચાર છે."

"ખરેખર? દેવલાલી ઘણું બ્યુટીફુલ સેનેટોરયમ છે."

"હા; મેં ત્યાં એક બંગલો ખરીદવાની ગોઠવણ કીધીછ."

"વાહ! તમે તો ગામે ગામ ને શહેરે શહેર ખરીદી કરતા જાઓછ. કહેજે કે કરાંચીમાંબી તમે મોટી મીલકતો ખરીદ કીધીછ. ખરી વાત કે?"

"ખરી વાત છે." ધનજી બોલ્યો અને પોતાને માટેની સઘળી બાતમી આએ છોકરી મેળવતી જતી હતી તે જોઇને તે અજબ થયો અને નારાયણે દેખાડેલા શક બાબે તેને વીચાર આવ્યો.

"તમુને ખબર કેની? મારો કાકો તહેમુરસબી કરાંચીમાંજ રહેછ ને તેબી દેવલાલી થોડા દહાડા જવાનો છે."

"તે તમે મુંબઇ આવ્યા પછી તમારા કાકાને મલ્યાં કે?"

"મલું કયાંથી! તે મુંબઇ આવે કે હું કરાંચી જાઉં તો મુલાકાત થાય. ખરૂં પુછાવો તો હું તેની મુલાકાત લેવા માગતીજ નથી. હું મુંબઇ આવી તે પછી મારા કાકા કાકીએ મારી ઉપર કાગળ લખયો હતો અને મને ઘણી ઘણી મુબારકબાદી આપી, ઘણી ઘણી દુવાઓ દઇ, ઘણી ઘણી લાયકી દેખાડી. મેંબી જવાબ લખયો. જવાબ નહીં લખું તો ઠીક નહીં લાગે."

"એ તો એકજ લોહી છે. ડાંગના મારેલાં પાણી કાંઇ છુટાં પડેછ ?." ધનજીએ કહયું અને આ પ્રમાણે કાકા ભત્રીજી વચ્ચે કાગળ પત્રનો વહેવાર શુરૂ થયલો જાણી તે વધારે વીચારમાં પડયો. તે બોલ્યો: "ફ્રેની તમેબી દેવલાલી આવજોની."

"જોવની, મને મારાં કામ કાજથી જરાબી ફુરસત મળતી નથી. આખો દહાડો રોકાઇ રહેવું પડેછ. પણ તમે દેવલાલી જજો ને કોઇ વાર હું વીક—એંડ આવી જવશ."

"મારા બંગલામાં ઉતારો લેશો કેની ?"

"તે કેમ બને દોરાબશાહ ? લોકની બત્રીશીનો વીચાર કરવાનો છે. તમારાં લગન થાય અને તમારા ઘરમાં ધણીઆણી હોય તો હું તમારે ઘરે આવીને રહી શકું."

"ત્યારે તમે આવીને કહાં ઉતરશો ?"

"કોઇ હોટલમાં ઉતરશ."

"ને હું તમોને દરરોજ મળશ ભેટશ."

"ઠેકયુ." ફ્રેની બોલી.

આ પછી બીજી ત્રીજી વાત કરીને ધનજી છુટો પડયો. તેના જવા પછી ફ્રેની બરબડી: "કાંઇ છે; એના દીલમાં કાંઇબી છે ખરૂં. કોઇ ગમ હોવો જોઇયે, કોઇ આગળી નાસીપાસીના દંખની અસર રહેલી હોવી જોઇયે, કોઇ બળાપો કે અફસોસ હોવો જોઇયે. કદાચ નાની ઉમરે કોઇવાર પ્યાર મહોબતની બાબતમાં નાઉમેદ થયો હોશે ને તે દાધ એના જીગરમાં સાબુત ચોંટી રહયો હશે. શું હોશે ? રખેને એ કોઇ બીજીને ચાહતો હોય. એને કેમ સમ-

જાવું? કેમ મનાવું? ઓહ—એનો ભરમ જો હું જાણું તો તેનો ઉપાય કરવાની હું કેવી કોશેશ કરૂં? એને સુખી કરવાને હું શું નહીં કરૂં?"

ધીમે ધીમે દીવસો પસાર થયા અને ફ્રેની અને ધનજી વચે મુલાકાત ચાલુ થતી રહી. ધનજીને માલમ પડયું કે તેની દરેક બાબત જાણવા અને ભરમ મેળવવાની ફ્રેની કાંઇક આડકત્રી કોશેશ કરતી હતી પણ ફ્રેનીના જીગર માહેલી પવીત્ર પણ બળવાન લાગણીનો તેને જરાબી ખ્યાલ આવ્યો નહીં.

એક દીવસે ફ્રેનીની મુલાકાતે ધનજી આવ્યો અને હમેશ મુજબ વાતચીત કરવા પછી પાછો ગયો. પણ તે મુલાકાત દરમ્યાન ધનજીના ગજવા માહેલું એક નાનું કાગળયું પડી ગયું જેનું ધનજીને ભાણ રહ્યું નહીં. ધનજીના જવા પછી ફ્રેનીની નજર તે કાગલ્યાં ઉપર પડી અને તેણીએ તે ઉંચકયું. તે એક નાનો નોટપેપર જેવો શીટ હતો અને કાગળ ખુલ્લુંજ હતું. પહેલીજ નજર કરતાં ફ્રેનીને માલમ પડયું કે તે કાગળ ઉપર એક નાની માત્ર છ લાઇનની કવીતા લખેલી હતી અને તે હરફ ધનજીના હતા. ધનજી જયાર ત્યાર તેણીની ઉપર ચીઠી લખતો હતો માટે ધનજીના હરફ તેણીએ ઓળખ્યા. તે કવીતા નીચે મુજબ હતી:—

પાપ કરવું હોય તો બેશક કરો,
ઘડો છલકાય પાપનો ત્યાં તક કરો.
શયતાનની ગમે તો કુમક કરો,
હકદારને ચાહો તો નાહક કરો.
પણ છુટા પાડશ બદોથી સઉ નેકને,
ચુટી ચુંટીને મારશ એક એકને.

આ કવીતા ફ્રેનીએ એક વાર નહીં પણ બાર વાર વાંચી અને તેનો ભાવાર્થ સમજવાની તેણીએ ઘણી કોશેશ કીધી. તેણી ચંચલ હતી ખરી પણ આ કવીતાનો ભરમ તેણી પામી શકી નહીં.

તેણી બરબડી: "દોલીના આએ હરફ છે; કોઇ પાપીઓએ એને સતાવેલો લાગેછ. શું હોશે? એ ભરમ જાણવો જોઇયે. જો એ ભરમ જણાય તો મારાં જીગરનો ભરમ એની આગળ કહેવાનું મારાથી બની આવે."

બીજે દહાડે ફ્રેની અને ધનજીની પાછી મુલાકાત થઇ. ફ્રેની પોતાના હોટલમાં હતી અને ધનજી મલવા આવ્યો હતો. વાતચીત કરવા પછી ફ્રેનીને પેલી કવીતા વીષે પુછવાનું મન થયું. ફ્રેની ગમે તેવી ચંચલ હતી ચબરાક હતી અને બાહોશ અકલમંદ હતી, પણ આખરે એક સ્ત્રી હતી અને એક સ્ત્રીની અધીરાઇ અને નબળાઇને તેણી આધીન હતી.

તેણીએ પુછ્યું: "દોરાબજી, તમે કોઇ વાર કવીતા લખોછ કે? તમોને કવીતા લખવાનો શોખ ખરો કે?"

"એ પુછવાનું વળી તમોને શું કારણ મળ્યું?"

"મારા સવાલનો તમે જવાબ નથી આપતા? તમે મને ઉડાવોછ કાંય? મને કહો મી૦ દોરાબશાહ તમે કોઇવાર ગુજરાતી કવીતા લખોછ કે નહીં?"

"ત્યારે હું તમારા સવાલનો જવાબ આપુછ કે હા–હું કોઇ વાર કવીતા લખુંછ ને મારાં મનના ને જીગરના ઉભરા તેમાં હું ખાલી કરૂંછ, પણ તે કવીતા ફકત મારી ખાનગી મતા તરીકે

ગણી રાખુંછ. હવે મીસ દુબાશ તમે મારા સવાલનો જવાબ આપો; તમોને આવો સવાલ પુછવાનું કારણ શું મળ્યું?"

"કારણ કે તમારી એક કવીતા મારા હાથમાં આવીછ."

"તમારા હાથમાં આવી? ખરેખર? કોણે આપી?"

"તે આએ રહી." પેલી કવીતાવાળું કાગલ્યું ધનજીના હાથમાં આપતાં ફ્રેની બોલી, "બોલો મી૦ દોરાબશાહ, એ તમારી લખેલી કે!"

"હા, મારીજ લખેલી. પણ એ કવીતા તમારા હાથમાં કેમ આવી? કોણે આપી?" ધનજી એકદમ ફીકો પડી ગયો અને ઉભો થઇને બોલ્યો; "બોલો, બોલો, ફ્રેની એ તમોને કોણે લાવી આપી?"

"દોરાબશાહ તમે એમ શું કરોછ જો? કોઇએ લાવી નથી આપી. એ તો તમારાં ગજવામાંથી કાગલ્યું પડી ગીયું ને મારા હાથમાં આયું. દોરાબશાહ, તમે એમ ફીકા કાંય પડી જાઓછ? ધુજોછ કાંય?"

ધનજી એક ખુરસીપર બેસી ગયો અને પેલી કવીતાવાળાં કાગળ ઉપર આંખ દોડાવી અને ફરીને ફ્રેની તરફ જોયું.

"દોરાબશાહ, તમારાં દીલમાં શું છે તે મને કેહો. હું તે જાણુવાને ઘણીજ ઇંતેજાર છું. બોલોની, એમ મુંગા કેમ રહયા?"

"ને તમે એટલાં ઇંતેજાર છેઓ તેનું કારણ શું?"

"તેનું કારણ—" ફ્રેની વધુ બોલી શકી નહીં.

"ફ્રેની, ખરેખર તમે મારે વરે એટલાં ઈંતેજાર ને આતુર છેઓ? તમે મારે વરે વીચાર કરોછ? મારી તમે કેર કરોછ?"

"ત્યારે હમણા લગીનમાં તમે શું જોયું?"

"કાંઇ જોયું નહીં. ખરેખર કહું તો મેં આંખ બંધ રાખીતી. હું ઉંઘાયલો હતો-તેં મને જાગરૂત કીધો ફ્રેની. ખરેખર—મારાં જીગરમાં એક ચોક્કસ લાગણી દીવસોથી થયા ઉભાતી હતી: તમોને જોવાને હું હમેશાં અધીરો પડતો હતો, તમારે પડખે રહેવામાં મને મોજ મળતી હતી, તે શું હતું તે આજેજ બધું હું સમજી શકયો."

"તમે શું સમજી શકયા?"

"આએ!" એમ કહી ધનજીએ ફ્રેનીનો હાથ પોતાના હાથમાં લીધો અને તે નાજુક નરમ રૂપાળા હાથ ઉપર તેણે બોસો દીધો. ફ્રેનીની તરફ ધનજીએ જોયું, બનેની આંખ એક બીજાએ મેળવી અને ફ્રેનીના સાચ્ચા ખરા પ્યારથી ઉભાતાં જીગરના જુસ્સાનો ખરો ખ્યાલ ધનજીને આવ્યો. ધનજીએ ફ્રેનીને પોતાની નજદીક ખેંચી અને ફ્રેની એક બોલ બોલ્યા વના ધનજીને ગળે વળગી પડી.

* * * *

"બેસ, ફ્રેની, બેસ; મને ખરાં સુખનો ખ્યાલ તેં આજે આપ્યો છે. મને તેં જગાડયો છે-મને તેં ખરી લાગણી સમજવાને શીખવ્યું."

"દોલી, મારા દોલી-તું, કેમ-તું કાંય—"

"ગુંચવા ના, ડીયર, ખુલાસાથી બોલ. હું કાંય લાગણીવનાના પથર જેવો હતો એમ તું પુછેછ? જોકે મારાં દીલનો છુપો ભરમ હુ તુંને હમણા કહી શકતોબી નથી, તોપણ એટલુંજ કહુંછ કે તેં મને આજે નવો માણુસ બનાવ્યોછ ને જે ધારણા આજે વરસોથી મેં મારા જીગરમાં ધરાવી રાખીછ તે ધારણા વધારે ઉતાવળે પાર પાડવાની મારી ફરજ છે એવું સમજવાને આ બનાવથી તેં મને સાવધ કીધોછ."

"પણ તે તારી ધારણા શું છે મારા દોસ્ત?"

"કમનસીબ છું કે તે વાત હું તુંને કહી શકતો નથી. યાદ રાખજે ફરેની કે જે કામ પાર પાડયા ઉપર હમણા હું રોકાયલો છેઉં તેમાં ઘણાઓનો લાભ સમાયલો છે. મને તું ખરેખર ચાહતી હોય તો તે બાબે હમણા મને પુછતીજ ના–પોતાની મેળે સઉ જણાશે."

"પણ ડારલીંગ, તે તારી ધારણા પાર પાડતાં વરસો નીકળી જશે તો? એમ તો આપણે બેઉ ઘરડાં થઇ જઇશું."

"હું તુંને કોલ આપુછ ફરેની, કે જો આજથી એક વરસ દહાડામાં મારી ધારણા પાર પાડવાનું નહીં બનશે તો તે ધારણા પાર પાડવાના પછાડા હું છોડી દઇશ અને આપણા હસીખુશીથી લગન થશે. થોભજે–ફકત વરસ દહાડો થોભજે અને તે અરસામાં આએ તારા લવરને ખરો વફાદાર રહેલોજ તું જોશે. મારી ફરેની, વધારે પુછતી ના, હું અરજ કરૂંછ કે વધારે સવાલ કરતી ના. આજે આપણે અદરાયાંછ; ખુદાની હાજરીમાં અને આપણા પાક મહઝબના ફરમાન મુજબ આજથી આપણે એક બીજા સાથે

જોડાયાંછ—હું તુંને વીંટી પહેડાવી શકતો નથી કારણકે હાલતરત આપણી સગાઇની વાત જાહેર નહીં થવી જોઇયે એવો મારો વીચાર છે. મારી ઉપર વીશ્વાસ રાખજે ફ્રેની, અને યાદ રાખજે કે ગમે તે થશે તોબી આએ તારો દોલી તારાથી ફરશે નહી તને છોડશે નહીં. મારી એટલી વાત કબુલ રાખ કે હાલતરત સઘળું ખાનગી રાખવું."

"દોલી, તું જે કહે તે મારે કબુલ છે!"

---

લખવા યા વાંચવાનું કામ જેને ઘણું હોય છે તેની આંખો બગડવાનો સંભવ વધારે રહે છે, અને ચસમા પેહરવાની જરૂર પડે છે. જ્યારે કોઇ એક ચસમાથી દુર યા નજદીકનું બધું કામ કરી શકે છે, ત્યારે કોઇને દુરનો એક અને નજદીકનો બીજો એમ બે ચસમા રાખવાની ફરજ પડે છે. તે અવારનવાર ચસમો બદલી કરવાની અને દહાડામાં સો વખત ચસમો નાક પરથી કાહડી બીજો પહેરવાની કડાકુટ પડે છે. પણ તે સઘળી અડચણ આપનાં શેહેરના પ્રખ્યાત અને લોકપ્રીય ચસમા બનાવનારા બાલીવાળા એન્ડ હોમીએ સઘળી મટાડી છે, કારણકે તેઓએ દુર અને નજદીકના બેઉ ચસમા એકજ ચસમામાં બનાવી આપવાનો હુનર હીંદુસ્તાનમાં દાખલ કીધો છે, અને તેબી એવી તો સફાઇ અને કાબેલ હુનર-મંદીથી એ કાચો બનાવે છે જે તે પેહરયો હોય તો તમારાં ઘેરનાં છોકરાંઓ પણ એમ નહી કહે કે તમારા ચસમામાં બે જુદા જુદા કાચો છે. એ કાચો "કીપતોક"ના નામે ઓળખાય છે.

# પ્રકરણ ૧૬ મુ.

——:o:— —

## કાકાજીની કાલજી.

—:*:—

ભુંડાઓ સફાઇથી ભલાઇ કરેછ,
દગારો ડીંગ મારી ભટાઇ કરેછ,
બેવફાઇ આગલી તે દાટવા માંગેછ,
જોતી આંખે ધુળ તે છાંટવા માંગેછ.

કરાંચીથી તેહમુરસ કૈકોબાદ દુબાશ પોતાના કુટુંબ કબીલા સાથે સ્તીમરમાં બેસીને મુંબઇમાં આવી પુગ્યા હતા. સવારના સ્તીમર મુંબઇના બારાંમાં દાખલ થઇ અને શેઠ તો બપોરની ત્રેનમાં દેવલાલી સીધારવાના હતા માટે તેવણને થોડા કલાક મુંબઇમાં થોભવું પડયું. શેઠની સાથે સરસામાન અને લગેજનો ઢગલો જબરદસ્ત હતો અને શેઠના નામ, ઇઝત, આબરૂ, અને દોલતના પ્રમાણમાં લગેજબી ગંજાવર હોવોજ જોઇયે એવું શેઠનું મત હતું માટે જેટલું જોઇતું અને અગતનું સાથે લીધું હતું તેના કરતાં નહી જોઇતું અને બીનજરૂરનું વધારે સામરી સુમરીને સાથે ધસડયું હતું. બે ચાર પોર્ટમેંટો સીવાયનો સઘળો સામન તો સ્તીમરપરથી બહારો બહાર વીકટોરયા ટરમીનસ સ્ટેશનપર રવાના થયા હતો અને ચાર પાંચ કલાક વચ્ચે રહયા હતા તે દરમ્યાન શેઠે તાજ હોટેલમાં ઉતારો લીધો હતો

મુંબઇના ઘણાક શેઠઆઓ અને આગેવાન શહેરીઓ તેહેમુરસ શેઠને મળવા અને સલામ કરવા આવ્યા હતા કારણકે શેઠના

બહારના ભભકાથી સઉ કોઈ અંજાઇ ગયા હતા. તોબી આજનો જમાનોજ એવો છે કે માહેલો ભરમ જાણુવા છતાંબી ચીચોડા જોય કે સઉ કોઇ ઉઠળાઇ પુઠળાઇ જાય તેમ શેઠના પ્રપંચ વીષેબી જો સઉ માહીતગાર હતે તોબી શેઠની દોલતને ખાતર શેઠને સાલમી તો મળતેજ. મળવા આવનારાઓ સાથે શેઠે ઘણા લાંબા લાંબા તડાકા ચલાવ્યા પણ જે વીઝીટરો કોઇ ફંડના ટીપણા લઇને આવ્યા અને ફંડની ટીપમાં શેઠનું મુબારક પનોતું નામ દાખલ કરવાની અરજ કીધી તેમને તો શેઠે બહુજ માયાકુલ મધુર આવકાર દઇને જણાવ્યું કે "દેવલાલી જઇ પુરસતે વીચાર કરી હળવેથી બરાબર નકી છેવટનો જવાબ કેહવાડીશું."

જ્યારે શેઠજી તેહમુરસ આવી રીતે માનપાન મેળવતા તાજ હોટલના એક ઓરડામાં બીરાજેલા હતા ત્યારે તેજ હોટલના એક બીજા ઓરડામાં ફ્રેની બેઠેલી હતી અને તેની પડોશમાં તેનો અદરાયલો ધનજી બેસીને વાત ચલાવતો હતો.

ફ્રેની બોલી: "ડારલીંગ, તુંને ખબર કે? મારા સપરપુરા કાકાજી પધાર્યાછ ને આએજ હોટલમાં ઉતરી હોટલવાળાપર તેવણે મોટી મહેરબાની કીધીછ."

"હા, હું જાણુંછ, ડીયર. બધા પેપરવાળાઓએ શેઠની પધરામણીની ખબર આપીછ. જબરૂં માન તારા કાકાને મળેછ ને ડીયર તે જોઇને તારાં હઇયાં તો હરખાઈ હરખાઇ જતાં હોશે."

"હાજ તો. તે જોઇને તુંને તો અદેખાઇ લાગતી હોશે,"

"મનેબી ખુશાલી ઉપજવી જોઇયે. મારૂં સગપણુ આવા

તાલેવંત ને આબરૂદાર માણુસના કુટુંબમાં થયું તેથી મને તો ઘણી ઇજત માન મલ્યાં એમ સમજાુછ, પણ તું તારા કાકાને મળી કે ડીયર ?"

"નહીંબા. આપરે કાંઇ હજી મળયાં નથી ને તેને મળવા જવાનો મારો વીચારબી નથી." ફ્રેનીએ જવાબ દીધો.

"નહીં ડીયર, એમ ના કર. જા, મળીઆવ. સારૂં લાગશે. સગાંવહાલાં સાથે લોકઇ નહીં રાખયે. મળવામાં નુકસાન શું થવાનું છે ?"

"તું કહેછ તો મળવા જાઉંછ. તુંબી મારી સાથે આવની. તારા સપરપુરા ભવીશના કાકાસસરાને જરા જોતો ખરો. તું તો જોઇને મગન છગન થઇ જશે. કેવા મજાના બીલોર જેવા છે જો."

"તાહરે તું શું એમ કહેછ કે તારો કાકો ભલું માણસ નથી ?"

"લોક તો કહેછ કે ઘણાજ ભલા ને અશરાફ માણુસ છે."

"ને તું પોતે શું કહેછ ?"

"એવણુને માટે મને કાંઇ ઘણો સારો વીચાર આવતો નથી. મનમાં જુદું હોય ને મહોડે જુદું કહેવામાં સાર શું ? મને એનું નામ સાભળતાંજ કંઇ થઇ આવેછ."

"પણુ તેમ થવાનું કાંઇ કારણુ ? એને તારૂં શું બગાડયું ?"

"મારા બાવાની બધી દોલત લઇ બેહેલાં માણુસને વરે મને સારો વીચાર આવેજ કેમ ?"

"ગાંડી છે—ગાંડી. એમાં એનો શું કસુર ? તારા બાવાએ આપ્યું ને એને લીધું. ચાલ આપરે બેઉ એવણુને મલી આવ્યે."

બેઉ જણા ઉઠયાં અને કાકાવાળા ઓરડા તરફ ચાલ્યાં. કાકાજી સાહેબ સાન સોગતના થઇને કોચ ઉપર બેઠેલા હતા. દીલમાં લાંબો જાડો ધેહ્રાં જેવો ઓવરકોટ હતો અને પોતાને માટે પેપરોમાં આવેલા હેવાલો હસી હસીને વાંચતા હતા.

ફ્રેની અને ધનજીને જોતાંજ તહેમુરસ ઉભો થયો અને ફ્રેનીને જોઇને જાણે કેવોક ખુશીથી મગન મગન થઈ ગયો હોય તેવો દેખાવ કરીને બોલ્યો: "ઓહલો, મારી દીકરી કહાંથી આવી, મારી માય રે મારી માય. આવ રે આવ."

કાકાજીએ ભત્રીજી પાસે લીધી, પેટ પાસાંમાં ચાંપી અને બધા ઓવરાઇ પોવરાઇ ગયા.

"કાકાજી, તમોને જોઇને હું ઘણીજ ખુશી થઇ. તમે મને ઓળખી કે?" ફ્રેનીએ કહયું.

"તો નહીં ઓળખું દીકરા? તારૂં પીક્ચર પેપરમાં આયુતું કે આએ બાઇ સાહેબ મોટી હોસ્પીટલના વડા તબીબ. અરે મેં બધા મારા દોસ્તોને હરખાઇને દેખાડેલું કે જોવો આએ મારી ભત્રીજી."

"આએ એવણને ઓળખોછ કે કાકાજી?" ફ્રેનીએ હવે ધનજીને ઇનટ્રોડયુસ કીધો; "એવણ મી૦ દોરાબશાહ અમેરીકન."

"ઓ હો, શેઠ દોરાબશાહ. માફ કરજોજી મેં તમોને ઓળખયા નહીં. બેસોજી, બેસો, તમારી ઓળખાણ કરવાને હું ઘણોજ ઇંતેજાર હતો."

"હૅંડ્યુ મી૦ દુબાશ." ધનજીએ હસીને શેકહેંડ કીધી. "તમોને જોવાથી અને મળવાથી મને ઘણી ખુશાલી ઉપજી.

તમારા જેવા કરાંચીના આગેવાન અને તવંગર શેઠયાની મુલાકાત લેતાં મને ઘણું માન મળેલું સમજુછ."

"અરે શાના આગેવાન ને તવંગર? ખુદાની મહેરબાની છે. ખુશી તો ખરા શેઠજી."

"હાજી. આએ તમારાં ભત્રીજી આગળ મને કાંઇ કામે કાજે આવવાનું થયું ને તેવણ હમણા તમારી મુલાતે આવવાનાં હતાં માટે મેં કહયું કે ચાલો, મનેબી સાથે લઇ જાઓ ને શેઠ સાથે ઇનત્રોદયુસ કરો." ધનજીએ જવાબ દીધો.

"આપ સાહેબનું નામ કરાંચીમાંબી ઘણું પંકાઈ ગીયુંછ," બહેમુરસ બોલ્યો: "તમો સાહેબે કરાંચીમાં મોટી જાગીર ખરીદીછ તે મેં જાણ્યું. આપ કરાંચી પધારશો ખરા કે?"

"હા, મારો વીચાર તો છે. પણ હમણા ફુરસુત નથી. હાલ તો તબીયત ઠીક નથી તેથી થોડા દહાડામાં દેવલાલી જવાનો વીચાર છે," ધનજીએ કહયું.

"એવણે દેવલાલીમાં બંગલો વેચાતો લીધોછ કાકાજી," ફ્રેની બોલી, "તાંહ એવણ જવાના છે. હુંબી વીક-એંડ આવશ."

"જરૂર આવજે, દીકરા, જરૂર આવજે, ને આપરા બંગલામાંજ આવજે હં. કેઠે ઉતરતી ના જો."

"તે તો હવે આવશ ત્યારે થઈ રહેશે."

"ને હું એમ પુછું દેરાબશાહ શેઠ આપરે દેવલાલીમાં બંગલો કેની તરફ લીધોછ વારુ?"

"ભગુર રોડ ઉપર. એક નવો બંગલો કોઈ ખોજા ગ્રહસ્થે બાંધ્યોછ ને તે મેં વેચાતો લીધોછ. હમણા તે ફરનીશડ થાયછ. પાંચ છ દહાડામાં તાંહ જવાનો વીચાર છે."

"તે બંગલાનું નામ શું ?"

"બંગલાનું નામ 'નસીબ' રાખ્યુંછ."

"વાહ ! તમારા મુંબઇના બંગલાનું નામ 'તકદીર' ને દેવલાલીના બંગલાનું નામ 'નસીબ' ? ત્યારે કોઈ માથેરાનમાં કે પુનામાં 'કીસમત' નામનો બંગલોબી કાંય નહીં બાંધતાં ?" ફ્રેનીએ રમુજમાં સવાલ કર્યો.

"ઠીક છે. ભવીષમાં એમબી કરશું."

"હુંબી આજે બપોરની ત્રેનમાં દેવલાલીજ જવાનો છેઉં. તમે દેવલાલી પધારો ત્યારે તમારી રજા હોશે તો હું તમારે મુલાકાતે આવશ," તહેમુરસે કહયું.

"રજા શાની પુછોછો શેઠજી ? હું તો તમારો તાબેદાર છઉ."

"પણ કાકીજી ધનબાઇજી કહાં છે ? મેં તો તેવણને જોયાંછ નથી," ફ્રેનીએ કહયું.

"માય તું કહાંથી જોય ? તું તો મોટા લોક થઇ ગેઇછ. અમુને મળતી ભેટતીબી નથી. શું કેહું ?" કાકાજીએ બળાપો કીધો.

"પણ કાકાજી, મેળાપ કેમ થાય ? તમો કરાંચીમાં, હું મુંબઇમાં. હું કામે કાજે ને નોકરીએ રોકાઇ રહેલી તે શું કરૂં ! પણ હવે મુલાકાત થઇ તો કહેવોની મારાં કાકીજી ક્યાં છે ! તમારા બેઉ બુચાબી સાથેજ આયાછ કેની ?"

"એ લોક ફરવા ગીયાંછ. મુંબઇમાં જરા ચકર મારવા ગીયાંછ. વળી દુકાનોની મુલાકાત લઇને રૂપ્યા પાંચસો સાતસોનો ધુમાડો કરી આવશે," કાકાજી હસીને બોલ્યા અને ૫૦૦–૭૦૦ તે જાણે આનો કે બે આના હોય તેવો દેખાવ કીધો અને ખાસ કરીને ધનજીના ધ્યાનપર એ ઇશારો વધુ ઠસાવી પોતાની બેહદ મોટી દોલતનો ખ્યાલ આપવાની મતલબ રાખીઃ કરાંચીથી નીકળયાં ત્યારે ઓલું જોઇયે, પેલું જોઇયે, આએ લેવો, પેલું લેવો કરીને ત્રણ ચાર હજાર ખરચાવી નાંખયા અને હવે વધ્યું સધ્યું મુંબઇમાંથી હોરી લેશે ને પછી દેવલાલીથી દરરોજ તેલીગ્રામ ને કાગળ મુંબઇના મારા આડત્યાપર આવવાનાજ કે ફલાનું તાકીદે મોકલો ને ચીનું ઉતાવળે પારસલ કરો.'

"ખુદાના હુકમથી એવા પંદર પચીશ હજાર રૂપયાના ખરચની તમોને કશી દરકાર નહીં હોય," ધનજી જરા ચીબો થયોઃ "તમારા જેવા પોતાના ધણીઆણી ને બચાંને મોજ નહી આપે તો પછી કોણને આપવાનુ હતું ? એ લોકની મોજ જોઇને તમોને કેવી ખુશાલી લાગતી હોશે."

"અલબત, મને ઘણી ખુશાલી ઉપજેછ દોરાબજી શેઠ; હુંબી એમજ ધારૂછ કે જે મહીને દહાડે આઠ દશ હજાર રૂપયા ખરચાયછ તે એ લોકનાજ છે ને એ લોકજ ખરચેછ; ને તેમ એ લોકનાં નસીબે પરવરદેગાર આપયો જાયછ. બચાંઓનું સુખ જોવું તે કાંઈ ઓર મજાહ ને આશીરવાદ છે મી૦ દોરાબજી શેઠ."

"હા–ખરેખર–તેમજ," ધનજીએ કહ્યું: "ને બચ્ચાંને હેરાન થતાં જોવાં એબી એક એક મોટી કમનસીબીજ છે. કોઇ માતા

પોતાના બેટાને નાહક હેરાન દુ:ખી થતો જોતી હોય તો તેનું કલેજું કેવું બળી જતું હોશે."

આ વેળા ધનજીને પોતાની માતાનો ખ્યાલ આવ્યો. આએ બદચાલ મુજી તહેમુરસ પોતાના બાળકોને સુખી જોઇ, મોજ ભોગવતાં દેખી, અમન ચમનની જીંદગીમાં રમતાં અને દોલતના દરપર બેઠેલાં જોઇ આનંદ પામતો હતો અને એજ પાપી પીંડારાને હાથે હેરાન થઇ ધનજીની માતા પોતાના એક પુરા પુત્રને પોતાની જીંદગીની છેલ્લી ઘડીએ ખોહી બેઠી હતી તે વીચાર ધનજીના મગજમાંથી પસાર થયો. તે વીચાર પસાર થવાથી પોતાનું અને પોતાની માતાનું વેર લેવાના સોગંદની તેને યાદ આવી. તેના મગજમાં કીનાનો ફટકો મારવા માટે ઘસાઇને તઇયાર થતી કટારી વધારે તેઝદાર બનતી ગઇ, તેના જીગર માહેલો વેરનો આતશ વધારે ભભુકદાર બનતો ગયો. તે મહોડેથી આ વખતે બોલ્યો નહીં પણ તેના હઇડાંમાં કેવું હુલડ જાગ્યું હતું તેનો જો આ તેહેમુરસને સહેજબી ખ્યાલ હોતે તો આ દેખાવે શાંત, દીલસોજ દોરાબજી અમેરીકનથી એકસો માઇલ દુર નાસી જવાનું પસંદ કરતે અથવા તો દોરાબજીનું ખુન કરવા માટે એક લાખ રૂપ્યાની રકમ ખરચી નાંખવાને તઇયાર થતે.

તેઓ આ પ્રમાણે વાતચીત કરતા હતા તેટલાં તેહેમુરસની ધણીઆણી ધનબાઇ અને તેના બે બેટા જમશેદ અને જાલ આવી લાગ્યા. જમશેદ અને જાલ થોડાંક રમકડાં ખરીદી લાવ્યા હતા માટે તેઓ બહુજ ખુશાલ નાચતા કુદતા હતા અને બેઉ બાળકોએ ચડબડ ગોખ્યારૂં કરીને ઓરડો ગજાવી મુક્યો.

ધનબાઇજી, જસી અને જાલ સાથે ફ્રેની અને ધનજીની ઓળખાણુ કરાવવામાં આવી અને ધનજી પેલ્લા બે બુચાઓ સાથે હસીને વાત કરવા લાગ્યો.

કેટલીક વાત ચીત કરવા પછી ફ્રેની અને ધનજી પાછાં ફ્રેનીના રૂમમાં આવ્યાં અને તેમની સાથે જસી અને જાલ ફ્રેની આગળ રમતા હતા અને તેમની તરફ જોતો ધનજી પોતાની જગાએ ચુપ બેઠો હતો. તેના મનમાંથી તરેહવાર વીચારો પસાર થતા હતા.

તે મનસે બરબરડયો: "ફ્રેનીનું વેર લેવાનું છે, ફ્રેનીની માતાને નાહક કીધી તેનો કીનો લેવાનો છે, મને મારી માતાથી છુટો પાડયો, મારાં માયના મોતના બીછાણાથી દુર કીધો તેનું વેર લેવાનું છે; અને તે વેર લેવાનો રસ્તો હવે મારી સાંમે ધીમે ધીમે ખુલ્લો થતો જાય છે."

"શું વીચાર કરેછ ડીયર દોલી?" ફ્રેનીએ પુછ્યું.

"એ હું વીચાર કરૂંછ ફ્રેની કે આએ ગુલાબ જેવા નીર-દોષ બે બુચા છે, એના માયબાપને કેવા પયારા હોશે? માય બાપને એઓ પોતે કેવા ચાહતા હોશે? હવે કોઇ માણુસ આએ છોકરાં-ઓનાં બાપ ઉપર વેર લેવા માંગતો હોય અને તે માટે એ છોકરાંને ઉઠાવી જાય એમને એમના બાપ માયથી જુદાં પાડે અને એ બેઉની ઉપર કોઇ સીતમ ગુજારે તો એના માય બાપને કેવું દુઃખ લાગે?"

"ઘણું લાગે. જીગર ફાટી જાય. પણ દોલી તુંને એવો એબદસા જેવો ખ્યાલ કેમ આવ્યો!" ફ્રેનીએ પુછ્યું. "વેર શું

બળ્યું છ ને ફીનાને શું આગ લગારેછ. તુંને એવો વીચાર કેમ આયો ?"

"કોણ જાણે ! મનમાં જે વીચાર આયો તે મેં તુંને કેહયો. ચાલો, સાહેબજી, મને મોડું થાયછ."

ધનજી રવાના થયો પણ તેના છેલ્લા બોલો ફ્રેનીના મનમાં લાંબો વખત સુધી રમી રહયા.

---

થોડાંક વરસની વાતપર કોઇનો ચસમો કફોડો યા કઢંગો હોય તો તે હીંદુસ્તાનમાં મલી શકતોજ નહી હતો, અને ખાસ ઈંગ્લાંડથી મંગાવવો પડનો હતો, અને તેના પેહડનારને તે આવે ત્યાં વેર ઘણીજ અડચણ અને તકલીફ ખમવી પડતી હતી. પણ તે બધી અડચણ અને તકલીફ મુંબઇના અત્યંત જાણીતા અને ચસમા બનાવનારાઓ મેસરસ બાલીવાલા એન્ડ હોમીએ મતાદી. એ સાહસીક અને ઉમંગી પેહડીએ એક ગંજાવર કારખાનું કહાડયું કે કે જેમાં હરેક પ્રકારના કઢંગા અને કફોડા ચસમાઓ અત્રે પોતાને ત્યાંજ થોડા દહાડામાં બનાવી આપી ચસમા પેહડનારી હીંદુસ્તાનની આલમની સઘળી અડચણ મટાડી આપી છે, અને તે લોકોનાં દીલ એટલાં તો જીતી લીધાં છે, કે આજે બાલીવાલા એન્ડ હોમીનું નામ એક ઘરગતુ શબ્દ થઇ પડયો છે, અને એ નામનો બીજો અર્થ ચસમા તરીકે ગણાય છે એ પેહડીને રાજા મહારાજાઓ, હાઇ કોર્ટના જડજો તથા બીજાં ઘણાએક નામાકીત માણસોએ ઉંચી લેખીત સરટીફીકેટો આપેલી છે કે તે લોકોના કઢંગા ચસમાઓ જે મુંબઇમાં કોઇ પણ ઠેકાણે નહી મળી શકતા હતા તે ફકત બાલીવાલા એન્ડ હોમી બનાવી આપી શકે છે, અને તેની બનાવટ વેલાતમાં બનતા ચસમાઓના જેવીજ બરાબર ઉંચી પંકતીની છે.

# પ્રકરણ ૧૭ મું.

——:*:——

## દગાબાજોનો પોકાર–"દગો!"

——o——

ત્રણે હતા દોસ્તો એકેકના જાની,
ત્રણેની જાણે ત્રણે કહાણી,
જાહેરમાં ત્રણે દેખાડે બહુ પ્યાર,
બાતેનમાં જોવો તો જબરો ધીકાર.

મોટા શેઠયા તેહમુરસ દુબાશ દેવલાલી જઇ પુગ્યા અને ત્યાં નવા જુનાબી થઇ ગયા. તેવણુને દેવલાલીનાં સ્ટેશનપર બહુ મોટું માન મળ્યું અને ફકત એક માનપત્ર આપવાનુંજ બાકી રહયું. શેઠને આવકાર દેવાની ધામધુમ રચાવવામાં અલબતાં નાસકવાળા પ્રખ્યાત સોલીસીટર સાહેબ ડુરગાશંકરે અને તેવણુના દીકરા બાળક્રીષ્ણાએ આગેવાન ભાગ બજાવ્યો હતો અને સ્ટેશનપર ફુલપાન ગલીચા વગેરેની ગોઠવણ કરવામાં ઘણાક પારસી, હીંદુ મેહોમેદનોએ રકમો ભરી નાખી હતી જેમાં સર્વથી મોટી રકમ ડુરગાશંકરની હતી. ડુરગાશંકરની રકમ આડકત્રી રીતે તેહમુરસનાજ ખીસામાંથી આવેલી હતી કારણકે ડુરગાશંકર કાંઇ એવા લીસા અને સુંવાળા હતા નહીં કે ગાંઠના ચોપીચંદ કરીને બીજાના ઘરમાં ઢોલ વજડાવે.

તેહમુરસ દેવલાલીમાં આવવા પછી અને પાંચ છ દીવસ વહી જવા પછી એક દહાડે સવારના આઠ વાગેને સુમારે તેહમુરસ એખલોજ ફરતો ફરતો કાવસજી કરાકરીના બંગલા આગળ જઇ

પુગ્યો અને શેઠને બોંહશ કરીને કાવસજી કરાકરી પોતાના બંગલામાં તેડી ગયો. અલબતાં કુરગાંશંકર અને બાળક્રીષ્ણા અગાઉથી આવીને બેઠેલા હતા. કેટલીક વાતચીત થવા પછી કાવસજી ઉઠયો અને પેલું એનવેલપ લઇ આવ્યો કે જે એનવેલપના બાબમાં નારાયણે દાલવાટલો કરી મુકલો હતો અને તે ગોંટાળાની સહેજબી ખબર કાવશને પડી હતી નહીં.

"ચાલો, પહેલાં રૂ. ળા હજાર દાબે હાથે ટોળી દેવો ને પછી આએ એનવેલપ તપાસીને લઇ લેવો." કાવશે કહયું.

"પહેલાં અમારે એનનેલપ તપાસવું જોઇયે." કુરગાશંકરે કહયું. "વહેવારે વાત; પહેલાં માલ ને પછી દામ."

"લાખ રૂપ્યાની વાત કેહી. મને તમે બેઉ મુરબીઓ ઉપર જરાબી વીશ્વાસ નથી, પણ બાળક્રીષ્ણા શેઠ ઉપર મને પુરેપુરો વીશ્વાસ છે." કાવસજી બોલ્યો અને મનમાં બરબડયો: "એ બાળક્રીષ્ણા મારી સાથે દગો કરીને ઉભોબી કહાં રહેશે? એની મુદી મારા હાથમાં છે તો."

કુરગાશંકરે અને તેહમુરસે તે એનવેલપ બરાબર તપાસ્યું અને કુરગાશંકરે તેહમુરસને કહયું: "એજ; બરાબર એજ, આએજ પેલીના હરફ ને આએજ મારૂં સીલ. એમાં કશો વાંધો હું જોતો નથી."

તેહમુરસે પોતે તે એનવેલપ હાથમાં લીધું અને ફેરવી ફેરવીને તપાસ્યું તથા તે ઉપરના હરફ બારીકીથી જોયા અને તે બોલ્યો: "હા; હું મરનાર સુનાબાઇના હરફ ઓળખું છ, આએજ મરનારના

હરફ ને મરનારે તમોને પહેલાં આએ એનવેલપ આપેલું અને મને તમે તે દેખાડેલું. એ બધું મને હવે યાદ આવેછ."

તેહમુરસ દુબાશે તરતજ રૂપ્યાનું બંડલ કહાડયું અને તે રૂપ્યા કાવશને ગણી આપ્યા અને સીલ કીધેલું એનવેલપ શેઠે થાવું પોતાના ગજવામાં મુકયું અને આએ મીટીંગ બરખાસ્ત થઇ.

બાલકીશણુ તો ત્યાંથી તરતજ બાહારો બાહાર નાસક તરફ ચાલતો થયો અને તેહમુરસ તથા ડુરગાશંકર ત્યાંથી નીકળેલા તેહમુરસને બંગલે ગયા બંગલે જતાંજ એક ખાનગી ઓરડામાં બારણું બંધ કરીને બેઠા અને હળવેથી પેલું એનવેલપ શેઠે ઉખેડયું.

માહે કાગલ્યાં હતાં જે બહાર કહાડયાં પણ શેઠ અને ડુરગાશંકર તો કાગલ્યા જોતાંજ ઉજળા પુની જેવા થઇ ગયા. કાગલો તો કોરાં હતાં: તદનજ કોરાં! ફકત પાંચ છ ફુલસકેપના શીટ માહે બીડેલા હતા.

તેહમુરસ ઉછલીને બોલ્યો: "દગો થયો."

"ખરેખર દગો થયો છે," ડુરગાશંકરે ટેકો આપ્યો.

"તમે આગળ રેહીને આએ દગાબાજી ચલાવીછ," તેહમુરસે કહયું: "મને લાગેછ કે આએ ફીટુરમા તમે પેલા કાફર કાવલા સાથે મળી ગીયાછ ને મારા ૭ાા હજાર હોઇયાં કીધાછ."

"તેહમુરસ શેઠ, એ તમે શું બોલોછ? નાહક મને શું કામ બદનામ કરોછ? દગો થયોછ એમાં કશો શક નથી પણ કસમ ખાઇને કહુંછ કે એમાં મારો હાથ નથી."

"તમારો હાથ નથી ત્હારે અસલ વીલ ગીયું કહાં? તમે ખાત્રી કીધી કે આએજ તે એનવેલપ, તમે પારખ્યું ને તમેજ રૂપ્યા અપાવ્યા. હવે જવાબદાર કોણ?"

"પણ તેમ તમેબી પારખ્યુકની. તમારી ખાત્રી થઇ હતી કની? તમે પોતે બોલેલા કે મરનાર સુનાબાઇના હરફ તમે ઓળખોછ ને આએ હરફ તે મરનારનાજ છે એમ તમે પીછાયાણ્યા. જો દગાબાજી થઇ છે તો જેમ હું છેતરાયો તેમ તમેબી ઠગાયા. જેટલો મારો કસુર તેટલોજ તમારો કસુર."

તહેમુરસે ખાલી એનવેલપ હાથમાં લીધું અને હરફ જોઇને કહયું: "હા, હજીબી હું કેહુંછ કે આ પરબીડાં ઉપર મરનાર સુનાબાઇનાજ હરફ છે; પણ ત્યારે એ થયું શું! એ કાવતરૂં શું થયું તેની મને કશી સમજ પડતી નથી."

"જેટલી તમોને સમજ પડતી નથી તેટલીજ મનેબી સમજ પડતી નથી." દુરગાશંકર બોલ્યો અને તેણે પણ ખાલી એનવેલપ પોતાના હાથમાં લીધું અને તેની ઉપરના સીલ ફરીને તપાસીને કહયું: "આ સીલ મારી ઇનીશીયલનાં છે એમાં કશો શક નથી."

"ત્યારે હવે કર્યે કેમ?"

"કાવશને તેડાવીને પુછી જોઇયે."

"આપરી ભુલ થઇ કે એની હાજરીમાંજ પરબીડું ઉખેડયું નહીં."

"પરબીડું એની હાજરીમાં ઉખેડવું નહીં એવી ગોઠવણ તો તમો શેઠજીએ કીધી હતી. તમોએ ધારેલું કે કાગળમાં જે કાંઇ

લખ્યું હોય તેનાથી બનતાં સુધી કાવશાને અજાણ્યો રાખવામાં લાભ છે. બાકી મારી મરજી તો જુદીજ હતી."

"મેં એમ ધારેલું કે એ મુજી જેટલું ઓછું જાણે એટલું ઠીક. પણ એને હવે હું તેડાવુંછ. જોઇયે એ શું ખુલાસો કરેછ." તહેમુરસ બોલ્યો.

તરતજ તહેમુરસે એક નોકરને દોડાવ્યો અને થોડા વખતમાં કાવશજી કરાકરી આવી પુગ્યો. સાહેબ સલામ કરીને કાવશા બેઠો.

"અરે બા કાવશજી, આએ પરબીડાંમાંથી કોરાં તો કાગલ નીકળ્યાં; વીલ બીલ તો કાંઇ નથી," તેહમુરસે કહયું.

"એ વળી નવો ટુંકકો હુકકો કહાંથી શોધી કહાડયો? રૂપ્યા સાડાસાત હજાર પાછા ઓકાવાની કાંઇ યુંકતી ચાલેછ કે?"

ડુરગાશંકર બોલ્યો: "નહી ભાઇસાબ; ખરી વાત છે. અમે પરબીડું ઉંકેલી જોયું તો માહેથી આએ કાગલ્યાં નીકલ્યાં."

"એમાંથી કોરાં કાગલ નીકલ્યાં કે વાલકેશવરના પથરા નીકળયા તેની સાથે મને કશું કામ નથી. જે એનવેલપ તમોને જોઇતું હતું તે મેં તમોને આપ્યું. હવે ગમે તેમ તમારૂં માથું ફોડયા કરો; મારી કેઈ બલાને!"

ત્રણે વમાસનમાં પંડયા. તહેમુરસને ડુરગાશંકર ઉપર શાક ગયો; ડુરગાશંકરને કાવશા માટે શક ઉપજયો; અને કાવશે ધારયું કે આએ બે પીંડારા રૂપ્યા પાછા ઓકાવવાની યુકતી રચતા હતા. ત્રણે ફફડયા ચટકયા, એકકને ગમે તે બોલ્યા, અને મારામારી કરી, લડી વહડી પડયા. ખરી વાત તો એ હતી આ ત્રણે એક બીજાના

દોસ્ત હોવાનો દેખાવ કરતા હતા પણ ત્રણે એક બીજા માટે શક ધરાવતા હતા અને ત્રણના જીગરમાં અરસપરસ જબરા ધીકારની લાગણી ઉભાતી હતી. તેમાં આએ બનાવથી ત્રણેની તે ધીકારની લાગણીએ વધું જોર પકડયું.

આ પ્રમાણે ત્રણે જણા મનમાં અડ઼ડાતા હતા, અને એ ત્રણ દગાબાજો દગો થવાનો પોકાર કરતા હતા તેટલાં ઓરડાનું બારણું બહારથી ઠોકાયું. તહેમુરસના કહેવાથી ડુરગાશંકરે બારણું ઉઘાડયું અને એક નોકર રૂપાંની નાની ત્રે ઉપર એક કાર્ડ લઇને દાખલ થયો. કાર્ડ શેઠે વાંચ્યો. તેની ઉપર "ડી૦ સી૦ અમેરીકન" એવું નામ હતું. ધનજી આગળે દહાડેજ દેવલાલી આવ્યો હતો અને તે આ તાંકણે તેહેમુરસ શેઠની મુલાકાતે આવ્યો હતો.

શેઠ તરતજ ઝપાટામાં ઉભા થયા, કપડાં સપા કરી દીધાં અને નોકરને ફરમાવ્યું કે મળવા આવેલા શેઠને દરોઇંગ રૂમમાં બેસાડવા. થોડે વારે દરોઇંગ રૂમમાં તેહેમુરસ, ડુરગાશંકર અને કાવસજી કરાકરી દાખલ થયા. ધનજીએ ઉઠીને ત્રણેને શેંકહેંડ કીધી અને તેહેમુરસે પોતાના મીત્રોની ઓળખાણ કરાવી.

"આએ સાહેબ મારા ઘણા જુના ને પુરાના દોસ્ત ને ખેરખાહ મી૦ ડુરગાશંકર સોલીસીટર; ઘણા નામી સોલીસીટર છે અને મારા ઘણા મહેરબાન મીત્ર છે." તેહેમુરસે કહયું. "ને ડુરગાશંકર શેઠ આએ અમારા નવા મીત્ર મુંબઇના લખપતી સખીવજુદ શેઠ દોરાબજી અમેરીકન, ને આએ મારા દોસ્ત મી૦ કાવસજી કરાકરી, અમોને ઘણા લાંબા વખતની દોસ્તી છે."

અરસપરસ ઓળખાણ થઇ અને વાતચીત ચાલી અને તે પછી સઘળા છુટા પડયા.

ઉપલી મુલાકાત પછી પાંચ છ દીવસ વહી ગયા અને તે પાંચ છ દીવસ દરમ્યાન લખપતી તેહમુરસ દુબાશે પોતાના બંગલામાં એક પાર્ટી આપી અને તે પાર્ટીમાં ચુંટીચુંટીને પઇસાવાળા બડેખાં-ઓનેજ બોલાવવાની તેહમુરસ શેઠે ઘણીજ સંભાળ રાખી પણ તહેમુરસના ધણીઆણીએ તે ચુંટણીનું સત્યાનાશ વાળી મુકયું; યાને દેવલાલી મધેના સઘળા પરોણાઓને મીસીસ તહેમુરસે ઇજન કરાવ્યાં જેથી મેળાવડો ઘણો મોટો થયો તેમજ મોટો ખરચ પણ થયો જેથી તેહેમુરસ શેઠ મનમાં ફફડી ચટકીને બેઠા.

રવીવારને દીવસે પાર્ટી થઇ હતી અને તે વખતે ફ્રેની પણ વીક-એંડ ગુજારવા દેવલાલી આવી હતી અને હોટલમાં ઉતરી હતી અને કાકા કાકીની ઘણી ઓંહશ છતાં તેમને ત્યાં ઉતારો લેવાની તેણીએ સાફ ના પાડી હતી. ધનજીની સાથે ને સાથેજ ફ્રેની ફર્યા કરતી હતી તથા મેળાવડામાં પણ ને બે જણા ઘણાખરાં સાથેજ દેખાયાં હતાં માટે આ બે જણાઓને મોટે ભાગના પરોણા-ઓએ પોત પોતાનાં મનમાં પરણાવી અદરાવી મુકયાં હતાં,

. અલબતાં આ મેળાવડામાં કાવશજી કરાકરી, ડુરગાશંકર સોલી-સીટર અને ડુરગાશંકરનો દીકરો બાલકીશણા પણ હાજર થયા હતા અને બાલક્રીશણા સાથે ધનજીને ઇનટ્રોડયુસ કરવામાં આવ્યો અને આવા મોટા તવંગર માણુસ સાથે ઓળખાણ પડવાથી બાલક્રી-શણા ઘણો મગન થયો અને ધનજીને પોતાને પણ તેવુંજ જોઇતું હતું.

ખાસ કરીને ધનજીના બાબમાં એક બાબત ધ્યાન ખેંચનારી હતી. તેણે કાંઇબી ખાધું કે પીધું નહીં અને ફ્રેનીએ જ્યારે તેને

કાંઇક રીફ્રેશમેંટ લેવાને જણાવ્યું ત્યારે તેણે બહાનુ કહાડયું કે તબીયત ઠીક નહીં હોવાથી તેણે તે દીવસે અપવાસ પાળ્યો હતો.

કાવશજી કરાકરી આવા ધનજી જેવા માણસની દોસ્તી પડવાથી મગરૂર બન્યો અને મનમાં ધાર્યું કે કોઇવાર વળી તેની સેવા બજાવવાની તક મળશે, કારણકે તવંગર માણસો તહેમુંરસનીજ કીસમના હોવા જોઇયે એવું મત તે બદમાશે હમેશા બાંધી રાખેલું હતું.

જે છટકું આ ત્રણ ચંડાલોને માટે ધનજી પોતાના મળત્યા વીસ્વાસુ ગોઠયા નારાયણની સાથે મલીને માંડતો હતો તેથી તે ત્રણે બેખબર હતા અને ધનજીના શાંત સ્વભાવ હેઠળ કેવી ભયંકર ત્રાશદાયક ધારણા છુપાઇ બેઠેલી હતી તેનો સહેજબી ખ્યાલ તે ત્રણને ઉપજ્યો હતોજ નહીં.

---

# પ્રકરણ ૧૮ મું.

——:*:——

## વેરનો પહેલો ફટકો.

—:*:—

યાદ કર, કીધેલાં કરતુક આજે,
શુ કીધું લોભ અને લાલચ કાજે!
નીરદોષની કદુવા આજે ફલેછ,
બદમાશીનો આએ બદલો મલેછ.

સાંજ હતી—સાત વાગેલા હતા.

નાસકના માજીસ્ત્રેટના ઘરમાં માજીસ્ત્રેટ આગળ ત્રણ માણસો બેઠેલાં હતાં અને માજીસ્ત્રેટની સામે એક વારંટનો દસ્તાવેજ પડેલો હતો અને તે વારંટ બાબે આ ચાર જણા વાત કરતા હતા. માજીસ્ત્રેટ સામે બેઠેલાં માણસોમાં પોલીસનો એક યુરોપીયન ઓધેદાર હતો અને બે હીંદુ હતા. તેઓ છુપી પોલીસના માણસો હતાં અને બહુ અગતા તાકીદના કામ સર તેઓ માજીસ્ત્રેટની મુલાકાતે આવ્યા હતા.

માજીસ્ત્રેટે કહયું: "પહેલાં તમારી બધી હકીકત મને કેહો અને તે સાંભળયા પછી મને દરૂસ્ત લાગશે તો હું આ વારંટ અમલમાં મુકવા માટેની સહી એની ઉપર કરી આપીશ."

પેલા યુરોપીયને કહયું: "આજે લાંબો વખત થયો નાસકમાં અને તેની આસપાસના ગામોમાં ખોટી બે આની ચાલતી જોવામાં

આવી છે, આ બે આનીના ખોટા સીક્કા હમણા ઘણા વધી ગયા છે. અમોએ એ બાબે ઘણે ઠેકાણે તલાશ કીધી પણ કશો પતો લાગ્યો નહીં. આખરે અમોને ચાર દીવસની વાટ ઉપર એક નનામો કાગળ મલ્યો અને તેમાં જણાવવામાં આવ્યું કે દેવલાલીમાં એક પારસી આએ ખોટા સીકા બનાવે છે. અમોએ તહેકીક કીધી અને અમોને માલમ પડયું કે કાવશજી કરાકરી નામનો એક પારસી પોતાના મકાનમાં આ સીકા બનાવતો હોવો જોઇયે."

"તમારી ખાત્રી કેમ થઇ ?" માજીસ્ત્રેટે પુછયું.

"આએ મારા બે મદદનીશોને જાસુસ તરીકે મુકયા હતા. તેઓએ જોયું કે કાવશજી જયાર ત્યાર મુંબઇ જઇને રૂપું ખરીદી લાવતો હતો અને કાવશજી પોતાનાં મકાનમાં સીકા બનાવતો હોય તેવાં ચીન્હો જણાતાં હતાં, વળી અમોએ કાવશજીના બંગલાનીબી બહારથી તપાસ લીધી છે. નનામાં કાગળ મધે આખા બંગલાના સઘળા ઓરડાઓ વગેરેની સંપુર્ણ વીગત આપી છે અને જે ઓરડામાં આ ખોટા સીકા બનાવવાનું કામ ચાલે છે તે ઓરડાની પણ બરાબર નીશાની આપવામાં આવી છે. આ ઓરડામાં રાતની વખતે ભઠી ચાલતી હોય અને હથોડી ઠોકાતી હોય એવો અવાજ અમોએ સાંભળયોછ."

"ત્યારે તમો કાવશજીના ઘરની જફતી લેવાનું વારંટ માંગો છો ?" માજીસ્ત્રેટે પુછયું.

"હા, અને જો ત્યાંથી કાંઇ ગુનાહ સાબેત થાય તો કાવશજીને અને તેનો કોઇ મદદગાર હોય તો તેને પકડવાનું પણ અમો વારંટ માંગે છીયે."

માજીસ્ટ્રેટે વારંટ ઉપર સહી કરી આપ્યાં અને આ ત્રણની
ત્યાંથી બહાર નીકળી. તેઓએ નાસક પોલીસની એક નાની
પોતાની સાથે લીધી અને તેઓ સઘળા દેવલાલીમાં આવી

રાતના આશરે દશ વાગે કાવસજી કરાકરીના બંગલાની આસ-
પોલીસની ટુકડીએ ઘેરો નાંખ્યો અને પોલીસના વડા અમલ-
આસપાસના બંગલાઓ અને હોટલોમાંથી સાત આબરૂદાર
ોને બોલાવી તેમની તેણે પંચ બનાવી અને પછી એકદમ
કાવસની બંગલીમાં ધસી ગયા.

જ્યારે પોલીસ ટુકડી બંગલાની આસપાસ ઘેરો નાંખતી હતી
કાવસના બંગલાના એક ઓરડામાં બે માણસો હતાં અને
સીકા બનાવવામાં તેઓ રોકાયલા હતા. તે બે માણસો
શુ ઓળખીતા છે. એક તો કાવસજી કરાકરી અને બીજો
ગ્ગાશંકર સોલીસીટરનો દીકરો બાળક્રીષ્ણા.

આ બંને જણા પોત પોતા વચ્ચે વાત ચલાવતા હતા.

બાલક્રીષણા બોલ્યો: “બચ્ચા કાલી, તુંને સાડાસાત હજાર
નો ટડાકો પડ્યો ખરો. હવે તું તવગર થયો.”

“ને તું તે કહાં ભીખારી મુએલો છે કે તેની વાત ? તારો
રાબ્બી તવંગર છે ને આએ આપરા નાની મહેનતથી મોટા નફા
ના ધંધામાં તુંને કાંઇ થોડો તડાકો પડેછ કે ? તું સેંકડે ૭૫
। નફો ઉપાડેછ ને માંરે ભાગે તો પચીસ ટકા આવેછ.”

"પણ તેમ વળી હું શરાફીનો ધંધો કરતાં આએ બધી એ આની કસાવી દેવામાં મોટી મદદ આપુછ કેની ? તારાથી તેમ કાંઇ થાય ? મારી મદદથી તો આએ બે આનીનો ઉઠાવ થાયછ."

"તારા બાપને આપરા આએ કામનો કાંઇ શક ઉપજ્યો તો નથી ? એ જાણે તો ખોટું." કાવશજીએ કહયું.

"હજી તો નથી જાણતો ને એને જણાવવામાં લાભબી નહીં. એ જાણે તો વળી ભાગ માંગે. તેં પેલું પરબીડું મારા ડોસાને આપ્યું ત્યારે એ લોક તારી પાસેથી ઝુટાવી લેતે ને તુંને કાંઇ આપતે નહીં તો શું કરતે ?"

"શું કરતે કરીને પુછેછ બેરાદર ? તારો દશો હું પહેલાં ઉડારી નાંખતે. તારાં ઘરની જડતી લેવાડતે ને તારી ઉપર ખોટા સીકા બનાવવાનું તોહમત મુકતે. તારા બાપને તેમાં સંડોવતે. તું સાથે હતો માટે હું નચીંત હતો, સમજ્યો કે ?"

"પણ મારો બાપ કહેનો હનો કે પરબીડાંમાંથી તો કોરાં કાગળ નીકળ્યાં. ત્યારે ખરૂં વીલ ગયું કે ?"

"જહાનમમાં ગયું. હું શું જાણું ? મને લાગેછ કે રૂપયા પાછા કહડાવવાની બાજી તારા બાપે ને પેલા કાલા નાગે માંડેલી ને ઢોંગ કીધેલા કે ખાલી કાગળ નીકળ્યાં."

"પણ મારો ડોસો તો સોગંદ ખાઇને કહેછ."

"અરે એ તો સવાયાના સો સોગંદ ખાય. તારા બાપને વળી તું કાંહ નથી ઓળખતો."

આવી વાત આ બે જણા વચ્ચે ચાલતી હતી તેટલાં ધરાર કરતું ઓરડાનું બારણું ઉંઘડી ગયું અને પોલીસની ટુકડી સાથે પંચની ટોળી ઓરડામાં દાખલ થઇ. પોલીસનો વડો અને બીજા બે માણસો પહેલા ધસી આવ્યા જેમના હાથમાં રીવોલવર હતી. પોલીસના વડાએ કહ્યું:

"એકદમ તાબે થાવો !"

ગભરાઇને લાકડું થઇ ઉભેલા કાવસ અને બાળકીષ્ણાને જે બનયું હતું તેનો ખ્યાલ બરાબર આવે તે અગાઉ તે બંનેના હાથ ઉપર બેડી ઠોકાઇ.

બીજે દહાડે સવારે આખાં દેવલાલી અને નાશકમાં આ બાબતની ખબર ફેલાઇ અને આશરે નવ વાગે તહેમુરસના બંગલામાં ધનજી જઇ પુગ્યો.

ધનજીને તહેમુરસે આવકાર દીધો અને ધનજી બોલ્યો: "રાતની વાતની તમોને ખબર પડી હોશે મી૦ દુબાશ."

"હા, કહે જે ખોટા સીકા બનાવનારાઓને ગેઈ રાતના પોલીસે પકડયા ને તેમને લઇ ગયા."

"દલગીરીની વાત તો એ છે, મી૦ દુબાશ, કે આપરા બીચારા દુરગાશંકરના દીકરાનેબી પકડયોછ. આપરે દુરગાશંકર આગળ જઇએ ને એને દીલાસો દઇએ ને જો એને કાંઇ મદદ જોઇતી હોય તો તેબી આપ્યે. આપરી ફરજ છે."

"ઘણો સારો વીચાર છે મી૦ અમેરીકન આપરે જવું જોઇયે."

"જો હમણા તમુને ફુરસત હોય તો જઇ આવ્યે. મારો મોટર તઇયાર છે. બે કલાકમાં તો જઇને પાછા આવશું."

"હા, ચાલો, હું કપડાં પહેડીને તઇયાર થઇ જાઉં છ."

તહેમુરસ કપડાં બદલવા ગયો તેટલાં તહેમુરસના બે દીકરા ધનજી આગળ આવ્યા અને ધનજી સાથે તેમને પડોશ પડી ગયલો હતો માટે તેની સાથે રમવા અને ગેલ કરવા લાગ્યા. થોડે વારે તેહેમુરસ કપડાં પહેડીને આવી લાગ્યો અને આએ બને જણા એકદમ નાસક તરફ રવાના થયા.

દુરગાશંકર હાય અફસોસમાં પડેલઃ હતા. રવીવારનો દીવસ હતો માટે કાંઇબી કોર્ટ દરબારનું કામ બની શકે તેમ હતું નહીં અને બાલકીશણાને જામીન ઉપર છોડવાની માજીસ્ત્રેટે સાફ ના પાડી હતી.

તહેમુરસે અને ધનજીએ દુરગાશંકરને ઘણો દીલાસો દીધો અને તહેમુરસ બોલ્યોઃ "આએ કાવશ લુચ્ચો લાગેછ ને બીચારો તમારો ભોલો દીકરો ફસી ગયલો જણાયછ."

"એમજ છે શેઠજી એમજ છે. બાળકીષ્ણા તો ફકત કાવસને મળવા ગયલો ને નાહક સપડાઇ ગયો." દુરગાશંકર માથે હાથ દઇને બોલ્યો.

"કેહજે તમારા દીકરાની શરાફની દુકાનબી છે," ધનજીએ કહયું: "ત્યાં તો બરાબર બધું ઠીક છેની?"

"અરે ત્યાંબી બધો ગોટો થઇ ગયો છે. રાતના તે દુકાન-નીબી પોલીસે જડતી લીધી. બધા પઇસા ઉંચકી લઇ ગયા ને બધા આજે તપાસવા માંડયાછ."

"પણ ચીંતા ના કરો ડુરગાશંકર ભાઇ ખરાનું ખરૂં અને ખોટાનું ખોટું. તમારો દીકરો ખરોજ છે તો કાંઇ અલવલ પુગવાની નથી ને ખોટો હોશે તેજ ફેજે પુગશે." ધનજી બોલ્યો અને ડુરગાશંકરને અકરવકર થવા લાગી. "તમે તો સોલીસીટર છેઓ જેથી આવા ખોટાં તોહમત કેમ આખરે ખોટાંજ ઠરેછ તે બરાબર જાણતા હશો માટે ધીરજ ધરો અને ઇશ્વર ઉપર ભરૂસો રાખો, તે ખરોજ ઇનસાફ આખરે અપાવશે."

"ગાય જેવા ગરીબ મારા ડુરગાશંકર ઉપર આએ નાહક સીતમ ને જંજાલ આવી પડી." તહેમુરસે દીલસોજી દેખાડી.

"નખોદ ગીયો આએ કાવસબી બરો મુજી છે." ડુરગાશંકરે કહયું: "એને રાતો રાત બધી ખોટી ખોટી વાત પોલીસને કેહીને આએ કામમાં મારો દીકરો તેનો ભાગ્યો હતો એવું જુઠ્ઠું જણા-વ્યું ને ખોટું તોહમત મુકયું તેથી મારા દીકરાની દુકાનનીબી જડતી લીધી. એ કાવશનું શું ભલું થશે?"

"કદીબી ભલું નથી થવાનું, ડુરગાશંકર શેઠ, એનું કદીબી ભલું નથી થવાનું." ધનજીએ ટાપસી પુરી. "કોઇ માણસ ખોટું તોહમત મુંકે, પછી તે ચોરી કરવાનું તોહમત હોય કે આગ લગાડ-વાનું તોહમત હોય કે કાઇબી બીજું હોય તે માણસનું ભલું થાયજ નહીં, તે માણસનું ભલું ખુદા કરેજ નહીં; તેને પોતાને એક

નહીં પણ અનેક રીતે એવા ફટકા પડે કે તેની જીંદગી બરબાદ થઇ જાય."

ડુરગાશંકરને વધુ અકરવકર થઇ અને તેના હોઠ ધ્રુજીને ઉડવા લાગ્યા તથા તે નરવસ બનીને તહેમુરસ તરફ જોવા લાગ્યો. તેને સ્વપણે પણ ખ્યાલ હતો નહીં કે આ તવંગર પારસી દોરાબશાહ અમેરીકન ખરેખર તો તેને હાથે તારાજ થયલો ધનજી પોતે હતો અને તેને તેની કરતુકી કારકીર્દીની યાદ આપી તાણા મારતો હતો, તેતો એમજ સમજતો હતો કે તેની તરફ આ પારસી બીચારો દીલસોજી દેખાડતો હતો.

તે 'બીચારો' પારસી બોલ્યો. "ડુરગાશંકરભાઇ તમો તો સમજુ છો અને ઘણા અનુભવી છો; માટે તમો સમજી શકશો કે પાપ કદીબી છુપું રહેવાનું નથી અને ખોટું તોહમત મુકેલું હોગે તો તેનો બદલો એવો બુરી રીતે મળશે કે કુટુંબ કબીલાથી ને ધન દોલતથી આબરૂ ઇજતથી એક માણસ ખુવાર થયા વના રહેશે નહીં, કેમ નહીં બોલ્યા તેહેમુરસ શેઠ?"

તેહેમુંરસ શેઠને હુંકારો પુરવાની ફરજ પડી અને તેણે કહયું: "તમારી વાત ખરી છે, દોરાબશા." તેહેમુરસને પણ લાગ્યું કે દોરાબશાહ બીચારા ભોલાઇમાં ડુંરગાશંકરને દીલાસો દેતાં એવી એકકી વાત કહેતા હતા કે ડુરગાશંકરને કીધાં કરતુક યાદ આવતાં હશે. તેટલા માટે તેહેમુરસે વાતની વળાણ ફરવાને કહયું: "ભાઇ ડુરગાશંકર તમારો બીજો દીકરો જગધર હમણા કયાં છે? ઘરમાં તો છેની."

"અરે એજ પાધરો હોય તો કોણુને નામે રડવા બેસ્યે ?" ડુરગાશંકરે નીસાસો નાંખ્યો. "કહયા સાનનો નથી અને ખરાબ સંગત સોહબતમાં બધો બગડી ગયો છે."

"ત્યારે તમારી સોબત સંગતમાં કાંય નહીં એને રાખતા?" ધનજી બોલ્યો: "તમારી સાથે મને તો હમણાજ દોસ્તી પડી છે માટે લાંબી વાત કરવાનો કે સલાહ શીખામણ દેવાનો મને કાંઇ હક નથી. પણ મારે કહેવું જોઇયે કે તમો તમારીજ પડોશમાં ને પડખામાં તમારા નાના દીકરાને જાળવી રાખો તો અલબતાં એ તમારા જેવોજ નીવડે."

"અમારા સંસારની વાત જુદીજ છે, દોરાબશાહ શેઠ." ડુરગાશંકર બળાપો કરીને બોલ્યો: "તમો દીલસોજીથી વાત કહીને દીલાસો દેવો છો પણ મારાં મનમાં ને દીલમાં શું થાય છે તે તો મારો ઇશ્વરજ જાણે છે."

"ઇશ્વર જાણેછ–બચ્ચા–ઇશ્વર જાણેછ," ધનજી દાંત કચકચાવીને મનસે બરબડયો: "હજી આગળ ઘણું ચાલવાનું છે, થોભજે; તારી સાથે તારા બીજાં પુછડાંબી ખેંચાવાનાં છે.–થોભજે; ધનજીનું વેર પુરેપુરૂં લેવાનું છે—થોભજે !"

આ વેળા ડુરગાશંકરની મુલાકાતે તેને દીલાસો દેવા સારૂ નાશકના બીજા શહેરીઓ અને ઓળખીતાપાળખીતા સગાસનેહીઓ આવી લાગ્યા જેથી તેહેમુંરસ અને ધનજી રજા લઇને ત્યાંથી ઉઠયા.

નાસકથી દેવળાલી આવતા રસ્તામાં ધનજીએ તેહેમુરસ સાથે તરેહવાર વાત ચલાવી અને જાણે મામુલી એલારપેલારની વાત કરતો

હોય તેમ ધનજીએ જણાવ્યું કે કરાંચીના પોર્ટ ટ્રસ્ટ તરફથી નવી વખાર અને બીજાં તેવાં મકાનો બાંધવા માટે મોટી જમીનની થોડા વખતમાં ખરીદી થવાની છે. તેહેમુરસના કાન આ સાંભળીને ઉંચા થયા અને તરેહવાર સવાલો પુછીને ઘણી ખબરો તેહેમુરસે ધનજીથી મેળવી લીધી; કેઇ જમીન લેવાની હતી, શું બાંધવાનું હતું એ ખબર કેમ મળી વગેરે બાબતો તહેમુરસે જાણી અને ધનજીએ ભોળાપણામાં સઘળું કહી દીધું !

તેહમુરસ પોતાને બંગલે પુગ્યો કે તરતજ તેણે કરાંચી ખાતે એક ટેલીગ્રામ રવાના કીધો; તે તારનો જવાબ મળ્યો અને પછી તરતજ તેહમુરસે કરાંચી પાછું ફરવાની તઇયારી ચલાવી. પોતાને એકાએક કામ નીકળવાથી જવું પડતું હતું એવું તેણે સઉને કહયું અને બે દહાડામાં તો તેહેમુરસ પોતાના કુટુંબ સાથે રવાના થઇ ગયો. તે મનમાં મલકાયો કે “આએ દોરાબશાહે ખબર આપી તેથી આપુને તડાકો પડયો ને નાંખી દેતાં અઢી ત્રણ લાખ રૂપ્યાનો નફો થઈ જશે ને રૂની ખોટ ભરપાઇ કરી દઇશું.”

એજ વખતે ધનજી મનમાં હસીને બરબડતો હતો કે, “સપ-ડાયછ—આખરે સપડાયછ—મારા ફાંસામાં આખરે એની મુડી આવવા લાગીછ.”

# પ્રકરણ ૧૯ મું.

——:o:——

## "આએ ધનજીનું વેર! ગોપાલનું વેર તો બાકી છે"

—:o:—

અટકાવું તારી આ વીખ ભરી નેહેર,
નીચોવું છ સર્પનું કાતીલ આ ઝેર.
તારાજ કરૂં તારૂં આ બદીનું ગેર.
લેવશ હજી બી હું હડહડતું વેર.

દુર્ગાશંકરના દીકરા બાલકીશણા અને કાવશજી કરાકરીની સાંમેનો મુકદમો કેમ ચાલ્યો તે લંબાણથી વર્ણવવાની જરૂર નથી.

સેશનસ કોરટમાં જયારે છેલ્લે દીવસે બંનેને ઉભા કરવામાં આવ્યા ત્યારે કાવશજી કરાકરીના બારીસ્તરે કાવશજી તરફથી ભાષણ કરતાં નીચે મુજબ જણાવ્યું:—

"આરોપી કાવશજીના મકાનમાંથી ખોટા સીકા પાડવાના હથ્યારો અને સંચાઓ મળી આવેલા કહેવાય છે અને તે માટેની કેટલીક હેર ફેર જુબાની રજુ થઇ છે. એવી જુબાની ઉપર કોઇબી ડાહપણભર્યું માણસ ભરૂસો મુકવાનું કબુલ રાખે નહીં. મારી પુરતી ખાત્રી છે કે આ બાબત શક ભરી છે એવી જુરીના મેમબરોની ખાત્રી થઇ હશેજ અને જો તેવી ખાત્રી થઇ હોય તો શકનો લાભ આરોપીને આપવો જોઇયે એવું હું આગ્રહ સાથ જણાવીશ. મારા વીદવાન મીત્ર એવી ભુલ ભરી અતકલ પણ બાંધવા જેટલી હદ ઉપર જાય છે કે કાવશજી વીલાત જઇને આ સાંચા ખાસ

બનાવી લાગ્યો હશે. આવી અતકલ મારા વીદવાન મીત્રને બાંધવાનું કેમ બન્યું તે હું સમજી શકતો નથી કારણકે મારો કુલ કાવશજી પોતે તથા તેને ઓળખનાર દરેકે દરેક માણુસ જણાવે છે કે કાવશજી કોઇ દહાડેબી વેલાત ગયો હતોજ નહીં. દર્યાની મુસાફરી તેણે જો કોઇબી વાર કીધી હોય તો ફકત કરાંચી સુધીનીજ કીધી છે. કરાંચીથી આગળ દરયા મારગે તે કોઇબી વાર ગયોજ નથી. ઘણી રમુજી બાબત છે કે મારા કુલને વેલાત મોકલીને તેની પાસે વેલાતથી સાંચા મંગાવવાનીબી વાત કરવામાં આવે છે."

આ વેળા ફર્યાદ પક્ષનો બેરીસ્તર ઉઠયો અને બોલ્યો: "જો નામદાર જજ મને પરવાણગી આપે તો એ અતકળ બાંધવાનું મને કેમ બન્યું તેનો હું ખુલાસો કરીશ."

"જો ખુલાસો કરવામાં આવે તો મને કાંઇબી વાંધો નથી," કાવશજીના બારીસ્તરે જવાબ દીધો.

જજે કહયું: "ત્યારે તમો ખુલાસો કરી શકશો."

ફર્યાદ પક્ષનો બેરીસ્તર બોલ્યો: "આશરે ૧૪ કે ૧૫ વરસની વાત ઉપર ધનજીશાહ કુંવરજી સુરતી નામનો એક જવાન પારસીની તપાસ હાઇ કોર્ટની સેશનસ મધે ચાલી હતી અને તે વેળા આએ આજના આરોપીએ નીચે મુજબ જુબાની આપી હતી:—

"મારો ઓવરકોટ પેરીસની મારી છેલ્લી મુલાકાત વેળા ૧૦ ગીનીની કીમતે ખરીદયો હતો. એવો ઓવરકોટ મુંબઇમાં કેડે મળી શકે એમ હું માનતો નથી, અને એવો ઓવરકોટ કોઇ બીજાના અંગમાં મેં કદી જોયોબી નથી. હું પેરીસ ખાતે ચોકસ સાંચાકામની ખરીદી

કરવા ગયો હતો." આએ સતાવાર નોંધ મેં વાંચી છે. હાઇ કોર્ટના આગળા રેકોર્ડ મધેથી આ સઘળી નોંધ અમે મંગાવી છે જેના ખરાંપણા વીષે ખાત્રી કરી જોવાને મારાં વીદવાન મીત્રને હું આમંત્રણ કરીશ." તે નોંધ આરોપીના બેરીસ્તરને આપતા ફરયાદ પક્ષનો બેરીસ્તર બોલ્યો: "હવે મારા વીદવાન મીત્ર શું કહેશે? એજ તેવણ કહી શકશે કે આરોપીએ તે વખતે જુદી જુબાની આપી હતી અથવા તો હમણાં પોતાનો બચાવ કરવાને કાજે પોતાના બેરીસ્તરને આરોપીએ ખોટી વીગત આપેલી હોવી જોઇયે."

કાવશજીના બેરીસ્તરની પડોશમાંજ ડુરગાશંકર સુચનાઓ આપવાને સારૂ બેઠો હતો અને કાવશજીના બેરીસ્ટરે તે નોંધ વાંચી અને તપાસીને ડુરગાશંકરના કાનમાં લાગીને કાંઇ પુછ્યું પણ ડુરગાશંકરે મોહડેથી કાંઇબી જવાબ દીધા વીના ફકત માથું ધુણાવ્યું.

* * *

"બંધવા કાવશજી અને બંધવા બાળકીશણા," જજે ચુકાદો આપતાં જણાવ્યું: "તમોને બંનેને જુરીએ એક મતે અપરાધી ઠરાવ્યા છે અને તે મત સાથે હું મળતો થાવું છું. કાવશજી, તુંને હું પાંચ વરસના સખત કેદખાનાની સજા ફરમાવુંછું; બાળકીશણા તારો અપરાધ વધારે ગંભીર છે કારણ કે તું એક પલીડર છે અને યુનીવરસીટીનો ગ્રેડયુએટ છે માટે તારા અપરાધનું ગંભીરપણું તું વધારે સારી રીતે સમજી શકે. વળી એક વકીલ હોવા છતાં શરાફી અને સાહુકારીનો ધંધો પણ ચલાવ્યો હતો જેમ કરવાનું તારેં માટે ગેરકાયદાનું હતું. હું તુંને સાત વરસના સખત કેદખાનાની સજા ફરમાવું છું."

ડુર્ગાશંકરે આ ચુકાદો સાંભળતાં પોતાનું માથું કુટયું અને પોતાના દીકરાને જતાં જોઇ તે રડવા લાગ્યો. તે પોતાનું માથું પોતાના બન્ને હાથે પકડીને બેઠો તેટલાં તેના કાનમાં નીચલો અવાજ પડયો:—

" આએ ધનજીનું વેર ? ગોપાલનું વેર તો હજી બાકી છે !"

ડુરગાશંકર ચોંકયો અને તેણે માથું ઉઠાવીને જોયું. એક હીંદુને પોતાની નજદીકથી ચાલી જતાં તેણે જોયો પણ તે હીંદુ જે કોઇજ નહીં પણ ધનજીનો ગોઠયો નારાયણ હતો તેનું મ્હોડું ડુરગાશંકર જોઇ શકયો નહીં. પણ જે અવાજ તેના કાન ઉપર પડયો હતો તે તેને ચોંકાવાને પુંરતો હતો. જે થોડા બોલ તેણે સાંભલ્યા હતા તે તેની આગલી તવારીખ અને આગલાં કાલાં બુરાં કામોનો આખો ઇનતખાબ તેની યાદરસ્તમા પુર જોર સાથે તાજો કરવાને પુરતા હતા. ડુર્ગાશંકર ધ્રુજ્યો ! ખરેખર આ પાપી પીંડારો પોતાની આખી જીંદગીમાં આએ પહેલીજ વાર ધ્રુજ્યો અને તેની છાતીમાં હબત ભરાઇ. પેલા ચાલી જતા મરાઠા તરફ દગાઇને ડોળા ફાડીને જોતો થોડો વાર તો બેસીજ રહયો.

ડુરગાશંકર લડ્ડતો પડ્ડતો પોતાને ઘેર ગયો અને ખાટલા ઉપર ઉંધે મસ્તક પડયો. તેને ઘણા માણસો મળવા આવ્યાં પણ કોઇનીબી મુલાકાત તેણે લીધી નહી અને તબીયત ઠીક નહી હોવાનું બહાનું કહાડી તેણે સઘળાઓને પાછા બહારો બહારથી રવાના કરી દીધા. તે ખાટલાપર પડી તરફડવા લાગ્યો.

શું દુરગાશંકર પસ્તાતો હતો? પોતાના આગલાં કરતુકો માટે તોબાહ કરતો હતો? પોતાના ગુનાહો અને નીચ યુકતીઓને માટે તે તાજેશ કરતો હતો? નહી–જરાબી નહી. તે તો પોતાના કાન ઉપર પડેલા છેલ્લા બોલ યાદ કરતો હતો અને તે બોલ કોણે કહેલા હોવા જોઇયે અને આએ બનાવ કેવી રીતે જનમ પામેલો હોવો જોઇએ તેની અતકળ બાંધતાં મનમા ગુંચવાતો અને ખીજ-વાતો પડેલો હતો.

બીજે દહાડે તે પોતાના નશકના ઘરમાંથી ઉદાંગરી કરીને પોતાની ગામડાંની વાડીમા જઇને રહયો કારણ કે તેનું મન એટલું તો અમીત થઇ ગયું હતું કે તેને સઘળાથી દુર એકાંતમાં શાંતીમાં રહેવા ગમયું. તેનો મીત્ર તેહેમુરસ તો પાછો કયારનો કરાંચી ગયો હતો અને તેની તરફથી દીલાસાના ટેલીગ્રામ આવ્યો હતો. તે નાશ-કથી આશરે બે માઇલનાં છેટાંપર આવેલી પોતાની જાગીરવાળાં મકાનમાં જઇ રહયો.

વાંચનાર મહેરબાન—તમને યાદ છે કે? ૮ માં પ્રકરણમાં આપણે વાંચી આવ્યા છીયે કે જ્યારે પોતાની દેવલાલીની મુલાકાત બાબેનો હેવાલ નારાયણે ધનજી આગળ આપયો હતો ત્યારે તેણે કહયું હતું કે "નાશકથી થોડેક દુર એક નાની જાગીર–દુરગાશંકરની માલેકીની છે; તે નદીના કીનારા ઉપર આવેલી છે અને કીનારા ઉપર ઓવારો અને પુશતો બાધેલો છે અને ત્યાં એક નાનું મકાન પણ બાંધેલું છે. એ સઘળું હું જોઇ આવ્યો છું." તે બાબત યાદ કરવાનો વખત હવે આવી પુગ્યો છે

દુરગાશંકર આ મકાનમાં એખલોજ પોતાના બે ત્રણ નોકરો સાથે આવી વસ્યો અને એકાંતમાં રહયો. ત્રણેક દીવસ પસાર થયા અને તે દીવસો દરમ્યાન તેના મનમાં તો એકના એકજ બોલ દોડયા કીધા કે "આએ ધનજીનું વેર! ગોપાળનું વેર તો હજી બાકી છે!" તે મનસે તરેહવાર વીચાર કરવા લાગ્યો.

"ધનજી કયાં હશે! ૧૪ વરસ થયાં તેની અસલ નસલ જણાઇ નથી. શું તે સઘળું બરાબર જાણી શકયો હોશે? પોતાની સાંમે રચાયલાં કાવત્રાંનું તેણે વેર લેવા માંડયું હશે! ને ઓહો! ગોપાલ–તે જો જીવતો હોય, તેણે જો વેર લેવાનો ૫દો માંડયો હોય તો—તો—" તેણે વધારે વીચાર કરવાની હીમત પણ ચલાવી નહીં. ફકત ગોપાલનું નામ યાદ કરતાંજ તે ધ્રુજવા લાગ્યો.

દુરગાશંકર પોતાના મકાનને લગતા–નદીના કીનારા ઉપર આવેલા ઓવારાના ઓટલા ઉપર બેઠો હતો. અસલના વખતમાં પેશવાઇ જમાનામાં આ નદી આગળનો ઓવારો બાંધેલો હતો અને તે સંગીન કીલ્લા જેવો હતો. તેની જોડામાં મકાન હતું અને તે મકાન પણ તેવુંજ મજબુત બાંધણીનું હતું.

દુર્ગાશંકર બેઠો બેઠો વમાસણ કરતો હતો તેટલાં ટપાલ મારફતે તેને એક કાગળ મળ્યો. ને કાગળ તેણે ઉખેડીને નીચે મુજબ વાંચ્યો જે ઈંગ્રેજી ભાષામાં લખાયલો હતો:—

માઇ ડીયર મી૦ દુરગાશંકર,

તમારા ગમ અને આફતમાં દીલાસો દેવાનું મારાથી વખતસર બન્યું નથી માટે દલગીર છું. તમારો પુત્ર તમારાથી છુટો પડયો

છે તેથી તમોને ઘણોજ ગમ અલબતાં ઉપજતો હશે. એક માતાથી એક દીકરો છુટો પડે અથવા એક બાપથી એક દીકરો વીખુટો પડે ત્યારે કેવો ગમ ઉપજે તે તો જેની ઉપર પડે તેજ જાણે. તમે તો અનુભવી છો અને તમે તો દુન્યાના ઘણા બનાવો જોઇને તેનો અભ્યાસ કર્યો હશે માટે એક બાપ અથવા માતાથી એક બેટો કમનસીબ બનાવ વચે અને ખોટાં તોહમતથી છુટો પડે ત્યારે કેવું બેહેદ દુ:ખ ઉપજતુ હોશે તેનો તમો સાહેબને ખ્યાલ હોશે. તમો ખાત્રી આપો છો તે મુજબ તમારા દીકરાને ખોટાં તોહમતથી તમારાથી જુદો કરવામાં આવ્યો છે જે દુ;ખ ઘણું સખત થઇ પડવું જોઇયે. ખુદા ઉપર વીશ્વાસ રાખજે અને યકીનથી માનજો કે જેનેબી કોઇ માણસ ઉપર ખોટું તોહમત મુંકીને હેરાન કીધાં હોશે તે માણસને ખરાં તોહમતથી હેરાન થવા વના છુટકો રહેવાનો નથી.

લા૰ તમારો વીશ્વાસુ,

**ડી૰ સી૰ અમેરીકન.**

દેવલાલી–" નસીબ "

તા૰ ૨૩ મી ફેબરવારી ૧૯૧૫.

દુરગાશંકરે ઉપલો કાગળ વાંચ્યો અને ભડક્યો. કાગળની નીચેની સહી જોઇને તે ચોંક્યો. તે તરતજ ઉઠયો અને ટાંગો જોડાવી પોતાના નાસકના ઘર તરફ દોડયો. ઘરે જઇ પુગતાં તેણે પોતાના અસલના ૧૪–૧૫ વરસના જુના ચોપડા કહાડયા અને પોતાની આફીસના માણસોને પગાર આપવાનું એબસ્ત્રેકટ શોધી કહાડયું અને તે માંહેલા ચોકકસ હરફો તેણે ઉપલાં કાગળના હરફો તથા

તેની ઉપરની સહી સાથે સરખાવ્યાં અને પછી તે ગભરાતમાં અને ખીજવાતમાં ધુજવા લાગ્યો.

"એજ; આએ કાગળની નીચે કીધેલી સહીમાં જે ધપે D અને C લખ્યો છે તેજ હુબહુ પેલા ધનજીના હરફ. હા–આએ આખું એબસ્ટ્રેકટ ધનજીજ મારી આરીસમાં તઇયાર કરતો હતો અને આએ હરફ મલતા આવેછ. ધનજી તેજ દોરાબશાહ. બરાબર ચહેરોબી તેજ." તેણે પોતાના કપાલ ઉપર જોરમાં હાથ ઠોકીને કહ્યું:

"ઓ બેવકુફ–બેવકુફ ડુર્ગા, તારૂં ધ્યાન કયાં હતું? ધનજીનું વેર! આહ—બાળકીશણુને સપડાવવામાં ધનજીએ–આએ દોરાબશાહે વેર લીધું છે. હવે મને સઘળું યાદ આવે છે. જયારે મને એ છેલ્લી વાર મલવા આવ્યો અને દીલાસો દીધો ત્યારેજ મને મોધમમાં તાણા માર્યા હતા અને આએ કાગલમાંબી તેજ ઇશારો છે. તેં વેર લીધુંછ—ઓ ધનજી, તો સંભાળજે, હુંબી એની તરફ દંખેલ નાગ છું. તુંને છોડવાનો નથી; તું એકબી પગળું આગળ ભરશે તે અગાઉ હું તુંને ઝેરી દંખ દેવશ—તુંને નાબુદ કરશ. ગોપાલની વાત એ જાણતો હશે ને તેથીજ એને આએ પ્રમાણે મારી ઉપર કોઇ તરાહેત હીંદુ મારફતે વેરનો સદેશો કહેવાડયો હશે. પણ તારૂં આવી બન્યું છે—આટલું મેં કીધું તો એક વધારે, ને તુંને જીંદગી ને જગથી ઉખેડી નહીં નાંખુ તો મારૂં નામ ડુર્ગા નહીં. તુંને જીવવા દેવો જોઇએ નહીં–તું જીવવો જોઇએ નહીં."

---

# પ્રકરણ ૨૦ મું.

——:૦:——

## બદમાશ બાપનો મુજી દીકરો.

—:૦:—

દગારો બાપ ને આએ બેરો બુરો,
બદમાશ છે એક બીજો પાપી પુરો
પ્રપંચી પીતાનો પુત્ર રખડેલ,
દીકરો છે નીલર્જ, પીતા સાંપ એક દંખેલ.

ડુરગાશંકર પોતાની–નાશક શહેરની બહાર આવેલી વાડીના મકાનમાં બેઠો હતો અને તેની આગલ તેનો નાનો દીકરો જગધર ઉભો હતો. તે જવાન હતો પણ રખડેલ રઝરેલ, બુરી સંગત અને ઇસ્રુતમાં તારાજ થયલો, કરજદાર અને વીખરેલ હતો.

"પણ બાપા મને પઇસાની ઘણી જરૂર છે તે હવે હું શું કરૂં? તમારી પાસે લાખો રૂપ્યા છે ને તમો મને નહી આપો તો પછી હું શું ચોરી કરવા જાઉં?" જગધર બોલ્યો. "તમો લાખો રૂપ્યાતે સંગ્રી રાખીને પછી કરશો શું? તમો નહીં ખરચો તો જરા રતી મને તો આપો."

"તને પઇસા ને કેટલા આપ્યા કરૂં? તુંને આજે પઇસા આપું છું તો કાલે સઘળા ઉડાવી નાંખી પાછો તું બીખારીનો બીખારી. મારી પાસે જે છે તે કોણનું છે? તારૂં ને તારા ભાઇનુંજ કની? ત્યારે હમણાંથીજ તું તારો પ્રાળો ઉડાવી નાંખશે તો મોટપણે અત્યાં મુકશી."

"મોટપણે જે થવાનું હોશે તે થયા કરશે. હમણાં હું અવકરા શું કામ ખમું? મારૂં રડનાર કુટનાર છે કોણુ કે મને તેની જરાબી ચીંતા હોય? જવાનીની થોડી ઘણીબી તો મોજ ભોગવું, ઘરડપણે પઇસાને શું આગ લગાડવાની છે? બાપા, તમે એમ સખત કેમ બનો છો? દીકરાને નહીં આપશો તો કોણુને આપશો? મારી પાસે એક ફુટી બદામ નથી, મને હમણાં પઇસા જોઇયેછ વાસ્તે હમણાં આપો, પછી નહીં મળશે તો ફકર નહીં,"

"દીકરા, તારી બાયડી મરણુ પામવાને વરસ દહાડો થઇ ગયો માટે હવે તારૂં ફરીને વીશાળ કરવાનો મારો વીચાર છે."

"તમારો વીચાર છે, પણુ મારો વીચાર નથી. મારે ફરીને પરણુવુંજ નથી. તમે કાંય નહી પાછા પરણુતા?"

"તો મુર્ખા, મારી આવી દશા થઇ ત્યારે કયાં લગન કરૂં? તું જવાન છે અને તેથી તારે માટે—"

"હવે તે લગન વીહવાનો વીચાર પછી કરીશું, હમણા તો મને કાંઇ આપો. મારા ગજવામાં દોઢયું નથી."

"તે દોઢયું કયાંથી રહે! તું ખરાબ માર્ગે નાણુા ઉડાવે તો કરોડ રૂપ્યાની દોલતબી ખરચાઇ જાય."

"હવે કરોડ રૂપ્યા તમે આપ્યા ને મેં લીધા. તમે મને આજે સો રૂપ્યા આપો, પછી બે મહીના સુધી હું તમારી પાસેથી એક પાઇબી માંગીશ નહીં."

"પંદર દહાડાની વાત ઉપર તું મારી પાસેથી સો રૂપ્યા લઇ ગયો હતો અને ત્યારેબી એમજ કબુલાત આપી ગયો હતો.

આજે પાછી કબુલાત આપે છે પણ પંદર દહાડાબી તું એ કબુલાત પાળવાનો નથી. દીકરા, હવે તારી ઉપર મારી બધી આશા રહી પણ તું મારા કામકાજમાં મદદ કરતો નથી; કાંઇ ઉદયોગબી કરતો નથી; મોજ મજાહમાં દીવસ કહાડે છે અને તે મોજ મજાહબી કેવી! સારાં માણસને શોભા નહીં લગાડે તેવી." આએ સારાં માણસે દીકરાને શીખામણ દીધી, "મને મારાં કામમાં મદદ આપવાને બદલે બહાર રખડે છે રઝલે છે."

"પણ તમારાં કયાં કામમાં મારી મદદ જોઇયે છે ? લેવોની, મદદ આપવા હું તઇયાર છું. તમે કોઇ દહાડે મારી મદદ માંગી ને મેં ના કહયું ? તમે તો બધો વીસ્વાસ બાળકીશણુ ઉપરજ મુકેલો ને તેની સાથેજ બધું કામ કરો તો પછી મારી મદદ માંગવાનું તમોને યાદબી કયાંથી આવે !" જગધર જરા ખીજવાઇને બોલ્યો; "તમારૂં કામ શું છે તેબી હું જાણતો નથી; તોબી કોઇ તમારૂં કામ હોય, ખાનગી છુપું બજાવવાનું હોય તો હું તઇયાર છું."

જગધરના આ છેલ્લા બોલોથી એક ભયંકર ખ્યાલ પાપી દુરગાંશંકરના મનમાં ઉભો થયો. તે થોડોવાર ચુપ બેઠો અને પછી જગધર તરફ જોઇને બોલ્યો:

"દીકરા જગધર, મારૂં એક કામ છે. તેમાં તું મને મદદ આપશે ! જો તેમાં મદદ આપે તો હું તુંને રૂ. ૧૦૦ નહી પણ ૨૦૦ આપું. પણ ખાનગી કામ છે, છુપું કામ છે. કોઈ જાણે તો આપણાં ડોકાં ઉડી જાય તેવું કામ છે."

"અરે કોઈ જાણેજ નહીં તો પછી ડોકાં ઉડે શાના? તમે મને રૂ. ૨૦૦ આપશો એજ મારે મનસે મોટી વાત. બોલો, પીતાજી, શું કામ છે? હું મદદ આવવા તઇયાર છું." બદમાશ પીતાના બદમાશ પુત્રે હીમતથી જવાબ દીધો; "જો તમો મને ખુશી કરો તો હું તમારૂં દરેક કામ કરૂં–બલ્કે તમો કહોતો પાંચ પંદરના હાડકાંબી ભાંજી આપું."

ડુરગાશંકરે આસપાસ પ્હેલાં નજર કીધી અને પછી જગધર સાથે મસલત ચલાવી. કેટલીક વાત ચીત કરવા પછી જગધરને પોતાની સાથે લઇને નદીના ઓટલા ઉપર ગયો અને ત્યાંની ચોકકસ જગાઓ તેને દેખાડી અને પછી પોતાના મકાનની પછવાડે તેને તેડી ગયો અને ત્યાં પણ કેટલીક જગા તેને દેખાડી. આ પ્રમાણે આ ઘરડા બાવાજીએ પોતાના જવાન દીકરાજીને સુધારવાનો માર્ગ અખત્યાર કીધો યાને દીકરાની બુરી વરતણુંકને વધુ વધારી તેને બદમાશ હાલતમાંથી ફેરવી એક હડહડતો મુજી બનાવવાનું પગળું ડુરગાશંકરે ભરયું.

ધનજી દેવલાલી આવતો જતો રહયો હતો અને ઘણું કરીને શનીવાર અને રવીવારના દીવસ તે દેવલાલીમાં ગુજારતો હતો. આ વખતે ધનજી દેવલાલીમાં આવેલો હતો.

ડુરગાશંકર પોતાના ટાંગામાં બેસીને ધનજી બંગલે આવી પુગ્યો. તે વેળા સાંજના ચાર વાગેલા હતા. ધનજી સાથે તેને મુલાકાત થઇ અને ધનજીનો ચહેરો તેણે બહુજ ધ્યાનથી જોયો અને હવે તેની પુરેપુરી ખાત્રી થઇ કે જે ધણી "દોરાબશાહ કાવશજી

અમેરીકન" ના નામે ઓળખાતો હતો તે તેનો આગલો કારકુણ ધનજી પોતેજ હતો.

ડુરગાશંકર મનસે બરબડયો: "તુંજ મારી ઉપર વેર લેવા તલપેલો તુંજ ધનજી. પણ હવે મારો લાગ છે; મારા સપાટામાં તું સપડાયો છે. આજે તારી જીંદગીનો છેલ્લોજ દીવસ છે."

ડુરગાશંકરને જોઇને ધનજીએ મનમાં વીચાર કીધો. "પોતાની મેળે ચાલી ચલાવીને શીકાર જાળમાં સપડાયછ. આવ—હું તુને આવકાર દેવાને તઇયારજ છેઉં. તારી અજલ આવી ચુકીછ."

આ પ્રમાણે બંને જણા વીચાર કરતા હતા. હવે જોઇશું કે કોણની જીંદગીના છેલ્લો દીવસ છે; કોણની અજલ આવી ચુકી છે! ભવીષમાં શું હતું તે આ બંને જણને ખબર કેમ પડે?

ધનજીએ ડુરગાશંકર સાથે વાત ચલાવી: "ડુરગાશંકર શેઠ, તમોએ કાંઇ તસ્દી લીધી? શું હુકમ છે? ફરમાવો."

"મારી નાસીપાસી અને નીરાશીની શી વાત તમોને કહું ભાઇ સાહેબ!" ડુરગાશંકરે હાય ખેંચીને કહયું અને પોતાની રમવા માંડેલી બાજીનો પહેલો પાસો ફેંકયો. પોતે તદનજ નરમ પડી ગયો હોય અને ઠંડોગાર થઇ ગયો હોય તેવો તેણે એવો તો સફાઇથી હુબહુ દેખાવ દીધો કે ધનજીને એવુંજ લાગ્યું કે આ પાખંડી બદમાશને પસ્તાવાનો દંખ લાગતો હશે અથવા તો જીંદગીથી કંટાલ્યો હશે.

ધનજી બોલ્યો:

"તમે એટલા બધા મુજાવો ના! સુખ સદા રહેતું નથી. બધો વખત બદલાઇ જશે."

"શેઠજી, હું તો તારાજ થઇ ગયો છું. મારી બાયડી બે વરસ થયાં મરણ પામી છે અને હવે જો હું બીજી બાયડી કરૂં તો જગતની મારી ઉપર લ્યાનત પડે."

"પણ તમારી કોમમાં તો આટલી ઉમરેબી ફરીને લગન કરેછ." ધનજી બોલ્યો. "મેં એવા ઘણા દાખલા જોયા છે."

"કરે છે; પણ મારા વીચાર જુદા છે. આવી ઉમરે લગન કરવાં એ હું પાપ સમજું છું."

"પાપ સમજો છો? તમે પાપ સમજો છો?"

"ત્યારે હું શું એટલો પાપી છું કે પાપનો મને ખ્યાલ વટીક ન હોય?"

"નારે—હું તો એમ કહું છું કે તમારી કોમમાં જે રીવાઝ અસલ વારેથી ચાલતો આવેલો તે રીવાઝ મુજબ ચાલવામાં પાપ શું હોય?" ધનજીએ જોયું કે કાચું કપાયું હતું માટે તેણે ઉલ-તાવીને તોલ્યું.

"જુઓ, દોરાબજી ભાઇ, અમારી કોમમાં રંડાયલી બાયડી પાછી પરણુતી નથી. હવે હું જો લગન કરૂં તો દશ બાર વરસની કુંવારી છોકરી સાથે કરૂં. મારી ૬૫ વરસની ઉમરે કોઇ નાનકડી બાળકીને પરણું તો તેણીનો ભવ તારાજ કરૂં અને તેણીની જીંદગી રદબાતલ થઈ જાય."

"ખરી વાત છે દુરગાશંકર શેઠ ખરી વાત છે.".

"બાળક્રીશણા બીચારો મારાથી છુટો પડયો જેથી મને એવો સંતાપ થાય છે કે તે બોલી શકાતું નથી. એની જવાન બાયડી બીચારી હેરાન થાયછ. તેની સ્થીતી હમણા નાજુક છે ને થોડાક મહીનામાં બાળકનો જનમ થાય તેની તેણીની હાલત છે. તેમાં આએ બળાપો થયો ને બાળક્રીશણાની વહુ માટે મને રાત દીવસ ચીંતા થયા કરે છે."

"બાપથી કે માથી એક દીકરો જુદો પડે તો તેનો સંતાપ તે બાપને કે માને કે દીકરાને કેવો થતો હશે તે તો તમેજ વીચારી શકો દુરગાશંકર શેઠ. એ તો જેની ઉપર વીપટી પડે તેજ સઘળું જાણે."

"બોલ–હમણા બોલ્યો જા! તારો વખત છે." દુરગાશંકર મનસે બરબડયો: "તારી માથી મેં તને જુદો પાડયો તેનો મને તાણો મારે છે પણ હવે તુંને તારા જીવથી જુદો પાડુંછ–તારી જીંદગીથી તુંને ઉખેડી નાંખુછ."

"હવે તારા કલેજાંમાં આગબલેછની." ધનજી મનસે બબડયો.

"મારે તો હવે લાંબો વખત પરદેશ જાત્રાએ જવું છે," દુરગાશંકરે કહયું: "મને હવે અહીં ગમતું નથી; મને ચેન પડતું નથી."

"જરા દુર દરાજ જઇ આવશો તો ગમ ભુલાશે."

"હું તો તમારી આગળ આજે એક અરજ કરવા આવ્યો છું."

"ફરમ.વોની–શું હુકમ છે?"

"નાશકની નજદીકમાં મારી એક નાનકડી જાગીર છે. મારે તે વેચી નાખવી છે. તેની અસલ કીમત તો વીશ હજાર રૂપ્યાની છે પણુ હમણુા હું એ વેચવા નીકળયો છું એમ જો લોક જાણે તો પાણીને મુળે માગવા નીકળે. તમે, ઇશ્વરની કીરપાથી તવંગર છો અને દયાળુ સખી છો; મહેરબાની કરીને તમો એ ખરીદી લેવો. જો તમો એ વાજબી કીમતે ખરીદશો તો મારી ઉપર ખરેખરી મહેરબાની અને નવાજેશ કીધેલી હું જાણીશ,". દુરગાશંકર કળીવાઇને બોલ્યો.

"ઠીક છે—હું વીચાર કરીને જવાબ દઇશ," ધનજીએ કહયું.

"જેવી મરજી, પણ હમણા જો તમો પધારો તો તે વાડી હું તમોને દેખાડું. પછી તે જોઇને વીચાર કરવાનું તમારાથી વધારે સારી રીતે બની શકશે. ગમે તો લેજો ગમે તો ના લેના; પણ એક ફેરી આવીને તે જોઇ જાવો કે તેને માટે તમોને બરાબર ખ્યાલ આવે."

"હમણા આવું?" ધનજીએ પુછયું.

"હમણા આવો મોટો ઉપકાર થાય. મારો ટાંગો હું લાવ્યો છું. બે કલાકમાં તો પાછા આવી શકીશું. નાશક મધે જવું નથી પણ નાસકની બહારજ જવું છે જેથી ઘણું દુર નથી. હું ઘરડો થયો છું અને નબલાઇ ઘણીજ છે માટે ફરીને ફેરો પડે તે કરતાં હમણાજ પધારો તો ઠીક," દુરગાશંકરે બહુજ કાલાવાલા કરીને કહયું.

"ચાલો—ત્યારે હું આવું છું." ધનજી બોલ્યો અને કપડાં પહેડીને તઇયાર થયો અને મનસે વીચારવા લાગ્યો કે "એની

જાગીર તો જોઇયે, કોઇવાર કદાચ કામ લાગશે ને મારી હીલચાલમાં મદદખી મળશે."

"હવે પાછો જીવતો આવવાની આશાજ છોડજે," ડુંગરાશંકરે ગાડી હાંકતાં મનમાં કહયું અને આએ એ એકકના હડહડતા દુશમન જાણે કેવાક ભાઇબંધ દીલસોજ મીત્રો હોય તેમ રવાના થયા.

---

હાલમાં તમો જોતા હશો તેમ અગાઉ કરતાં વધારે જનાઓ ચસમા પેહરે છે, પણ તેનું કારણ છે, આગળનાં જેવા જારા ફફરદા જેવા ચસમા રૂપાની જારી ભમરદા જેવી કમાનોમાં પેહરવાનો વખત વહી ગયો છે. હવે તો ચસમા પેહરો તો એવા જે બીલકુલ વગર ફરેમના (રીમલેસ) કે જે તમારા મોહાં પર ચસમો છે એમ જણાય પણ નહી અને મોહું ઉપરથી દીપી નીકલે, અને આંખો વધારે શોભીતી દેખાય. એવા તમને જાત જાતનાં ચસમાં જોવા હોય તો જાવો બાલીવાળા એન્ડ હોમીને ત્યાં હોરનબી રોડ વાહીટવેની સામે યા તો કાલબાદેવી રોડપર, જ્યાં પગ મુકતાંનેજ વાર તમે તરેહ તરેહના ચસમાઓ તથા આઇ ગલાસની હારમાલાઓ જોઇને છક્કજ થઇ જશો.

# પ્રકરણ ૨૧ મું.

——:o:——

## "તેં થાપ ખાધી! ઓ ધનજી–તેં થાપ ખાધી!"

—:o:—

હુશીયારી રાખી પણ ખાધી છે થાપ,
સમજની ગણત્રીમાં પડયો છે કાપ.
નસીબના નખરાંનો જોગ આ બન્યો,
નજરવસ રહેવાથી ભોગ આ બન્યો.

સાંજે આશરે સાડાચારને અમલે ધનજી પોતાને બંગલેથી દુર્ગાશંકરની સાથે તેનો વજીફો જોવા નીકળયો. તે મનમાં સમજ્યો કે "દુર્ગાશંકર ચાલી ચલાવીને પોતાનું માથું મારા ફાંસામાં આપે છે તો તે તકનો પુરેપુરો લાભ લેવો જોઇએ. કદાચ ભવીષમાં તે તરફ જવાનુંબી બને કે કદાચ કાંઇ કામબી પડે. વળી એ બગીચામાંબી કાંઇ ડોહરાં ડોહવાતાં હોશે."

દુર્ગાશંકર વળી જુદીજ રીતે મનમાં ગોઠવણ રચતો હતો. તે ટાંગો હાંકતો ગયો અને વાતચીત ચલાવતો ગયો અને પોતે તદનજ નમી પડેલો અને ડંડોગાર થઇ ગયલો હોય તેવો દેખાવ એવી તો સફાઇથી આ ઠગારાએ ચલાવ્યો કે તેની નકલ કોઈ એકટર કરે તો સ્ટેજ ઉપર તે કીર્તીવંત બને. તે પોતેજ ટાંગો હાંકતો હતો. આ પાખંડી માણસ કોઇબી નોકર ચાકરને લીધા વના એખલોજ પોતાને હાથ ટાંગો હાંકીને ધનજીને બંગલે આવ્યો હતો. આ બનાવમાં કોઇબી સાક્ષી ગવાહી નહીં રાખવો અથવા કોઇનીબી

મદદ નહીં લેવી એવો તેનો ઠરાવ હતો કારણકે છેલ્લા બનેલા બનાવથી તે ચોંકયો હતો અને પોતાના કામમાં કાવશજી કરાકરીની મદદ લેવા પછી તેને કાંઇ ઘણું સુખ જોયું હતું નહીં.

. ગાડી હાંકતા ડુરગાશંકરે વાત ચલાવી અને ધનજી પણ તરેહવાર વાત કરવા લાગ્યો. ધનજીએ કહ્યું: "ડુરગાશંકર શેઠ, આ નાસકમાં અને તેની આસપાસ અગાઉના રાજાઓએ કરેલાં ઘણાં બાંધકામો હજી થોડા ઘણાં હયાત ઉભેલાં છે એમ કહેવાય છે— તે શું ખરી વાત છે કે?

"હાજી; કેટલાંક તો છુપાં બાંધકામ કહેવાય છે. અસલના પેશવાઇ દોરના જમાનામાં એ બાંધકામોનો ભેદ ભરેલી રીતે ઉપયોગ થતો હતો અને ઘણા કાળાં કરમો તે જગાએ બનતાં હતાં."

"હાલના જમાનામાંબી એવાં કેટલાંક મુજી માણસો હોશે કે જેઓ આગળા જમાનાને ભુલાવે તેવાં કાળાં કરમો કરતાં હશે," ધનજીએ કહયું: "તે જમાનામાં મારફાડ અને જુલમ જાસ્તીથી તેવાં કાળાં કરમ થયાં હશે તો હાલના જમાનામાં કાવાદાવા અને અને કાવત્રાંથી થતાં હશે." આમ બોલીને અલબતાં ધનજીએ ભરમમાં ઇશારો કરયો.

પણ ડુરગાશંકર આ ઇશારો મનમાં તો સમજી ગયો પણ મોહડેથી કશું, બોલ્યોજ નહીં. તે મનસે બડબડયો "હાલના જમાનાના કાવાદાવા અને કાવત્રાંનો હજી તુંને ખ્યાલ નથી. જ્યારે તે ખ્યાલ તુંને આવશે ત્યારેજ જાણશે કે આગલા જમાના અને હાલના જમાના વચ્ચે ફરક પડયો નથી."

"એવાં અસલના બાંધકામો અને ખાસ કરીને સાદી નજરથી છુપાવેલાં બાંધકામો જોવા તપાસવાનો મને ઘણો શોખ છે," ધનજી બોલ્યો, "તેવું જોવાની મને તક મળે તો હું કદીબી છોડું નહી."

"હું તમોને એકુ બે તેવાં બાંધકામ કોઇવાર દેખાડીશ. જરા મારો જીવ નચીંત થાય અને હું થર પડું કે પછી તમોને તેવી જગા દેખાડવા લઇ જઇશ. તમો તે જોશો તો હેરત થશો અને આગલા જમાનાના લોકોએ કેવી ઉત્તમ યુકતી કાધી છે તે જોઇને તમારી અકલબી હેરાન થશે, શેઠજી," ડુરગાશંકરે જવાબ દીધો.

"ઠીક છે; તમારી મહેરબાની છે; કોઇવાર તમોને તસ્દી લેવીજ પડશે. હાલ તરત તો તમારૂં કામ પાર ઉતરે એવીજ હું તો આશા રાખું છું." ધનજીએ ટકોરમાં કહયું.

"મારી ધારેલી નેમ પાર પડે એવી મારીબી દુવા છે," ડુરગાશંકરે જવાબ દીધો અને તે જવાબ દેવામાં તે પ્રપંચી માણુસે કેવો ભયંકર ઇશારો કર્યો હતો તેનો ખ્યાલ ધનજીને સહેજબી આવ્યો નહી.

આ પછી મુસાફરી દરમ્યાન ઝાઝી વાતચીત થઇ નહી.

ડુરગાશંકરની વાડીએ જઇ પુગતાં સાંજના લગભગ છ વાગવા આવ્યા. ત્યાં ઉતરવા પછી ડુરગાશંકરે ધનજીને આખી વાડીમાં ફેરવ્યો, સઘળી ચીજો, ઝાડ, કુવા વગેરે દેખાડયાં અને વળી પોતાના સપરપુરા દીકરા જગધર સાથે પણુ તેને ઓળખાણુ કરાવી. જગધર ભાઇ પણુ આ વેલા બની ઠની નીકળયા હતા, જાણે મોટા રાવ સાહેબ હોય તેવો તેણે ઠઠેરો કર્યો હતો અને અજબ જેવું એ હતું કે

આજે તેની ફરેકાર બેવડાના રલ્યામણા સોહરમથી બેહદ બેહદ થતી હતી નહી. કદાચ આખી જીંદગીમાં તેજ દીવસે જીવ પર જબરી કરીને બે કલાક બાટલીને મહોડાંથી દુર રાખી હશે. દુરગાએ ધનજી સાથે જગધરને ઇનટ્રોડયુસ કીધો અને જગધરની મુલાકાત થવાથી પોતાને ઘણીજ ખુશાલી ઉપજેલી ધનજીએ જાહેર કીધી અને વળી આવો નેક. નામ સપુત હોવાથી દુરગાશંકરને મુબારકબાદી આપતાં ધનજીએ કહયું:—

"દુર્ગાશંકર શેઠ, ખુદા ચાહશે તો આએ તમારો બેટો તમારૂં નામ કહાડશે ને તમુને તમારી પાછલી જીંદગીમાં આરામ આપશે." પછી ધનજી મનમાં બરબડયો "નખોદ ગીયો આજે કેવા ઢોંગ ધતુરા કરી નીકલ્યોછ? આએ છાકટો પોશાગીર બદીથી ભરપુર પોર્યોબી બાપના જેવોજ પાખંડી લાગેછ. જાણે નરો ગામનો પટેલ."

દુર્ગાશંકરે કહયું. "હવે તો મારી સઘળી આશા એની ઉપરજ છે દોરાબજી શેઠ; એકે તો નામ દુબાડયું પણ આએ મારો દીકરો સારી ચાલ ચલાવશે તો બધું ભુલવાનો યત્ન કરીશ."

"આપ કાંઇ ધંધો વેપાર કરો છો કે? ધનજીએ જગધરને પુછ્યું.

"આ ખેતીવાડી કરૂં છું સાહબ, નારીયલના ઝાદને ખીલવવાની એક યુકતી એક અમેરીકને શોધી કહાડી છે તેના હાલમાં તો અખત્રા કરૂં છું. જો તે અખત્રા ફતેહમંદ ઉતર્યાં તો હીંદમાં નારીયલનો ઉદયોગ વધારે ખીળશે એમ હું માનું છું." જગધરે નાલ્યું હાંકયું અને મનમાં સમજયો કે આએ પારસી બધું તેનું

કહેલું અક્ષરેજ માનતો હતો. "વળી નદી કીનારે એક નાનું ઇનજીન ઉભું કરવાનો વીચાર છે; તે જો થાય તો આખા વજીફાને ભુંબા વડે પાણી પુરૂં પાડી શકાય અને પાક સારો ઉતરે."

ડુરગાશંકર વચ્ચે બોલ્યો. "આ વજીફો અને તેને લગતી જાગીર તો વેચી નાખવી છે પણ પડોશના ખેતર મારા પુત્રના નામ ઉપર ચહડાવી આપ્યાં છે કારણ કે એને ખેતવાડીનો શોખ છે અને મન લગાડીને કામ કરે છે. પહેલાં તો નઠારી સંગતમાં એ પડેલો હતો પણ હવે સુધરયો છે અને સમજયો છે, અને કહયા સાનનો બન્યો છે. મારી ઉપર આફત આવી પડી તેથી એની ઉપર સારી અસર થઇ છે"

"ઘણું સારૂં. ઘણી સારી વાત છે. કોઇપી ઉદયોગ કરવામાં લાભ થયા વના રહે નહી," ધનજીએ ટાહુકો પુર્યો.

આ પછી તેઓ વાડીમાં ફરી હરીને મકાનમાં દાખલ થયા. આ મકાન જો કે નાનું હતું તોપણ સગવડભર્યું હતું અને દીવાનખાનું ફાંકડું સણગારેલું હતું. ગામડેના શેઠયાનું દીવાનખાનું હોય તેવી ઢપનું તે હતું. એક તરફ દેશી ઢપે ગદેલો બીછાવેલો હતો અને તેની ઉપર ઉંચો ગાલીચો પાંથરેલો હતો અને જાડા તકયા ભીંતે મુકેલા હતા. દીવાનખાનાની વચોવચમાં એક ગોળ મોટી ટેબલ હતી અને તેની આસપાસ ફરતી ખુરસીઓ ગોઠવેલી હતી.

એક ખુરશી ઉપર ધનજીને બેસાડી તેની સામેની ખુરસી ઉપર ડુરગાશંકર બેઠો. જગધર પણ સાથે દીવાનખાનામાં આવ્યો અને

। ટેબલની બીજી તરફ પોતાની જગા લીધી. આ પ્રમાણે આ ત્રણ
ણુ ટેબલની આસપાસ ગોઠવાઇ ગયા.

"અમારી જાતવાળા કે બીજા કોઇ હીંદુ પરોણાઓ આવે તો
ને અમો તો ગાદી ટકયે બેસાડયે," ડુરગાશંકરે કહયું: "પણ
ારા જેવા પારસી શેઠયા કે કોઇ ઇંગ્રેજ આવે તો તેમને ખુરસી
પ્યે, કારણ કે તેમને ગાદી ટકયે ચેન પડે નહી. ખરૂંની શેઠજી?"

"ખરી વાત છે, ડુરગાશંકર શેઠ; અમારાથી લાંબો વખત
ીન ઉપર બેસી શકાય નહીં." ધનજીએ જવાબ દીધો; "તમો
પારસીઓ વચે વસેલા અને રાત દીવસ પારસીઓ સાથે તમોને
ı પડેલું તેથી તમોને પારસીઓની રાહ રસમ અને રીતભાતની
ાજ પડી ગયલી," અને પછી તે મનમાં બરબડયો: "બચા, તેં
. કેવી રીતભાતની સમજ મેળવીછ તે બધું હું જાણુંછ તો."

"હવે કહો શેઠજી, તમોને અમારી વાડી ગમી?" ડુરગાએ પુછ્યું.

"ઘણીજ ગમી; ખરૂં કહું છું કે મને આએ વજીફો ઘણોજ
પો. જાણે કોઇ અંગ્રેજ લોર્ડનું કંત્રી હાઉસ હોય તેવો આએ
ંફો છે. ઘણી સફાઇ અને ઘણી જતન રાખીછ. મને એ ઘણો
ંદ પડયોછ ને હું ધારૂંછ કે હું એ ખરીદ કરીશ."

"કાંઇ નહીં શેઠજી, ઉતાવળ કશી નથી. તમો વીચાર કરજો,
માણુસને પુછજો, કોઇ અનુભવીને લાવીને દેખાડજો અને પછી
ર કરજો," ડુરગાશંકરે બહુજ લાયકીથી વાજબી વાત કીધી.

"અહીં તમો એખલા રહો છો કે ડુગીશંકર શેઠ?" ધન-
એ પુછ્યું.

"ત્યારે સાથે કોણને લાવું ભાઇ? બાળકીશણુએ નામોશી લગાડી તે દહાડેથી ગામમાં મોહડું દેખાડવા ગમતું નથી." દુર્ગાશંકર જાણે કેવોક નાસીપાસ થઇ ગયો હોય તેમ બળાપો કરીને અને કલેજાંમાંથી એક લાંબી જોરાવર હાય ખેંચીને બોલ્યો: "બાલ-કીશણુની બાયડી તો પોતાને પીયરે પુને ગઇ છે. આએ મારો દીકરો જગધરબી બીચારો રંડાયલો છે. હું ને એ રહીયે છીયે અને આએ નોકર ચાકરો કામકાજ કરે છે. અહીં એખલો અતુલો પડી રહું છું અને વાડીમાં ફરૂં છું. હવે તો મેં કહયું છે તેમ જાત્રે જાવું છું અને પછી કેઠે એકાંતમાં રહી જીંદગીના દીવસો પુરા કરીશું–બીજું શું કર્યે?"

"ધીરજ ધરો દુર્ગાશંકર શેઠ, એમ અકળાઇ ના જાઓ; એમ નાસીપાસ ના થાવો. વખત એવો દઇત છે કે જે સઘળું સમાધાન કરે છે અને કોઇબી જખમને રૂઝાવે છે." ધનજી બોલ્યો અને ફરીને તે મનમાં બરબડયો: "તારાં કીધાં કરતુકનો હજી તુંને પુરેપુરો બદલો કયાં મલ્યો છે? હજી તો ગોપાળનું વેર લેવાનું છે, થોભજે-જરા થોભજે!"

"તમારી દીલસોજી માટે હું તમારો ઘણોજ આભાર માનુંછ દોરાબજી શેઠ." દુર્ગાશંકરે કહયું અને તે પણ મનમાં બરબડયો! "કમબખત, તું મહોડેથી દીલસોજી દેખાડેછ પણ તારાં પેટમાં કેવી કરવટ છે તે હું જાણી ચુકયો છું. આજે તારી જીંદગીનો છલ્લોજ દીવસ છે—વેર લેવાનો હવે મારો વખત છે—ફટકો મારવાનો હવે મારો લાગ છે."

"હવે મોડું થશે," ધનજી ઉઠીને બોલ્યો: "રજા હોય તો જઇશું."

"જરા પાનસોપારી લેશો? અમો તમારા જેવા પારસી પરોણાને શું આપ્યે? પાનસોપારી તો લીયો?"

"હું પાનસોપારી કદીબી ખાતો નથી," ધનજીએ કહયું. તેણે મજબુત ઠરાવ કરી રાખ્યો હતો કે દુર્ગાશંકર કે તેહેમુરસ કે કાવસજી કરાકરીને ઘરનું એક પાણીનું ટીપું પણ મોહડાં ઉપર મુકવું નહી. ધનજી મનમાં બરબડયો: "એ મારા દુશમનોના ઘરનું એક પાણીનું ટીપું પણ મને હરામ છે, તો પછી એના પાનસોપારી હું હરામજ ગણુંછ."

"પાનસોપારી કોઇ દહાડે ન ખાતા હોવો તો આજે ખાવો. એમ ના પાડો છો તો અમોને ઠીક લાગતું નથી શેઠજી."

"હું દલગીર છું કે તમોને નારાજ કરવાની મને ફરજ પડેછ, પણ હું માફ માંગુછ, મને મેહેરબાની કરીને ઓંહસ ના કરો."

"જેમ મરજી. મારો ટાંગો તઇયાર છે. ટટુની બીજી જોડી જોતરેલી છે જેથી તમો ઉતાવળે પુગી જશો. મારો જગધર તમોને તમારે બંગલે પહોંચાડી આવશે. માફ કરજો શેઠજી, હું પાછો તમારી સાથે. આવી શકતો નથી, કારણ કે હવે ઘરડો થયો છું ને એવા ફટકા પડયા છે કે હાડકાં હવે ચાલતાં નથી."

"કાંઇ ફકર નહીં; જગધર ભાઇ આવશે એટલે હું એમજ સમજશ કે તમોજ આવ્યા—સાહેબજી."

ત્રણે ઉઠયા, ધનજી અને દુર્ગાશંકર સાથે ચાલ્યા અને જગધર બે કદમ પછવાડે રહયો, અને દીવાનખાનાની વચે મુકેલી ટેબલ અને દીવાનખાનાની બહાર નીકળવાના દરવાજાની વચ્ચે તેઓ આવી

પુચ્યા કે તેજ વખતે ડુરગાશંકર બે કદમ ધનજીથી દુર થઇ ગયો અને આમ પોતાની પાડોશમાંથી ડુરગાશંકર એકાએક ખસી શા માટે ગયો તે જોવાને હજી તો ધનજી પોતાનું માથું ફેરવીને નજર કરે તે અગાઉ તો ધનજીના પગ આગળની જમીન જાણે એકાએક ફાટી ગઈ હોય તેમ એક છુપું ફાલકું ઉઘડી ગયું અને ધનજી ગોલાંત ખાઇને તે વાટે નીચે પડી ગયો.

આશરે પંદર ફીટની ઉંચાઇથી ધનજી નીચે ગબડી ગયો, પણ સારાં નસીબે તે તે પોતાના હાથ અને ગુટણપર પડયો અને જમીન નરમ સહેજ ભીણાસ અને કીચલવાલી હતી માટે તેને ગંભીર ઇજા થઇ નહી. ફકત તેની હડેલી અને ગુટણ સહેજ છોલાયાં. બાકી બીજી રીતે તેને કશું નુકસાન થવા પામ્યું નહી.

ધનજી પડયો અને તરતજ છલાંગ મારી પાછો ઉભો થયો અને જે ફાલકાં વાટે તે પડયો હતો તેની તરફ માથુ ઉંચુ કરીને તેણે જોયું. ફાલકાં ઉપર ડોકું બાહર કરીને ડુરગાશંકરને ઉભેલો તેણે જોયો.

"કેમ ભાઇ, કેવી મજાહ!" ડુરગાશંકરે પુછ્યું.

"એટલે? આમ કરવાનું કાંઇ કારણ ડુરગાશંકર?" ધનજીએ સવાલ કર્યો.

"કારણ બતાવવામાં હું એમ પુછીશ કે કોણ વેર લે છે? હું કે ધનજી!" ડુરગાશંકર બોલ્યો: "ધનજી, તું શું એમ સમજેછ કે મેં તને પીછાણ્યો નથી? હવે પડ અને મર. પડયો પડયો કરી લે મજાહ?"

"ડુરગાશંકર, તારાં પાપ ઘણા છે, ઘણાં મોટાં છે, તેમાં તું

આએ વધારો કરેછ કે?" ધનજીએ કહયું: "સેંકડો અપરાધ કીધા હવે પુન કરેછ કે?"

"પાપ ને અપરાધ ને પુનની વાયજ, દીકરા, તું અંદર બેઠો બેઠો આપ્યા કર; તારી આસપાસની ભીંત તે વાયજ સાંભળીને ભલી બની જશે તો તુંને દુવા દેશે," દુર્ગાશંકર હસીને બોલ્યો. "વળી ધનજીશાહ શેઠજી, લખપતી અમેરીકનજી તમોને જુના જંમાનાના છુપાં બાંધકામો જોવાનો શોખ છે તે શોખખી આજે પુરો કરી લેવો, અને તેમાં છુપાં બાંધકામોનો કેવો ઉપયોગ અગાઉ થતો હતો તેનો જાતી અંગત અનુભવખી મેલવી લેવો. અગાઉની જબરદસ્તી અને હાલના કાવાદાવા અને કાવત્રાંનું બધું મીશ્ર બનાવીને તમારી સેવામાં આ સવગું રજુ કર્યું છે. મરવા અગાઉ આટલી મોજખી ભોગવી લેજો અને બધું જોઇ તપાસી જીવને ખુશ કરજો."

"જોની ભાઇ, મારે તારી એક મહેરબાની માંગવી છે." હવે જગધરનો અવાજ ધનજીએ સાંભળ્યો: "નારીયલના ઝાડને ખીળવવાને સારૂ માણસનાં કોહલાં માસનાં ખાતરની જરૂર હોય છે; માટે તું જલદી મરી જજે કે તારૂં માંસ મારાં ઝાડને પોખાવવામાં ખપ લાગે. મરવાનું તો છેજ, તો ભલા આદમી કોઇબી રીતે ઉપયોગી થઇને મરવાનું સવાબનું કામ છે કની? તું તો સવાબનું ખોયું છે માટે એટલી મહેરબાની છેલ્લાં કરી લેજે કે ત્યાં તુંને વઇકુંઠ મળે."

"તારે માટે કેવું મોત છે તે તું જાણુતો નથી," પાછો દુરગાશંકર બોલ્યો: "તું કેવાં ત્રાશદાયક મોતે મરશે તેનો ખ્યાલ તુંને થોડીજ પળમાં આવશે અને તે ખ્યાલ તુંને આવશે ત્યારેજ તું

જાણશે કે કુરગાશંકરનું વેર તારાં વેર કરતાં હજારગણું કડવું અને સખત છે."

"તારે ગમે તે કર," ધનજીએ જવાબ દીધો; "તું એમ ના ધારતો કે હું તારી દયા માગીશ. હું ખરો હીમતવાન મરદ બચ્ચો છું અને એક દીવસ મને મરવાનું તો છેજ એમ હું જાણું છું માટે તારા જેવા પાપી અને નીચ ગલાંફાંસુંની દયા કે મહેરબાની હું માંગવાનો નથી. મારા ખુદા ઉપર મને ભરૂસો છે—જો મારી આવીજ રીતે મરવાની સરજત છે તો હું તેને તાબે છું: તુંને તાબે નથી, તારાથી મરતો નથી."

"ઠીક છે; તારા જીવને છેલ્લી ઘડીએ તું ગમે તેવી રીતે ખુશ કર; મને તેનો વાંધો નથી." કુરગાશંકર બોલ્યો: "તું દયા નથી માંગતો એથી ઠીકજ છે કારણ કે દયા દેખાડતાં મને આવડતું નથી અને મારા હડહડતા દુશમન તરફ દયા દેખાંડવામાં હું મુર્ખાઇ સમજું છું. સાહેબજી, મરી જતાં એટલું યાદ કરજે કે કુરગાશંકર તું ધારે છે તેવો ધઘેડો નથી અને બાળકીશનાને સપડાવીને મારી ઉપર વેર લેવાની તારી નેમ જો પાર પડી છે, તો તુંને રીબાવીને મારવાની તુંને જગ અને જીંદગીથી ઉખેડી નાંખવાની મારી આ યુકતીબી પાર પડી છે. આએ મારૂં વેર છે—આએ મારા કીનાનો ફટકો છે."

આટલું બોલી કુર્ગાશંકરે ફાલકું બંધ કરી દીધું અને એક નાનાં બંધ્યાર ભોંયરાંમાં તદન અંધકાર વચ્ચે ધનજી સપડાઇ ગયો.

ધનજી પહેલાં તો જમીન પર થોડીક મીનીટ બેઠો અને પછી તેણે અંધારા વચ્ચે તંતોસીને આસપાસ તપાસ કરવા માંડી. તેને માલમ

પડયું કે જમીન નરમ માટીની અને બીછુરાશવાળી હતી. આસપાસ ચાર ભીંત ફરી વળેલી હતી જે સંગીન પથ્થરની બનાવેલી હતી. દશ કે બાર ફીટ લાંબો અને તેટલોજ પોહળો તે એક ઓરડો હતો, જેમાં દાખલ થવાનો કે બહાર નીકળવાનો મારગ હતો નહીં સીવાય કે સીલીંગ ઉપરનું પેલું ફાલકું એક દરવાજા રૂપે હતું. ઓરડાની આખી જમીન ઉપર તેણે હાથ અને પગ ફેરવીને તલાશ કીધી; કાંઈબી ચીજ જમીનપર હતી નહીં અને ભીંત તદનજ સલંગ લીસી હતી. ભીંત ઉપરથી ચહડવાની કોશેશ તે કરી શકયો નહીં કારણકે આધાર લેવાનો કશોબી આશરો હતો નહીં. ભીંત ભાંજી શકાય નહીં. આવી સ્થીતીમાં પોતાને જોઇને ધનજી ખરેખર ગભરાયો અને પોતાની અજલ આવી પુગેલી તેણે ધારી.

ધનજી બરબડયો: "આએ કાફરે મને પીછાણી લીધોછે પણ એને મને ઓળખવા છતાં જરાબી એ વીષે મને જાણવા દીધું નહી. એને મને કેમ પીછાણ્યો તે હું સમજી શકતો નથી. મેં તો એમજ ધાર્યું કે એ પસ્તાઇને નમી પડયો હશે અને પોતાના ગુનાહોની મનમાં તોજેશ કરતો હશે, પણ એનું જીગર પથરનું છે, એના મગજમાં શયતાનનો પુરેપુરો વાસો છે. આએ ભોયરૂં અસલના વખતનુંજ હોવું જોઇયે અને તે બાબે એને મારી સાથે વાત કરતાં જે ઇશારો કીધો તે હું સમજ્યો નહી. મારી અજલ આવેલી લાગે છે. મારાં દીલની સઘળી આશાઓ અને ઉમેદો ઉંધી વળે છે ખયર—જેમ ખુદાની મરજી. આજલગન હું મારી સરજતને તાબે થતો આવ્યો છું, તો આજેબી તાબેજ થવશ. ઓ મારી માતા—તારૂં રૂહ જો બેહસ્તના બાગ મધેથી અત્રે કાંઇ અસર પુગાડી શકતું હોય તો મને

આએ વખતે તું મદદ કર—મારા પરવરદેગાર તારી પનાહ બક્ષ. મારા ખુદા તારો આશરો આપ. ઓ ફ્રેની! ફ્રેની!"

ધનજી પાછો જમીનપર બેઠો પણ તેટલાં તે ભડકીને ઉભો થયો. ધીમેથી પાણી પડતું હોય એવો તેને અવાજ સંભળાયો. તેણે ફરીને આસપાસની ભીંત ઉપર હાથ ફેરવી તંતોસીને તપાસ્યું અને તેને માલમ પડયું કે ભોંયરાંની સીલીંગના એક ખુણામાંથી પાણી પડતું હતું. તે પાણી ધમધુકાર પડતું ગયું, ભોંયરાંની આખી જમીન ઉપર તે પાણી એક નાના તળાવ રૂપે ફરી વળયું અને અરધા કલાકમાં તો ધનજીના ગુંટણ જેટલું પાણી ચહડયું.

હવે ધનજીને ખરો ખ્યાલ આવ્યો—તે ખ્યાલ આવતાં તે ધુજ્યો. તે સમજી ગયો કે ભોંયરાંમાં કેદી તરીકે રાખીને ભુખે પ્યાસે તેને મારી નાંખવાની મતલબ ડુર્ગાશંકરની હતી નહીં. પણ પાણીમાં ડુબાડીને તેને મારી નાંખવાની ધારણા મુંજી ડુરગાશંકરે અને તેના દીકરા જગધરે રાખી હતી. પાણી વધતુંજ ગયું અને ધનજીની કમર સુધી પાણી આવ્યું. શું કરવું તે ધનજીને સુજ્યું નહીં અને તેથી તે લાચાર થઈ પોતાના પરવરદેગારની પનાહ માંગતો પાણીમાં ઉભો.

ધનજી બરબડયો: "જો પાણી આ પ્રમાણે વધ્યુંજ જશે તો આખરે સીલીંગને મથાળે પુગશે તો પાણી ઉપર તરીને સીલીંગને મથાળે આવેલું ફાલકું ઉંધાડવાની હું કોશેશ કરીશ."

ધનજીએ પોતાના બદન માહેલાં કપડાં છુટ કહાડી નાખયા એવી મતલબે કે પાણી ચહડયું જાય તો તેની ઉપર તરવાનું વધારે આસાનીથી બની શકે. છાતી જેટલું પાણી આવ્યું અને હજીબી

પાણી વધ્યુંજ ગયું. ધનજીની ડોકી ડુબી ગઇ અને દાઢી સુધી પાણી ચહડયું જેથી હવે તેને પાણીની ઉપર તરવા માંડયું. હવા બંધયાર હતી માટે તે ગુંગળાવા લાગ્યો, તે થાકી ગયો; લગભગ બેહોશ જેવો થઇ ગયો. સીલીંગ સુધી પોતાનો હાથ પુગે છે કે નહી તે પોતાનો હાથ ઉંચો કરીને તેણે તપાસ્યું પણ સીલીંગને તેનો હાથ લાગતો હતો નહી.

હવે પાણી વધુ ચહડતું અટકી ગયું અને દોઢથી વધુ મથુરા પુર પાણીમાં તે તરવા લાગ્યો. સીલીંગ સુધી જઇ પુગી ફાલકું ઉંધાડવાની કોશેશ કરવાની તેની આશા પણ બ્રશત થઇ. તેણે પોતાના પરવરદેગાને યાદ કીધો અને ડુરગાશ'કરની યુકતીનો ખ્યાલ આવતાં તેણે પોતાના કપાંલ ઉપર જોરમાં હાથ ઠોકીને કહયું, "ધનજી ધનજી, સઘળી તારી આશા ઉંધી વળી—તેં થાપ ખાધી! ઓ ધનજી તેં થાપ ખાધી!"

---

# પ્રકરણ ૨૨ મું.

——:*:——

## મદદ!–મદદ!

—:*:—

ભલાને મળે છે હ્યાં કોણની મદદ?
નેક ક્હાંથી મેળવેછ પ્રતેહની સનદ?
દુર કોણ કરેછ અશોનું દરદ?
ફાવે છે કોણથી એક સાચ્ચો મરદ?
મદદ તે આપનાર છે અચલ કુદરત,
સાહ્ય દેનારો છે તે ખુદાનો દસ્ત.

ધનજી લગભગ બેહોશ જેવો થવા આવ્યો હતો તેટલાં તેને ભારે અજાયબી વચ્ચે માલમ પડયું કે પાણી ઓસરી જવા લાગ્યું હતું. પાણી પડવા લાગ્યું ત્યારથી તે છેક ઉંચી ટોંચે પુગતાં લગભગ ચાર કલાક લાગ્યા હતા પણ જે ઝડપે પાણી ચહડયું હતું તેના કરતાં બાર ગણી ઝડપે તે ઓસરી જવા લાગ્યું અને અરધા કલાકમાં તો પાણી તદનજ ખલાસ થઇ ગયું.

ભીણી અને હજીબી થોડાંક ખબોચ્યાં સાથની રહેલી જમીનપર ધનજી બેહોશ થઇ પડયો. થોડે વારે તેના મોહડાં ઉપર ઠંડો પવન લાગ્યો, ગુંગલાતો દમ પાછો ચાલવા લાગ્યો અને ધીમેથી ધનજીએ પોતાની આંખ ઉઘાડી. હાથમાં બળતી મેચીસ લઇને એક માણસ તેની આગળ ઉભેલો હતો. તે માણસનો ચહેરો ધનજીએ જોયો અને બરાડયોઃ—

"નારાયણ! મારો નારાયણ!"

"હા, હું નારાયણ છું." મેચીસ બુજવી નાંખીને નારાયણ બોલ્યો: "એક અવાજબી કહાડતા ના. હીમત ધરો ને ઉઠો."

"પણ નારાયણ તમે—"

"હમણા વાત કરવાનો વખત નથી શેઠજી; ઉઠો; જલદી ઉઠો. આપણને અહીંથી નાસવાનું છે. પછી બધુ હૂં તમને કેહવશ. હમણા તો ચાલો," નારાયણે કહ્યું.

ધનજી જેમ તેમ મુશકેલીએ ઉભો થયો અને નારાયણે તંતોસીને ધનજીના સઘળાં કપડાં શોધી કહાડયાં અને બીજા કપડાં નીચોવીને ધનજીને પહેડાવ્યાં અને પછી તે બોલ્યો:—"આએ દોરડું લટકતું છે તે પકડીને ઉપર ચહડી જાઓ."

"મારામાં શકતી નથી; હું પડી જવશ." ધનજી બીણી જમીનપર બેસી જઇને બોલ્યો: "મારાથી ઉભુંબી થવાતું નથી."

ધનજી પાછો બેહોશ થવા લાગ્યો હતો. નારાયણે ફરીને હીમત આપી અને ધનજીને પોતાની પીઠ ઉપર તેણે લીધો અને કહ્યું: "મારાં ગલાં આગળથી મને પકડી રાખો અને મારી કમરની આસપાસ તમારા પગ ભેરવો. ઉતાવળ કરો; એકક મીનીટ કીમતી છે."

ધનજીને પોતાની ખાંધ ઉપર લઇને બળવાન કદાવર નારાયણ દોરડાં ઉપરથી ચહડયો અને અતીશય મુશકેલી અને મહેનત પછી તેઓ—જે ફાલકાં વાટે ધનજી પડયો હતો તેજ ફાલકાં વાટે દીવાનખાનામાં બહાર નીકળયા.

પહેલાં તો બંને જમીન ઉપર લાંબા છર થઇને પડયા અને હાંફવા લાગ્યા. નારાયણે બહાદુરી ભરયું અને પેહલવાન જેવું જોર અજમાવવાનું કામ બજાવ્યું હતું. પાછો નારાયણ ઉઠયો. તેણે દોરડું ખેંચી લીધું અને પોતાની કમરે તે લપેટી લીધું અને પ્રાલકું અસલ મુજબ બંધ કરી નાખ્યું.

તે બોલ્યો: "ચાલો શેઠજી. પગનો જરાબી અવાજ કરતા ના. પેલો બદમાશ જાગયો તો હાથોહાથ થયા વના છુટકો નથી. મારી પુઠે આવો; ધીમેથી આવો; સંભાળો."

નારાયણ તેને એક બારી આગળ લઇ ગયો અને એક બચ્ચાંની માફક ધનજીને ઉંચકી બારીની બહાર મુકયો અને પછી પોતે બહાર કુદી આવ્યો અને બારી પાછી બંધ કરી દીધી. તે પછી તેણે ધનજીની પાંખડી પકડી અને દુર ચલાવી લઇ ગયો અને એક ગીચ ઝાડીમાં ઉભેલી મોટરમાં તેને બેસાડયો. મોટરની લાઇટ નારાયણે સળગાવી અને સપાટામાં મોટર હાંકી.

ધનજી મોટરમાં બેભાણ જેવો પડીજ રહેલો હતો પણ હવે તે ધીમે ધીમે સાવધ થવા લાગ્યો અને દેવલાલીમાં "નસીમ" બંગલામાં મોટર જઇ પુગી તેટલાં તો ધનજી પુરેપુરો હોશમાં આવ્યો. ગુપચુપ તેઓ બંધે ધનજીના સુવાના ઓરડામાં ગયા અને ધનજીએ કપડાં બદલ્યાં. નારાયણે ડાઇનીંગ રૂમમાંથી બ્રાંડી લાવી, તે ઉતાવળે ગરમ ખલખલતો કરી ધનજીના આખાં દીલ ઉપર મસલ્યો અને સાથે વળી—જમવાની ટેબલ માટેની રાઇની બાટલી ડાઇનીંગ રૂમમાં હતી તેમાંથી—થોડીક સુકી રાઇ લાવી તે પણ ધનજીના બંદન ઉપર ખુબ મસલી.

ધનજીના નોકર ચાકરો ધનજીની રાહ જોતા બાવરચીખાનામાં બેઠેલા હતા ત્યાં નારાયણ ગયો અને નોકરોને ખબર આપી કે "શેઠ આવ્યા છે અને ઉતાવળે બોવરીલનો ગરમ સેરવો માંગે છે."

ધનજીને સેરવો તથા બ્રાંડી પાઇ, આખાં દીલમાં ગરમી લાવી નારાયણે તેને સુવાડયો અને એક નાના પ્યારાં લાડકાં બાળકની બીમારી વેળા એક હેતવંતી માતા જેમ દેખરેખ, અને કાલજીથી જતન કરે તેમ આખી રાત નારાયણે ધનજીની જતન કીધી.

બીજી સવારે ધનજી તદનજ હુશીયાર થયો તો જોકે તેને નબલાઇ સહેજ લાગતી હતી. તેણે નારાયણને પોતાની પાસે તેડીને કહયું: "નારાયણ તેં મારી જીંદગી બચાવી છે; તેં મારી એવી સેવા બજાવીછ કે—"

"શેઠજી શેઠજી એમ ના બોલો. હું તમારો ગુલામ છું. હું ઇશ્વરનો આભાર માનું છું કે તમારી આવી સેવા બજાવવાની તક મળી છે. મારા શેઠ, મારા મુરબી, તમારે માટે હું શું નહી કરૂં? પણ મને કેહો શેઠજી, આ બધું શું બન્યું! તમે ત્યાં કેમ જઇ લાગ્યા?"

ધનજીએ પોતાની સઘળી વાત કહી અને પછી છેવટે તે બોલ્યો: "મેં ભુલ કીધી. આએ પાપીના હાથપર મેં થાપ ખાધી."

"થાપ ખાધી, શેઠજી, તમોએ થાપ ખાધી પણ ઇશ્વરની કૃપાથી આએ ચંડાલ પોતાની નેમમાં ઉંધો વળયો છે."

"પણ નારાયણ તમારૂં કેમ ત્યાં આવવું થયું!"

"હું બહાર ગયલો જ્યારે તમારા બંગલામાં પાછો આવ્યો

ત્યારે મને તમારા રામોસીએ કહ્યું કે ડુરગાશંકરની સાથે તમો ટાંગામાં બેસીને ગયા હતા. ડુરગાશંકર અને તમો બેઉ એખલાજ ટાંગામાં હતા એમ પણ રામોસીએ મને કહ્યું. મને તે સાંભળીને જરા શક ઉપજ્યો અને તમારી ઉપર નજર રાખવાનો મેં ઠરાવ કીધો.

"તમો આઠ નવ વાગા સુધીમાં પાછા નહીં ફર્યા ત્યારે મને ચીંતા ઉપજી અને તરતજ તમારી મોટર તઇઆર કરીને હું ડુરગાશંકરની વાડી તરફ જઇ પુગ્યો. વાડીથી થોડેક છેટે ઝાડી વચ્ચે મેં મોટર ઉભી રાખી અને તેની લાઇટ બુજવી નાંખી અને તે પછી હું ધીમેથી વાડ કુદાવીને વાડીમાં દાખલ થયો. નદીના ઓવરા આગળ એક બતી મેં જોઇ અને તે બતી એક તરફ સ્થીર હતી નહીં પણ આમ તેમ ફરતી હતી માટે મેં ધાર્યું કે કોઇ માણસ રોશની લઇને ત્યાં ફરતું હોવું જોઇયે. તે વેળા લગભગ દશ વાગવા આવ્યા હતા. હું નદીના ઓવારા તરફ—જ્યાં બતી જણાતી હતી તે તરફ—ગયો. નદીના ઓવારાપર બે માણસોને મેં જોયાં. હું ચીમાઇ સંતાઇને ત્યાં ગયો. તે બેમાં એક ડુરગાશંકર હતો અને બીજો તેનો દીકરો જગધર હતો. ડુરગાશંકરના હાથમાં ફાનસ હતું અને તેઓ વાત કરતા હતા. ડુરગાશંકર બોલ્યો: 'પાણી હવે પુરતું ભરાયું હશે માટે હવે પાણી દાખલ કરવાનું ફાલકું બંધ કરવું જોઇયે." પછી તેઓએ ઓવરાની સીડીપરથી ઉતરીને નાનું સ્લુસ બંધ કીધું અને પછી તેઓ પોતાના મકાનના પાછળા ભાગ તરફ ગયા. હું પણ તેમની પુઠે છુપાઇને ગયો. ત્યાં એક બીજું સ્લુસ હતું. ડુરગાશંકરે ફાનસની રોશની તે સ્લુસ ઉપર નાંખીને કહ્યું: 'આએ સ્લુસ

કાલે ઉઘાડી નાંખીશું તો પાણી બધું પાછું નીકળી જશે ને ભોંયરામાં પેલાની લાશ પડી રહેશે." જગધરે પુછ્યું: 'બાપા લાશને પછી શું કરશો' દુરગાશંકર જવાબ દીધો: 'ભીણાશવાળી નરમ જમીનમાં ખાડો ખણીને લાશ ત્યાંજ દાટી દઇશું તે કોઇ જાણશેબી નહીં.' જગધરે પાછો સવાલ પુછ્યો: 'તો બાપા, તમે અહીં એવી બે ચાર લાશ દાટેલી ખરી કે? 'દુરગાશંકરે લટડતા ધ્રજતા અવાજે કહયું 'ચુપ! ચુપ! એ શું બોલે છે!'

"પછી તેઓ બંને મકાનમાં દાખલ થયા અને હું દીવાન-ખાનાની એક બારીએથી ચીમાઇને માહે જોવા લાગ્યો. દુરગાશંકરે દીવાનખાનાની જમીનનો એક ભાગ તપાસીને કહયું: 'ફાલકું તો બરાબર મજબુત બંધ છે; અંદર પાણી પડવાનો અવાજ હવે સંભ-ળાતો નથી. સવાર સુધીમાં તો બાપડો ઠંડો થઇ જશે.' તે પછી બંને જણા પોતાના સુવાના ઓરડામાં ગયા અને દીવાનખાના માહેલી બટી તેઓએ બુઝાવી નાંખી.

"આ બનાવ શું બનેલો હોવો જોઇયે તે હું તરતજ ચેતી ગયો. અને તમો મોટી આફતમાં આવી પડેલા હશોજ એમ મેં નકી ધારી લીધું. પાછો મકાનના પાછળા ભાગ તરફ હું દોડયો અને પેલું સ્લુસ મેં જોર કરીને ઉઘાડી નાંખ્યું તો ધોધબંધ પાણી એકદમ વહીને, બાંધેલી ગટરમાં થઇને નદી તરફ દોડયું. હું તરતજ પાછો ફર્યો. એક તરફ ઘાસની મોટી ગાંસડીઓ બાંધીને મુકેલી હતી જેના દોરડાં મેં છોડી લીધાં એવું ધારીને કદાચ કામ લાગશે. દીવાનખાનાની જમીન તપાસીને 'ફાલકું બંધ છે' એવું કાંઇ બોલતાં મેં દુરગાશંકરને

સાંભળ્યો હતો માટે મેં દોરડાં મારી સાથે લઇ રાખ્યાં. પછી હું પાછો દીવાનખાના આગળ આવ્યો અને દીવાનખાનાની બારી કળેવાં ઉંધાડી દીવાનખાનામાં દાખલ થયો. અંધારૂં હતું અને બત્તી સળગાવવાની મારી હીમત ચાલી નહીં. મેં ધીમેથી જમીન તપાસી અને ફાલકું શોધી કહાડયું અને તે ઉંધાડયું. તે ફાલકું અંદરથી ઉંઘડતું હતું અને બહારથી ઉંઘડતું હતું. તેને એક નાની સ્તોપર હતી મેં ફાલકું ઉંધાડી માહે જોવાની કોશેશ કીધી પણ કશું દેખાયું નહીં. તરતજ ફાલકાં સાથે દોરડું બાંધી હું અંદર ઉતર્યો અને મારા ગજવામાંથી મેચીસનો બોક્ષ કહાડી મેચીસ સળગાવી તો તમો એક તરફ બેહોશ પડેલા હતા એમ મેં દીઠું. તે પછી શું બન્યું તે તો તમો શેઠજી જાણો છો.''

''હું બધું જાણું છું અને સાથે લાગુ એબી જાણું છું કે તું મારો દીલસોજ દોસ્ત છે અને એક ફરેસ્તો મારી મદદે આયો છે.

''એ વાત હવે રહેવા દેવો. હવે આપણે શું કરવું.''

''આજે આપણે ગુપચુપ રહીયે. પછી શું કરવું તેનો વીચાર ચલાવીશું. મામલો એટલો તો બગડી ગીયોછ કે હવે મારી સઘળી ખાનગી બાબતો ખુલ્લી થઇ જશે એવી મને ચીંતા છે કારણકે આરે મુજી ડુરગાશંકર ચુપ બેસે એવું મને લાગતું નથી.''

''મારો એવો વીચાર છે કે આજે તમો અને હું ઘરમાં રહીશું. તેટલા તમો આસાયશથી લઇ શકશો. પછી કાલે હું ડુરગા આગળ જવશ. હમણા સુધીમાં ડુરગાએ મને નજરોનજર જોયો નથી. એની આગળ હું જાહેર થવશ અને ધભરાવશ. એ પાપી

એટલે હીચકારો હોવોજ જોઇયે. પછી મામલો કેવી વલણ લે છે તે જોઇશું અને તે મુજબ આપણી હીલચાલ ચલાવીશું. હમણા તો તમો શેઠજી કહો છો તેમ આપણી ગોઠવણ અને ગણત્રી રદ થઇ જાય તેવી સ્થીતી થઇ પડી છે."

"આપણી બધી ભવીષની ગોઠવણ ફેરવી નાંખવી પડશે," ધનજી બોલ્યો: "દુરગાશંકર આ બધી બાબતની વીગત લખીને તેહમુરસ ઉપર જરૂરજ મોકલશે અને તેથી તેહમુરસ્બી મારા હેવાલથી માહીતગાર થશે. મારી એક નાદાનીભરેલી ભુલથી મારી સઘળી બાજી બગડી ગઇછ."

"એ ભુલ થઇ તે ઠીકજ થઇ," નારાયણે કહયું.

"તમો એમ ધારોછ!"

"હા–મારૂં એવુંજ મત છે."

"એવું મત બાંધવાનું તમોને શું કારણ મલ્યું?"

"દુરગાશંકર તમોને ઓળખી ચુકયો હતો અને તે તમોને ઓળખતો હતો એવી વાતથી આપણે અજાણ્યા હતા. આપણે એવુંજ ધારીને આપણી બાજી રમવાની કોશેશ કર્યા જતે કે એ લોક તમોને ઓળખતા નથી અને એ લોક આપણને તરેહવાર રીતે બુમ પડાવતે અને હેરાન કરતે. આ બનાવથી તો માલમ પડી આવ્યું કે દુરગાશંકર ચેતી ગયો છે જેથી હવે આપણે ભવીશને માટે જુદીજ ગોઠવણ રચીશું તો જો કે મારે કહેવું જોઇયે કે ભવીષમાં કેમ કામ કરવું તેની મને સમજ પડતી નથી અને હું ગુંચવાડામાં પડયો છું."

"તમારી ગોઠવણ મુજબ તમો કુરગાશંકર આગળ જઇ તો આવો; પછી આપણે ભવીષનો વીચાર કરીશું. ચટ–ચટ–ચટ! બધો દાવ રદ ગયો અને ધારેલી નેમમાં બુરી ખલલ પડી."

"ગમે તે થયું પણ તમો સલામત બચ્યા એ મારે મનસે ઇશ્વરની સર્વથી મોટી કૃપા થઇ," નારાયણ લાગણીથી બોલ્યો.

તેઓએ આખો દીવસ બંગલામાંજ રહીને ગુજાર્યો અને રાતના નારાયણ પાછો મોટરમાં બેસી કુરગાશંકરના વજીફા તરફ રવાના થયો.

---

ઘણીએક વખતે માથું દુ:ખે છે, આંખો તણાય છે અને કાંઇ ઘણું કામ નહી કીધું હોય તો પણ થાક લાગે છે. વખતે તમો પણ આય રસીલી ચોપડીનાં થોડા પાનાં વાંચતાંજ થાકી ગયા હશો, અને માથું તથા આંખ તણાઇ આવી હશે. એ સઘળાનું કારણ તમારી આંખોની કાંઇ નબળાઇનું છે, માટે જો તમને એ બધું મટાડવું હોય તો એક તમારી આંખને બરનો ચસમો મુંબઇના સઉથી કાબેલ અને હુન્નરમંદ ચસમાવાળા મેશરસ બાલીવાળા એન્ડ હોમીને હાથનો પેહરો. જેઓને રાજા મહારાજાઓ તરફથી ઉંચી સરટીફીકેટો મળેલી છે, અને કેટલાએક સોનાનાં ચાંદો એનાયત કરવીમાં આવ્યા છે. એ લોકના ચસમાથી તમે ધારતા હશો તેનાં કરતાં પણ તમને વધારે ફાયદો થયા વગર રહેવાનોજ નથી.

# પ્રકરણ ૨૩ મું.

——:o:——

## પુત્રે બજાવેલી પીતાની સેવા.

—:o:—

પુત્રની ચાહી કાંઇક મદદ લેવા,
પુત્રે તો બજાવી આએ ઉલટી સેવા.

ધનજીને ભોંયરાંમાં કેદ કરી મારી નાંખવાની યુકતી જે રાતે દુરગાશંકરે કરી હતી તે પછીના બીજા દીવસની સાંજ હતી. આશરે સાત વાગેલા હતા. નાશકના એક પીઠાંમાં કેટલાક પરચુરણ જાતવાળા માણસો બેસીને દારૂ પીતા હતા.

એક તરફ ચાર માણસોની ટોળી બેઠેલી હતી જેમાં દુરગાશંકરનો દીકરો જગધર પણ હતો. જગધરને તેના બાપે રૂ. ૨૦૦ આપ્યા હતા. તેના બાપના નામીચાં કામમાં તેણે મદદ આપી હતી અને તેના બદલામાં દુરગાશંકરે પોતાના આએ પનોતા પુત્રને રૂ ૨૦૦ આપ્યા હતા અને હમણા આએ પીઠાંમાં તે રૂપ્યાના છેવટના રહેલા થોડા-ઘણા ભાગનો દાલવાટલો કરતો તે બેઠો હતો. આખા દીવસ દરમ્યાન તો તેણે અનેક રીતની બદી બદફેલીમાં નાણા ઉડાવ્યાં અને બાકી રહયાં અહીં તે વગે લગાડી દેતો હતો. આવી રીતે મોજ કરવામાં જગધર સાથે બેઠેલા તેના ત્રણ મીત્ર કેવી કીસમના હશે તે સહેજ સમજી શકાશે.

ચારે જણા દારૂ પીતા હતા અને વળી સાથે લાગા છાપ કાંટો રમતા હતા. અંલબતાં એક બીજા સાથે દારૂ પીને ભાઇબંધીથી

તેઓ બેઠેલા અને છાપ કાંટો રમી હાર જીત ચલાવનારાઓ એક બીજાના મીત્રો તો હતાજ પણ એક બીજાના પઇસા જીતી લેવાની પવીત્ર નેમ તેઓએ મનમાં રાખી હતી. જગધર આજે તાજો હતો અને તેની પાસે રૂપ્યા ખડખડતા હતા તે તેના ત્રણ મીત્રો જાણુતા હતા માટે તે રૂપ્યા ખાલી કરાવવાની ધારણા આએ ત્રણ જણ એ રાખી હતી અને તેથીજ છાપ કાંટો રમવામાં સહેજ ચોટ્ટાઇ લુચ્ચાઇ પણ ચાલતી હતી.

દારૂ પીતા જતા, અને વળી સાથે ભુંજણ ખાતા હતા અને નારંગી મોસંબી પણ છરી વડે કાપીને ઉજ્જાળતા હતા તથા અવાર નવાર ભુંજેલા ચણા વટાણાના ફાકા પણ મારતા હતા.

રૂપ્યો ઉછળ્યો અને છાપ પડયો. જગધરે કહયું: "હું જીત્યો; લાવો રૂપ્યો–રૂપ્યો–તોલી દેવો."

તેના ગોઠયા માહેલા એકે કહયું: "નહીં, છાપ તો હું બોલેલો માટે હું જીત્યો; જગધર, રૂપ્યો તું ઉલતો મને આપ."

"કાંઇ વાત છે! છાપ મેં કહેલો." જગધરે વાંધો લીધો.

બાકીના બે મવાલીઓએ શાક્ષી પુરી કે જગધર છાપ બોલ્યો હતો નહી પણ તેનો હરીફ છાપ બોલ્યો હતો માટે હરીફ જીત્યો હતો અને જગધર હાર્યો હતો.

આ બાબત ઉપરથી તકરાર થઇ, સાકી બાકી નીકળી, ગાલ ગલોચ ચાલી અને હાથોહાથ થઇ ગયા. આવી રીતની નાની ઝપાઝપીના બનાવ આએ પીઠાંમાં કાંઇ નવાઇ જેવા હતા નહીં. એવું તો જયાર ત્યાર બનતું હતું માટે તે રમુજી તમાશો જોતા બીજા

છાંટાપાણી માસ્તરો દુર બેસી રહયા અને પીઠાંવાળો પોતે તો ઘરાકોને ગોપતાં ભરી આપવામાં એવો મશગુલ થઇ રહેલો કે તેણે આ બનાવ તરફ ધ્યાન આપવાની ઝાઝી દરકાર કીધી નહીં. ઝપાઝપી થતાં જગધરના જાની મીત્રે જગધરના થોભરાંમાં એવી તો એક મુક્કી લગાવી કે જગધરના બે દાંત ગોસ-મોરડુ થઇ ગયા. જગધરનું ભેજું ફરી ગયું; તેની આંખે સઘળું લાલ દેખાયું અને તેણે નારંગી કાપવાની મોટી છરી ઉઠાવી પોતાના હરીફની છાતીમાં આરપાર ચલાવી દીધી.

હવે આ બનાવથી સઘળો તમાશો જોતા બેઠેલાં માણસો હેબતાઇ ગયા અને જગધરનો હરીફ લોહીમાં ગડગડતો જમીનપર પડી તરફડવા લાગ્યો. છરી ભોંકી દેવા પછીજ પોતાના કામનો ગંભીર ખયાલ જગધરને એકાએક આવ્યો. તેનો દારૂ સઘળો ઉડી ગયો, ભેજાંની ઝેન સમાઇ ગઇ, ઝનુન નાબુદ થઇ ગયું, અને પોતાની કમબખત કઢંગી સ્થીતી તેણે જોઇ લીધી. પોતાના ગોઠયાને લોહીના ખાબોચ્યાંમાં પડીને તરફડતો તેણે દીઠો અને તરતજ તે ત્યાંથી નીકળીને નાઠો. તે દોડયો—ધમધુકાર દોડયો અને થોડેક દુર એક ઝાડીમાં સંતાઇ બેઠો. તેણે દુરથી જોયું કે જબરી દોડધામ થઇ, પોલીસના માણસો દોડી આવ્યાં અને તેને શોધવાની સઉએ કોશેશ કીધી. વળી મોટે મોટે થતી વાતચીત ઉપરથી તેણે સાંભળ્યું કે તેના હાથ ઉપર જખમી થયલો માણસ મરણ પામ્યો હતો.

હવે થોભવામાં પોતાની સલામતી જગધરે જોઇ નહીં અને પોતાની છુપાવાની જગાએથી હરૂસે નીકળી તે જંગલ તરફ દોડયો.

ત્યાંથી લાંબો ચકરાવો લઇને તે ખેતરો કુદાવતો આગળ વધ્યો. સીધો રસ્તો કે સડક લેવાની તેની છાતી ચાલી નહીં માટે જગલમાં થઇને તે પોતાના બાપનાં, વાડીવાળાં મકાન તરફ ચાલ્યો. તે લોહીથી ખરડાયલો હતો અને તેનાં મોહડાંમાંથી—પડી ગયલા દાંતને સબબે— હજી લોહી નીકળતું હતું અને તે લોહી પોતાના મોત્યાંથી તે નુછતો હતો માટે તેના કપડાં ઉપરના લોહીના દાઘ વધ્યા જતા હતા.

ડુરગાશંકરના નદી ઉપરના મકાનમાં દાખલ થવાના બે દરવાજો હતા. એક આગળો દરવાજો હતો અને એક પાછળો દરવાજો હતો. તે પાછળા દરવાજાને તાળું મારેલું હતું અને તાળાંની કુંચી જગધર હમેશાં પોતાની પાસે રાખતો હતો કારણ કે જગધર ઘણી વાર રાતે મોડેથી આવતો અને ગુપચુપ પાછળે દરવાજેથી દાખલ થઇ પોતાના ઓરડામાં જઇને સુઇ જતો હતો.

લગભગ રાતના દશ વાગે જગધર આ મકાન આગળ આવી પુગ્યો અને તેણે તાળું ઉઘાડયું અને ઘેરમાં દાખલ થયો. તેણે જોયું કે આગળાં દીવાનખાનામાં બટી બળતી હતી. તે ઉઘાડે પગે દીવાનખાના આગળ ગયો અને ચીમાઇને જોવા લાગ્યો. દીવાનખાનામાં ડુરગાશંકર બેઠેલો હતો અને ભીંતે ટાંગેલું ઘડીયાળ અવારનવાર જોયા કરતો હતો.

આગળી રાતના કરતુકની નીશાની ઉતાવળે નાબુદ કરવાને ડુરગાશંકર બહુજ ઇંતેજાર અને આતુર હતો. ડુરગાશંકર ઘરડો અને નાતવાન હતો માટે ધનજીની લાશ એકલે હાથે દફન કરવાને પોતાથી

બનવાનું નથી એવું જાણીને તેણે તે ભલાં કામમાં પોતાના—ભુંડી રીત છોડી ભલી રીત ધારણ કરવાની શરૂઆત. કરનારા—પનોતા પુત્રની મદદ માંગી હતી અને રાતના બનતાં સુધી જલદી આવવાની કબુલાત જગધરે આપી હતી. તેટલા માટે જગધરની રાહ જોતો ડુરગાશંકર બેઠો હતો.

ડુરગાશંકર બોલ્યો: “હજી નથી આયો. મેં એને કેહેલું કે જલદી આવજે કે આપણે લાશને ઠેકાણે પાડી દઈશું. એ લાશને ઠેકાણે પાડી દઉં તો નચીંત થઇ જાઉં. જો લાશ પડી રહેશે ને કોહી જશે તો ગંદકી ફેલાશે ને મારી ફજેટી થશે. હવે કેમ કરૂં?”

તે પોતાની જગાએથી ઉઠયો અને હરીકન ફાનસ લઇને પેલાં ફાળકાંવાળી જગાએ ગયો અને ફાળકું તેણે ઉઘાડયું અને ફાનસ અંદર લંબાવી માહે ડોળા તાણીને જોવા લાગ્યો.

આ સઘળો દેખાવ જોતો જગધર પોતે દીવાનખાનાની બહાર બારણા આગળ ચીમાઇને ઉભેલો હતો. એક પાપી ભયંકર ખ્યાલ આ વીખરી ગયલા જવાન્યાના મનમાં ઉભો થયો. તેણે જોયું કે તેનાથી નાશકમા કે તેની આસપાસના કોઇબી ભાગમાં હવે રહી શકાય તેમ હતું નહીં. તેને હવે તો દુરદરાજ નાસી જવું જોઇયે. પણ દુર જવા માટે અને દુર જઇને જીંદગી ગુજારવા માટે તેની પાસે કશું હતું નહીં. ટેબલ ઉપર ચાવીનો જુમખો હતો જે જુમખામાં તીજોરીની ચાવી પણ હતી એવું જગધર જાણતો હતો. વળી તીજોરીમાંથી સવારેજ તેને રૂ. ૨૦૦ ડુરગાશંકરે કહાડી આપયા હતા ત્યારે તેણે જોયું હતું કે તીજોરીમાં નોનોના ચોડા હતા

અને સોનાના ઘરેણાં હતાં. તેને લલચાવીને ગુનાહમાં ગીરફતાર કરનારી સઘળી લાલચો મોજુદ હતી; ફકત વચમાં કુરગાશંકર પોતે એક નડતલ તરીકે હતો. કુરગાશંકર દુર થાય તો તીજોરી ઉઘાડવાનું, તેમાંનો સઘળો અવેજ કહાડી લેવાનું અને દુરદરાજ નાસી જવાનું સહેલું થઇ પડે.

આ ત્રાસદાયક વીચાર જગધરનાં ભેજાંમાં ઉતપન થયો અને તે ધીમેથી કુરગાશંકરની પીઠ પાછળ આવીને ઉભો. કુરગાશંકર ફાનસ હાથમાં લઇને ફાળકાં વાતે ટીંગાઇને વાંકો વળીને ભોંયરામાં જોતો હતો. જગધરે દાંત પીસ્યા જેમ કરતાં તેના પડેલા દાંતના પારા જો કે દુઃખાયા તોપણ તે દુઃખનું ભાણ તેને રહયું નહીં. તેણે પોતાના બંને હાથની મુક્કી જોરમાં વાળી અને પછી કુરગાશંકરને પીઠ પાછળથી એક જોરમાં કકડાવીને લાત મારી અને કુરગાશંકર ચીશ પાડતો ગોલાંત ખાતો ઉટલાઇને ભોંયરાંના તળીયાંમાં જઇ પડયો.

ભોંયરાંમાં પડેલા કુરગાશંકરે એકજ ચીશ પાડી; તે પછી તેનો અવાજ સંભલાયો નહીં; તે બેહોશ થયો હતો કે મરણ પામ્યો તે જાણવાની કનવાર આએ કદરદાન હેતવંતા દીકરાએ કીધી નહીં.

જગધરે તરતજ પોતાનું કામ ચાલુ કરયું. તેણે ટેબલ ઉપરથી કુંચીનો જુમખો ઉપાડયો અને ખુણામાં મુકેલી તીજોરીનું બારણું તેણે ઝપાટામાં ઉઘાડયું અને માહેથી નોટો અને સોનાના ઘરેણાં કહાડવા માંડયાં. જેટલું બન્યું તેટલું બધું કહાડી તેણે ટેબલપર એકઠું કીધું. વળી તીજોરીમાં એક રીવોલવર હતી તે પણ તેણે પોતાની સાથે લઇ જવાની મનસબે કહાડીને ટેબલપર મુકી.

પણુ આ વખતે ધડાકાબંધ દીવાનખાનાનું બારણું ઉઘડી ગયું અને પોલીસ ટુકડી દરવાજામાં ઉભેલી જગધરે જોઇ. તેની ધરપકડ માટે તલાશ કરતી આ ટુકડી અહીં સુધી આવી પુગી હતી. છટકાંમાં પોતે સપડાયો હતો એવું જગધરે જોઇ લીધું. તે તરતજ ટેબલ આગળ દોડયો અને તીજોરીમાંથી કહાડેલી પીસ્તોલ ઉપાડીને તેણે પોલીસ ટુકડી તરફ ટાંકીને છોડી. એક સીપાઇ જખમી થયો પણ તરતજ પોલીસના બીજા માણસોએ પોતાની રીવોલવરો કહાડી. હવે શરણુ થવા સીવાયનો છુટકો નહીં હતો એવું જગધરે જોયું પણ એક નહીં પણ ત્રણુ ખુન તેણે કરેલાં હતાં એમ તે જાણતો હતો. પોતાના મીત્રનું, પોતાના પીતાનું અને પોલીસ સીપાઇનું મરણુ નીપજાવવા જેવું તેણે કરયું હતું માટે જીવતાં જીવત શરણુ થવાના કરતાં પોતાનાં મુરદાંને શરણુ કરવાનું તેણે દરૂસ્ત વીચાર્યું અને તેટલા માટે તેણે પોતાની પીસ્તોલ પોતાનાં મોંહડાંમાં મુકીને ફોડી, તાળકી અને ડાચું ફાટીને ચુરો થઇ ગયું અને જગધર મુરદું થઇ જમીનપર પડયો.

પાપી પીતાના આએ બીજા બદમાશ દીકરાનો આ પ્રમાણે છેડો આવ્યો.

પોલીસ ટુકડી ઓરડામાં હવે ધસી આવી અને જગધરને તપાસ્યો જેનું ખાલી ખોખું પડેલું હતું. પિણ પેલું ભોંયરાનું ફાળકું હજી ઉઘાડુંજ હતું અને તેમાંથી કોઇ માણસનો કાંસવાનો અવાજ સંભળાયો. પહેલાં તો પોલીસે તપાસ કીધી, કારણકે ભોંયરાંમાં એકાએક ઉતરવાનું પોલીસના માણસોએ સલામતીભરયું ધારયું નહીં. રસી વડે ફાન્દસ બાંધીને તે તેઓએ નીચે ઉતારયું

અને એક માણસને ત્યાં લાઇલાજ પડેલો તેઓએ દીઠો. તે પછી બે માણસો હીંમત કરીને, હાથમાં રીવોલવર લઇને ભોંયરામં ઉતર્યા. થોડે વારે દુરગાશંકરને બહુજ મહેનત અને કષ્ટીથી દોરડ વડે બાંધીને બહાર કહાડયો. તેના બંને હાથ અને બંને પગ ભાંગી ગયા હતા અને તેનું કલેજુ ટપકાયું હતું. તે અરધી બેહોશીમ હતો અને બેહદ દુઃખ દરદથી દયા ઉપજાવે તેવી રીતે તાંણ તો કરતો હતો.

---

## પ્રકરણ ૨૪ મું.

—:o:—

### "ખુદા તુને માફી બક્ષે!"

—:o:—

હુકનો છે ઇનસાફ ને તેનીજ રજા
હક દેશે રાહત ને કરશે સજા,
હક દેશે હયાત ને દેશે કઝા
હક લેશે કીનો ને દેશે લજા
વેરનો સખ્ત ફટકો મારનારબી તેજ
ગુનાહોની માફી બક્ષનારબી તેજ.

"બહુ દુઃખભરી ખબર લાવ્યો છું શેઠજી." નારાયણ બોલતો હતો.

ધનજી એક ઇજીચેર ઉપર આલોટાઇને પડેલો હતો અને તેની સાંમે એક ખુરસી ઉપર નારાયણ બેઠેલો હતો. દુરગાશંકરના મકાનમાં જે રાતે છેલ્લો બનાવ બન્યો, યાને પોતાના બાપનું ખુન

કરવાની કોશેશ કરવા પછી જગધર આપઘાત કરીને મરણ પામયો તે રાત પછીની બીજી સવાર હતી. સવારનો પરોઢયામાં નારાયણ બંગલેથી નીકલયો હતો અને ડુરગાશંકરને મકાને તલાશ કરવા ગયો હતો અને સઘળી બાતમી મેલવી આવ્યો હતો.

"એવી તે શું ખબર તમો લાવ્યા છો, નારાયણ? કહોની." ધનજીએ પુછ્યું.

પોતે જે બાતમી મેલવી હતી તે સઘળી નારાયણે કહી સંભળાવી.

"અરે અરે—તોબહ! તોબાહ! ઘણો દુઃખ ભર્યો અંત આવ્યો." ધનજી ખરાં દીલથી દાઝીને બોલ્યો, "કેવો અફસોસકારક બનાવ!"

"ઘણો દુઃખદાયક બનાવ બન્યો છે, શેઠજી. અફસોસ કરવાજોગ છે."

"ડુરગાશંકર હમણા કયાં છે! કેમ છે?"

"નદી આગળના મકાનમાંજ હજી છે. આખા ઘર અને વાડીનો પોલીસે કબજો લીધો છે. બાળકીશણાની ધણીયાંણીને તાર કીધો હતો માટે તે હમણાજ આવી પુગી છે. ડાકટર હાજર છે અને ડાકટર જણાવે છે કે ડુરગાશંકર આજનો આખો દહાડો કહાડે એવી વકી નથી."

"ડાકટર કોણ છે?"

"આપણો ઓળખીતોજ છે, ડા૰ રામચંદર ઝવેરી,"

"તે તો ઘણો બાહોશ છે. તેણે મત આપ્યું તે વજનદાર ગણાવું જોઇયે, પણ ડુરગાશંકર તો બેહોશીમાં હશે."

"નહી. સુધીમાં છે. હાથ પગ અને પાસળાંના હાડકાં ભાગી ગયાં છે અને કલેજુ થપકાયું છે. બીચારો ઘણીજ તાસચીસ કરેછ."

"ગરીબ બીચારો. હવે મને એવી દયા આવે છે." ધનજી વટવટીને બોલયો. "એને કાંઇબી કરવાનું બાકી રાખ્યું નહી. આખી જીંદગી દગાબાજી અને ઠગાઇ કરવામાંજ પસાર કીધી અને છેલ્લાં ધરડેધરડપણુ મારૂં ખુન કરવાની કોશેશ કરતાંબી એ અટકયો નહી. હું એની ઉપર મારૂં અને ફરેનીનું વેર લેનાર હતો પણ વેર તો બીજીજ રીતે, બીજાજ હાથે લેવાયું અને તેબી કેવી ત્રાસદાયક રીતે લેવાયું !"

"હું તો બહારોબહારથી સઘળી ખબર મેલવીને આવ્યો છું. પોલીસના માણસો અને ડાકટર સાથેજ વાતચીત કરીને હું તો પાછો ફરયો છું. મને ફુરગાશંકરની મુલાકાત કરવી છે માટે હું તો પાછો તેને મકાને જાવું છું," નારાયણ ઉભો થઇને બોલયો.

"હવે હમણાં? નહી, ભાઇ નહી. હવે એને હેરાન કરવો નહી જોઇયે એને સજા પુંરતી થઇ ચુકી છે અને એને એની મરતી ધડીએ એને વધારે દુઃખી ને હેરાન કરવો એ આપુને સજાવાર નથી. એમાં પરવરદેગાર રાજી નથી. તમો ના જાઓ" નારાયણનો હાથ પકડીને ધનજીએ કહયું.

"શેઠજી, એ ગમે તેવો મુજી ને પાપી હશે પણ હું એવો મુજી નથી કે એને એની છેલ્લી ઘડીએ દુઃખી ને હેરાન કરૂં. એને દુખી કરવા કે સજા કરવા હું જતો નથી. મારાથી બની શકે તો મારી માતાની વાત સઘળી એનાથી જાણવાની મારી મતલબ છે

અને હું એને એવું પણ કહેવા માગું છું કે મારી તરફના અપરાધ મેં માફ કીધા છે. મારી બીજી કોઇબી મતલબ નથી," નારાયણે જવાબ દીધો.

"શાબાશ; તમારા આવા વીચાર જાણી મને ઘણોજ આનંદ ઉપજે છે. પણ ચાલો ત્યારે હુંબી તમારી સાથે આવું છું. હુંબી એને કહીશ કે એના મારી તરફના અપરાધ મેં માફ કીધા છે. એની મરતી ઘડીએ એને થોડીબી રાહત થશે તો હું ઘણો ખુશી થવશ. હું એને સધીયારો આપશ, ચાલો."

તરતજ તેઓએ મોટર તઇયાર કરાવી અને તેમાં બેસીને તેઓ દુરગાશંકરને મકાને ઉતાવલે જઇ પુગ્યા.

ડા૦ રામચંદર ઝવેરીને ધનજી સાથે ઓળખાણ હતી. નાસકની મોટી હોસપીટલમાં રામચંદર તબીબ હતો અને ઘણો હુશીયાર તેમજ લાયકીવાલો હતો. દુરગાશંકર પોતાના બીછાણા ઉપર તાસવીસ કરતો પડયો હતો અને બાલકીશણાની ધણીયાણી તેની સારવાર કરતી હતી તથા ડાકટર રામચંદર તેની પાસે બેઠેલો હતો.

ડાકટર ધનજીને જોતાંજ ઉભો થયો અને ધનજીની આગળ ગયો અને શેકહેંડ કરી વાતચીત ચલાવવા લાગ્યો.

"ડાકટર સાહેબ, દુરગાશંકરની તબીયત કેમ છે?" ધનજીએ પુછ્યું.

"ઘણાજ વીક થઇ ગીયા છે. નાડ ધીમી પડતી જાયછ ને હાર્ટ ઘણુંજ નબલું થઈ ગયુંછ. બીજા અંદર કે વીશ કલાક ભાગયે કહાડે એમ હું ધારૂંછ."

"એવણુને આવો અકસમાત કેમ થયો હશે?"

"એ પોતે કહે છે કે એના દીકરાએ એને લુટવાની મતલબે ભોંયરામાં ફેંકી દીધો. આવી રીતે ભોંયરામાં દીકરો કેમ ફેંકી શકે તે સમજી શકાતું નથી. દીકરો—જગધર જે આપઘાત કરીને મરણ પામ્યો છે તે—આપના કરતાં જોરમાં વધુ બળવાન હોય એમ મને લાગતું નથી માટે કાંઇ ભરમ જેવું લાગે છે અને એને દાબીને પુછાય તેવો સમો પણ નથી."

"તમો ધારો છો કે એનો વખત હવે ભરાઇ ગયો?"

"મારી પુરેપુરી ખાતરી છે અને એ પોતેબી પોતાની અજલ આવેલી સમજી ગયો છે. હમણાજ એને પોતાનું વીલ નવેસરથી કીધું."

"મને ડુરગાશંકર સાથે બહુ લાંબા વખતની ઓળખાણ છે," ધનજીએ કહયું; "અને મારે એવણ સાથે કેટલીક અગતની વાત કરવી છે. મને એવણ સાથે ખાનગીમાં બે મીનીટ વાત કરવાની પરવાનગી આપશો?"

"ઠીક છે, વાત કરો. હું ઓરડાની બહાર જાવું છું પણ નજદીકમાંજ રહીશ. મારી અગત પડે તો તરતજ મને બોલાવજો; બનતાં સુધી એને એકસાઇટ કરતા ના." ડાકટરે કહયું.

ડાકટર રામચંદર અને બાળકીશણાની ધણીયાણી ઓરડાની બહાર ગયાં અને ધનજીએ ઓરડાનું બારણું બંધ કીધું. તે પછી ધનજી અને નારાયણ ડુરગાશંકરના પલંગની નજદીક ગયા. ડુંરગાશંકરનો હાલ અવતાર અને તાસ્કીસ જોઇને ધનજીના દીલમાં સુંઠાઇ આવ્યું અને તેની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં.

ડુરગાશંકરે હલવેથી આંખ ઉઘાડી અને તેની પહેલી નજર નારાયણ ઉપર પડી. તેણે ડોળા ફાડીને નારાયણ તરફ જોયું અને ધ્રુજતા ધીમા અવાજે બોલ્યો. "ઓ!—તું—તું! ગોપાલ!"

"ડરો ના ડુરગાશંકર, હું ગોપાલ છું, પણ—"

"તું ગોપાલ છે? હા ગોપાલ છે! તું આવ્યો? આએ વખત આવ્યો? મારી ઉપર વેર લેવા આવયો?"

"નહી. વેર તો વળી ચુકયું છે—મારા જેવા નાચીજ નબળા હાથથી નહી પણ વીધાતાના જેવા બળવાન સરવોતમ હાથથી. હું તો તમોને કહેવા આવ્યો છું કે તમોએ મારી તરફ જે અપરાધ કરયો છે તેને માટે હું મારા ખરા અંતકરણથી, ઇશ્વર સમક્ષ, ક્ષમા કરૂં છું. ડુરગાશંકર, હું તમોને સખ્યારો આપવા આવ્યો છું." નારાયણે બહુજ માયાથી કહયું. "તમો ડરોના, ધીરજ ધરો."

"ખરેખર તું મને ક્ષમા કરે છે? ફરીથી બોલ—ફરીથી બોલ. મને કહે કે તેં મને માફી બક્ષી. અરે બોલ—બોલ." ડુરગાશંકર બહુજ મુશકેલીથી પણ જોશભેર લાગણીથી ધ્રુજતા અવાજે બોલયો.

"ફરીથી કહું છું કે મારાં ખરાં અંતકરણથી મેં તમોને માફી બક્ષી છે અને ઇશ્વર આગલ વીનંતી કરૂં છું કે તે તમને ક્ષમા કરે." ડુરગાશંકરનો ધ્રુજતો હાથ પોતાના હાથમાં લઇને નારાયણ બોલયો.

"અને હું પણ તમોને માફી બખશું છું," ધનજી બોલ્યો.

ડુરગાશંકરે પોતાની આંખ હવે ધનજી તરફ ફેરવી. તેનો દેખાવ એવો થયો કે ધનજી અને નારાયણને ફાલ પડી કે રખેને આ ઘડીએજ તે સદાને માટે દબાઈ જાય.

દહરતા અવાજે દુરગાશંકર બોલ્યો; 'ધનજી, દારાબશાહ, જીવતો જાગતો? કે છેલ્લી ઘડીએ મારા કરતુકની પુરેપુરી સજા કરનારો ધનજીનો ભુત!"

"હું ધનજી છું, દારબશાહ છું. જીવતો જાગતો છું. બીહો ના દુરગાશંકર, કોઇબી માણુસ જાત હવે તમોને કાંઇબી કરી શકવાનું નથી, અને કરી શકે તો એજ કે તમોને ધીરજ અને રાહત આપી શકે. હું તમોને ધીરજ અને રાહત આપવાની કોશેશ કરૂંછ દુરગાશંકર. ખુદાની મહેરબાનીથી અને અમારા મીત્રની મદદથી હું બચવા પામયો છું. ખરૂં કહું તો તમારી ઉપર હડહડતું વેર લેવાના મેં સખત સોગંદ ખાધા પણ ખુદાએ તમોને—"

"બસ બસ વધુ ના બોલ—મને વધારે ના રીબાવ."

"હું તમોને માફ કરૂં છું દુરગાશંકર અને ખુદા આગલ દુવા ગુજારૂં છું કે તે તમોને માફ કરે. દુરગાશંકર હું તમારી સેવા બજાવવાને તઇયાર છું, મારા જોગું કાંઇ કામકાજ હોય તો કહો, મારી આંખોને જોરે તે હું બજાવીશ." ધનજીએ કહયું.

"હું નીરાસ નાસીપાસ થઇ ગયો છું. પણ મારા બાળકીશણાની ધણીયાણીને અને તેની હમણા નાજુક હાલત છે માટે તેને બાળક થાય તો તે બાળકને સુખી કરવાની તમો કાંઇ કોશેશ કરશો તો મારો આત્માં આનંદ પામશે," દુરગાશંકર બોલયો.

'એ બાબતમાં મારાથી બનતું કરીશ, તમો નચીંત રહેજો," ધનજીએ કહયું.

"મેં દુન્યા સાથે દગો કરયો અને આખરે મારા દીકરાએ મારી

સાથે દગો કરી મને સજા પુગાડી. હું તારાજ હાલતે કમોતે મરૂંછું. મોટી દોલત છતાં દુખી દીલ અને તુટેલાં જીગર સાથે તે દોલતને આપદેતો મરૂંછું. જીવતા રહેજો સુખી રહેજો—મેં તમારી સાથે ઘણી બુરાઇ કીધી માફ કરજો!"

"પણ ડુરગાશંકર, મને કહો, મારી માનું શું થયું? નારાયણે (જેને ગોપાળને નામે ડુરગાશંકરે ઓળખ્યો હતો તેણે) કહયું: "તે સઘળું હું જાણુતો નથી પણ જાણવાને ઘણોજ આતુર છું."

"હું કહું છું-બેસો. મારાં કીધાં કરતુકનો છેવટનો અને ખરો એકરાર કરૂં છું. તે સાંભળવા પછી તું તેનો બદલો લઇ શકવાનો નથી, કારણ કે મોતનો પંજો મારી ઉપર પડી ચુકયો છે. તે કરતાં મારે માટે જીવવાના જે પાંચ દશ કલાક છે તે દરમ્યાન તું બદલો લેવા માંગતો હોય તો ભલે–લઇ લેજે–તે લેવાનો તુંને હક છે."

"નહી; ડુરગાશંકર હવે વેર અને બદલાની વાતજ ભુલી જાઓ. મારી માને લગતી હકીકત મને કહો. બીજું કાંઇબી મને જોઇતું નથી-બીજું કાંઇબી હું માંગતો નથી."

"ત્યારે બેસો–હું બધું કહું છું-સાંભળો."

નારાયણ (ગોપાળ) ની માતાને લગતી ડુરગાશંકરે જે વાત કહી સંભળાવી તે-નારાયણ (ગોપાલ) ની આગળી સઘળી તવારીખ રજુ કરીને તેમાંજ આપણે તે સમાવી લઇશું.

---

# પ્રકરણ ૨૫ મું.

——:*:——

## ગોપાલ (નારાયણ) ની તવારીખ.

—:o:—

માતાના મરણનો જાણ્યો ભરમ
જાણ્યું કે થયો જાલીમનો જુલમ.

ધનજી ઉપર ચોરીનું અને આગ લગાડવાનું તોહમત ડુરગાશંકરે મુકયું હતું તેની બે વરસ અગાઉ યાને હમણા આપણે આ વાર્તાના ભાગ ઉપર આવ્યા છીયે તેને આશરે ૧૬ કે ૧૭ વરસની વાત ઉપર ગોપાળ (હવે આપણે નારાયણને 'ગોપાળ'ને નામેજ ઓળખીશું તે) વીશ કે એકવીશ વરસની ઉમરનો હતો તેનો પીતા મરણ પામ્યો હતો અને માતા સાથે તે રહેતો હતો. ડુરગાશંકર અસલથીજ કરતુકનો પુરો હતો. સોલીસીટરની પરીક્ષા પસાર કરવા પછી તેણે જુદી આપીસ માંડી અને ત્યારથી પોતાના કુળો સાથે દગાફટકા ચલાવી પોતાની પેટી અને પેટ ભરી લેવાનીજ તાલીમ તેણે લેવા માંડી હતી. દરેક બાજી તે ખેલતો અને તેમાં જીત મેળવતો. એકબી વખત તે હાર્યો હતો નહીં અને એમ જીત મળવાથી તે વધારે અને વધારે કાળાં ધોળાં કરતોજ ગયો. તેના ભાઇબંધ સોલીસીટરો, અને બારના મેમબરો તેને માટે હલકું મત ધરાવતા હતા અને તેનું ઝાઝું વજન હતું નહી પણ પોતાનું કામ તે હમેશાં એવી સફાઇથી કરતો હતો કે કદીબી સપડાતો નહી.

ગોપાળની માતા કાશીબાઇ ડુરગાશંકરની પડોશમાં રહેતી

હતી. ગોપાળ તે વેળા એક મરાઠા નાટક કંપનીમાં નોકરી હતો અને અચ્છા એકટર તરીકે તેણે નામ કહાડયું હતું. એકવાર કાશીબાઇ પંઢરપુરની જાત્રાએ જવા નીકલી અને ડુરગાશંકર પણ તેની સાથે જવા તઇયાર થયો. ગોપાળ તો ઘરમાંજ રહયો કારણ કે તેને નાટક કંપનીમાંથી રજા મળી શકી નહી. તે વેળા તેઓ મુંબઇમાં રહેતાં હતાં અને ગોપાળની નાટક કંપની મુંબઇમાં હતી અને ત્યાંથી દખણ તરફ જનાર હતી.

ડુરગાશંકરે એવી લાંબી લાંબી લતરાજ ભરી વાતો કાશીબાઇ આગલ કીધી કે કાશીબાઇનો તેની ઉપર પુરેપુરો વીશવાસ આવ્યો અને પોતાની સઘળી માલમતા તેણીએ ડુરગાશંકરને સોંપી અને તેણી જાત્રાએ નીકળી. ઘરથી રવાના થવા અગાઉ તેણીએ પોતાના દીકરાને બોલાવીને કહયું કે "તું કાંઇ ચીંતા કરનો ના; હું સહીલામત પાછી આવશ; પણ જો કાંઇ ન ધારેલું બનશે તો ડુરગાશંકર શેઠ તને મારૂં સઘળું આપશે ને તુંને સુખી કરશે."

ગોપાળને પણ ડુરગાશંકર ઉપર ભરૂસો હતો માટે તે કશું બોલયો નહી. પંઢરપુરની જાત્રા જવા પછી ત્યાં કોલેરાની રોગ જોશ ભેર ફાટી નીકલ્યો. ડુરગાશંકરે આ તકનો લાભ લીધો. તે કાશીબાઇને સમજાવી નાશકની પડોશના પોતાના વાડીવાલાં મકાનમાં લઇ ગયો અને ત્યાં દગાબાજીથી પેલાં ભોંયરામાં તેણીને નાખીને ડુબાડીને મારી નાખી અને પછી ભોંયરાંમાંથી પાણી ખાલી કરી દઇ તે ભોંયરાંની જમીનમાં તે બાઇની લાશ તેણે બહુ ઉંડો ખાડો ખણીને દાટી દીધી.

આવું કરતુક કરીને તે પંઢરપુર ગયો. તેના સારાં નસીબે એક

બીખારણુ કોલેરાથી મરણુ પામી અને તે બીખારણુ તે કોઇજ નહી પણ કાશીબાઇ હતી એવું દુરગાશંકરે ઉડાવી દીધું અને તેણીની લાશને અગ્નીદાહ કરવામાં આવી. તે વીશેની ખબર તેણે એક કાગલ મારફતે ગોપાળને આપી. ગોપાળની નાટક કંપની તે વેલા મધરાસમાં હતી. ગોપાળ પોતાની નોકરી છોડી તરતજ મુંબઇ આવી પુગ્યો.

દુરગાશંકર આગળ ગોપાળ હાજર થયો અને દુરગાશંકરે બહુ દીલાસો દઇ ગોપાળને ધીરજ આપી અને કહયું: "પુત્ર તારી ભલી માતા તારે માટે રૂ. ૨૦૦ મને આપી ગઇ છે જે હું તુંને આપીશ. તું રાખજે અને ગમે તેમ ખરચજે."

"રૂ. ૨૦૦! ફકત રૂ. ૨૦૦!" ગોપાળે પુછયું "એમ કેમ બને? મારી મા પાસે તો રૂપ્યા સાત–આઠ હજાર હતા."

"બેટા, તે હશે પણ ખરચી નાખયા હશે. મને તો તેને જે કાંઇ આપ્યું છે તે હું તને આપું છું."

"પણ મારી માના પઇસા ગીયા કયાં?"

"તે હવે હું શું જાણું! મને આપ્યા હતે તો હું તે મારી પાસે. રાખવાનો છું! કેઇ દુન્યાને માટે એવું પાપ કરૂં? મારી પાસે શું ઓછું છે કે વળી કોઇનું લેવું?"

"ને મારી માના ઘરેણા હતાં તે કયાં ગયાં?"

"ઘરેણાની વાત તો હું કશી જાણતો નથી."

"તહારે મારી મા તદન લાચાર હાલતમાં હતી?"

"તે બીચારી જેમ તેમ ગુજારો ચલાવતી હતી અને જાત્રે જવા નીકળી ત્યારે મેં એને થોડું ઘણું આપ્યું એવું ધારીને કે

જાત્રે જવાની કોઇ ઇચ્છા જણાવે તો પુન્યના કામમાં મદદ આપવી. તું ચીંતા ના કરતો. તુંને કોઇ દહાડે પાંચ દશ રૂપ્યા જોઇતા હોય તો માંગજે; હું આપીશ."

જવાન ગોપાળને આ બાબતની કશી સમજ પડી નહી અને તે બહુજ ગુંચવાયો. ડુરગાશંકર સામે બોલવાની કે તેની ઉપર કશું તોહમત મુકવાની તેની છાતી ચાલી નહી.

દીવસો સુધી ગોપાળ ગુચવાડામાં પડેલો દબાયલો ફરયા કીધો અને એક તરફથી પોતાની માતાના અકાળ મરણનો તેને ભારે ગમ ઉપજ્યો હતો તેમ વળી ડુરગાશંકરની વરતણુક અને યકીનદારી માટે તેને શક ઉપજ્યો હતો. તે ખુદરતી રીતે અતીશય ચંચલ હતો ખરો પણ નાની ઉમરને સબબે કાચી સમજદારીનો હતો અને દુન્યાદારીનો તેને ઝાઝો ખ્યાલ કે અનુભવ હતો નહીં.

થોડા દહાડા જવા પછી એક દહાડે ફરીને કાંઇ પુછપરછ કરવા ડુરગાશંકરને ઘરે ગોપાળ જઇ પુગ્યો. તે ડુરગાશંકરના ઓરડામાં દાખલ થતાંજ અચકી ઉભો રહી ગયો. ડુરગાશંકર પોતાના દીકરા બાળકીશણા સાથે વાતે બેઠો હતો અને તેમની વચે સોનાની બે બાંગડી મુકેલી હતી. તે બાંગડી જોતાંજ ગોપાળે તે ઓળખી. તેની મરનાર માતા કાશીબાઇની તે બાંગડી હતી. ગોપાળ તરતજ ઓરડામાં ધસી ગયો અને તે બંને બાંગડી તરાપ મારીને ઉપાડી લીધી અને બોલ્યો.

"આ મારી માની બાંગડી. તમે કયાંથી લાવ્યા?"

"મુકી દે—અતર ઘડી મુકી દે—નહી તો પોલીસને બોલાવી

હાથમાં પાંખડું આપીશ." ડુરગાશંકરે કહ્યું. "કેમ કોઇના માલને એકદમ હાથ લગાડે છે? કોણુના બાપની બાંગડી ને શેની વાત?"

"મારી માની બાંગડી તમે ચોરી છે." ગોપાળ બોલ્યો. "આએ મારી માની બાંગડી—હું ઓળખું છું. મેં ઘણીવાર મારી માના હાથપર એ જોયલી."

"છોકરા, આમ ઉતાવળો ના થા. શું છે મને સમજાવ." બાળકીશણા વચે પડયો અને ગોપાળને સમજાવવા માંડયો. "તું નાદાન છે માટે એમ બોલે છે. બેસ ઠંડો પડ."

"મારી માના ઘરેણાં બધાં આએ ડુરગાશંકરે લીધાં છે" ગોપાળ ઉશકેરાઇને બોલ્યો. "આએ બાંગડીપરથી બધી સાબેતી મળી આવે છે."

"અરે છોકરા એમ આબરૂદાર માણસ ઉપર તોહમત નહી મુકીયે. લાવ જોવું, બાંગડી કેવી છે?" ગોપાળના હાથમાંથી બાંગડી લઇ બાળકીશણાએ કહ્યું "તો ભલા આદમી, આવી બાંગડી તે શું દુનીયામાં એકજ હોશે! કદાચ તારી માની એવી બાંગડી હશેબી, પણ તેથી એમ નથી ઠરતું કે કોઇ બીજા પાસે એવી તરાંહની અને એવી બનાવતની બાંગડી ન હોય."

"જો છોકરા, ફરીને મારા ઘરમાં આયોછ ને ફરીને એવી લાંબી ટુંકી વાત કીધી છે તો તારૂં નખોદ વાળીશ. તું શું કરનાર છે? લે હું તુને કહુંછું કે તારી માના ઘરેણાં મેં લીધાં, તારી માના પઇસાબી મેં લુટયા. જા તારાથી થાય તે કરી લે." ડુરગાશંકરે દમ ભરાવીને તરારો મુકીને કહ્યું. "તારો શાક્ષી કોણ છે?

તારું ચાલશે શું? તું બે બદામનો પીંજારો તું કરી શું શકવાનો? હું તુંને કચડી નાખીશ; ચમટીમાં પકડી ચોળી નાખીશ. નીકળ ઘરમાંથી બહાર."

"ઠીક છે: ત્યારે હું જાઉં છું." ગોપાળ બોલ્યો: "ખરું છે કે હું હમણા કશુંબી કરી શકવાનો નથી, પણ હું કસમ ખાઉં છું ને મારી માના સોગંદ લઉં છું કે મારી આખી જીંદગીમાં એકજ નેમ ધરાવી રાખશ કે તારી ઉપર વેર લેવું. આજે નહી તો પાંચ વરસે, પચીશ વરસે તારું નખોદ વાળીશ. યાદ રાખજે—ગોપાળ તારી ઉપર વેર લેશે—યાદ રાખજે!"

આ પછી ગોપાળ ત્યાંથી રવાના થઇ ગયો અને ડુરગાશંકરે તેની કશીબી દરકાર કીધી નહી. ડુરગાશંકરે ઠરેલા એકરાર મુજબ કાશીબાઇના સાત હજાર રૂપ્યા રોકડા અને આઠ હજાર રૂપ્યાંના ઘરેણા ડુરગાશંકરે હજમ કરી દીધા હતા.

ગોપાળ બીજે મહીને જંગબાર ગયો અને ત્યાં પોલીસમાં નોકરી રહયો. ડીટેકટીવ ખાતાંમાં તેણે બહુ લાંબો વખત નોકરી બજાવી અને પછી ત્યાં (અમેરીકાથી મોટા દોલત મેળવીને પાછો ફરેલો) આપણો ધનજી જઇ લાગ્યો.

જંગબાર જવાનું ધનજીને ખાસ કારણ હતું. કરોડપતી અમેરીકન મી૦ ગોલ્ડ ફીલ્ડ તે આપણા ધનજીનો મુરબ્બી અને મહેરબાન, જંગબારથી થોડેક દુર માહેલા ભાગમાં મોટી ગંજાવર કોલસાની ખાણુની માલેકી ધરાવતો હતો અને તે ખાણુને લગતી ચોકસ ગોઠવણો કરવા તથા કેટલીક બાબતોને નવેસરથી ગોઠવવા

વનજી જંગબાર આવ્યો હતો. મી૦ ગોલ્ડ ફીલ્ડના આડત્યાઓને તે મળ્યો અને જે કામ કરવું હતું તે તેણે બજાવવા માંડયું. તે "ઝેનોબા કોલેરી" નામે ઓળખાતી કોલસાની ખાણ ઘણીજ આબાદ હતી અને ગંજાવર આવક કરી આપનારી હતી. પોતાના ધંધાના કામમાં ધનજી રોકાયલો હતો તે દરમ્યાન ગોપાળ સાથે એક અજબ સંજોગથી ધનજીને ઓળખાણ પડી.

## પ્રકરણ ૨૬ મું.

—:o:—

### ધનજી-ગોપાળ વચ્ચે દોસ્તી કેમ પડી?

—:*:—

અજાયબ થયો આ સંજોગનો સાથ,
એમાંભી હશે કાંઇ કુદરતનો હાથ.

ગોપાળ સાથે ધનજીની ઓળખાણ થયાનો બનાવ વીચીત્ર હતો, ગોયા ખુદરતે તેમને બંનેને એક બીજા સાથે જોડવા માંગ્યા હોય તેવો તે બનાવ બન્યો હતો.

વાત એમ બની હતી કે જંગબાર જઇ પુગવા પછી જે હોટલમાં ધનજીએ ઉતારો લીધો હતો તે હોટલની નજદીકમાં એક દીવસે કોઇ આરબ વેપારીનું ખુન થયું હતું અને તે ખુનની તલ્લાશ કરવામાં એક ડીટેકટીવ ઓધેદાર તરીકે ગોપાળ રોકાયો હતો. ખુનવાળા બનાવ પછી હોટલના વરંદામાં બેસીને ધનજી ન્યુસપેપર વાંચતો હતો. ધનજીની નજદીકમાં એક યુરોપીયન બેઠો હતો, જે યુરોપીયન

સાથે ધનજીને ઓળખાણ પડી હતી. ન્યુઝપેપર વાંચતાં અવારનવાર તે યુરોપીયન સાથે વાતચીત પણ કરતો હતો. તે પેપરમાં ઉપલાં ખુનવાળી બાબત ઉપર લખાણ થયલું હતું. ધનજી અને યુરોપીયન જ્યાં બેઠેલા હતાં તે જગાથી થોડેક છેટે એક સોંમાલી જેવા દેખાવનો માણસ સર સામન સાફ કરવામાં રોકાયલો હતો અને તે માણસ ધનજી અને તે યુરોપીયનની વાતચીત ઉપર કશું લક્ષ દેતો ન હોય તેમ લાગતું હતું બળકે તે સોમાલી નોકર ઇંગ્રેજી ભાષાથી માહીતગાર હોય એવું પણ જણાતું હતું નહીં.

પેપર વાંચતાં ધનજી બોલ્યો: "મરનાર આરબ વેપારીનો એક નોકર હતો જે ગુમ થયલો જણાય છે અને પેપરમાં લખ્યું છે કે તે નોકરનો સાહયો મરનાર આરબની લાશની પાસેથી મળી આવ્યો હતો."

યુરોપીયને કહયું: "ત્યારે તે નોકરેજ ખુન કીધું હશે."

"એવી અતકળ બાંધવાનું તમોને કેમ કારણ મળયું?"

"હું એમ ધારૂંછ કે તે નોકરે ખુન કીધું હશે અને પછી નાસી ગયો હશે અને પોતાનો સાહયો પાછળ મુકી ગયો હશે."

"પણ એકજ જાતના બે સાહયા દુનયામાં શું નહીં હશે?"

"હોયબી પણ આએજ જગાએ એકજ જાતનો બીજો સાહયો કેમ આવી શકે? હું સમજી શકતો નથી."

ધનજી બોલ્યો; "એક દાખલો લેવો. ધારો કે એક જણ એક ઘરમાંથી ચોરી કરવાનો ઠરાવ કરે છે; તેની પાસે એકજ બનાવત અને એકજ તરાહ અને પેત્રનના બે સાહયા છે. તે પોતાનો એક

સાહયો પેલાં ઘરના એક નોકરને ભેટ આપે છે; બીજે દહાડે ચોરી થયલી જણાય છે અને પેલાં–નોકરને ભેટ મળેલો સાહયો મળી આવે છે. સાહયો ભેટ આપ્યો એવું સઉ કોઇ જાણે છે પણ તેવાજ બે સાહયા હતા એવું કોઇ જાણતું નથી તો પછી સાહયાની ભેટ લેનાર માણુસ ઉપર તોહમત આવી શકે કેની?" ધનજી બોલ્યો અને તેમ કહેવામાં તેણે ખુદ પોતાની તવારીખનો એક નાનો ભાગ રજુ કીધો અને ડુરગાશંકરની આફીસમાંથી ચોરી થવાના અને આફીસમાં આગ લાગયાના બનાવ વખતે તેના બદન માહેલા ઓવરકોટને કારણુથી જે શક ઉપજયો હતો તેનો તેને આ વેળા ખ્યાલ આપ્યો.

"તમોએ આવી બાબતમાં ઘણું ધ્યાન દોડાવ્યું છે." પેલો યુરોપીયન હસીને બોલ્યો: "તમે બેરીસ્તર હોવો અથવા એક ડીટેકટીવ હોવો તેવી રીતે વાત કરો છો મીં૦ અમેરીકન."

"તેવું કશું નથી. કેટલાંક વરસોની વાત ઉપર મુંબઇમાં કોઇ ડુરગાશંકર સોલીસીટરની આફીસમાંથી ચોરી થઇ હતી અને આફીસમાં આગ લાગી હતી ત્યારે એક ઓવરકોટની મુખ્ય શાહદત ઉપરથી એક આરોપી ઉપર તોહમત સાબેત થવા પામયું હતું, તેથી મને આ બનાવ સાથે તે બનાવને સરખાવવાને મન થયું છે." ધનજીએ જવાબ દીધો; "એક સરખા બે ઓવરકોટ હોયબી અને તેથી એક માણુસ નાહક હેરાન થયો હતો હોય એમ હું માનું છું. હું એમ ખ્યાલ કરૂં છું કે આવી સરકમસટેનશીયલ–એવીડંસ ઉપરથી કોઇને અપરાધી ઠરાવવાનું વાજબી નથી."

આ પછી બીજી વાતચીત થઇ અને ધનજી ઉઠીને પોતાના ઓરડામાં ગયો. આરબ વેપારીના ખુનવાળા બનાવથી તેનું મન ઉચત

થઇ ગયું હતું અને કોઇ ગરીબ નીરદોષ માણુસ પોતાનીજ માફક નાહક અપરાધી કદાચ ઠરશે એવું ધારીને મનમાં બહુ મુજાવા લાગ્યો. તે ઓરડામાં બેસીને આગળી પાછળી યાદ કરતો હતો. થોડે વારે એક મહોમેદન ગ્રહસ્થ તેને મળવા આવ્યો. તુરકી ધપે તેણે મેહોમેદન પોશાક પહેરેલો હતો અને સ્પષ્ટ શુધ ઉર્દુ ભાષા ઘણી સફાઇથી. તે બોલી શકતો હતો.

"સાહેબ, તમારી સાથે મારે કાંઇ ખાનગી વાત કરવી છે," તે મેહોમેદને કહયું: "બે પાંચ મીનીટ મારી સાથે ફાજલ પાડશો તો મહેરબાની."

"તમારી સેવામાં હાજર છું." ધનજીએ વળતો જવાબ આપ્યો.

"મારા સાંભળવામાં આવ્યું છે કે થોડાં વરસની વાત ઉપર મુંબઇમાં દુરગાશંકર નામના એક સોલીસીટરની ઓફીસમાંથી ચોરી થઇ હતી અને તેની આફીસમાં આગ લગાડવામાં આવી હતી. તે બનાવની તવારીખ તમો જાણુતા લાગો છો માટે તે મને કહી સંભળાવશો તો ઘણીજ મહેરબાનીથી થશે." પેલા મેહોમેદને લાયકીથી કહયું.

"પણ તમોને કેમ ખબર પડી કે તે ચોરી અને આગના બનાવની તવારીખ હું જાણું છું?" ધનજીએ ચોંકીને સવાલ કર્યો.

"હું એક ડીટેકટીવ છું અને અમો અમારા કાન અને આંખ ખુલ્લાં રાખીને ફર્યે છીયે. હાલમાં એક ખુનના બાબમાં અમો તપાસ ચલાવ્યે છીયે અને આગળા કોઇ બનાવ ઉપરથી હાલના બનાવમાં અનુભવને આધારે મદદ મળતી હોય તો અમોને ઘણી કીમતી થઇ

પડે. હું દબાણ કરતો નથી; માત્ર અરજ કરૂં છું. આજે સવારે તમો સાહેબ વરંડામાં બેસીને જે વાત કરતા હતા તે મારા સાંભળવામાં આવી છે માટે હું વધુ પુછું છું. તમારી મરજી નહીં હોય તો હું પુછીશ નહીં."

"મેં તો પેપરમાં તે વીષે કાંઇક વાંચ્યું તે ઉપરથી મેં તો વાત કીધી હતી." ધનજીએ ઉડાવ્યું અને પછી જાણે બેદરકારીથી એલારપેલાર વાંચ્યું હોય તેમ પોતાની તવારીખ કહી સંભળાવી.

આ બનાવ પછી પેલા મેહોમેદન જેનું નામ દોલતખાં હતું તેની સાથે ધનજીને વધું દોસ્તી પડતી ગઇ અને આઠ દહાડામાં તો ધનજી અને તે મેહોમેદન જાણે જુના દોસ્ત હોય તેમ એકેકસે પળોતાઇ ગયા. પણ ધનજી સાથે વાતચીત કરતાં પેલો મેહોમેદન દોલતખાં હમેશાં ડુરગાશંકરની વાત વચે વચે લાવ્યા કરતો હતો અને ધનજીએ જોયું ડુરગાશંકરની ખબર અંતર વધુ મેળવવાને દોલતખાં ઇંતેજાર હતો અને ડુરગાશંકરને માટે જબરો ધીકાર અને કેહેર તે ધરાવતો હોય તેવું પણ લાગતું હતું.

ધનજીને જંગબાર આવ્યાને બાર દીવસ થયા હતા અને એક દીવસે રાતે કીનારાના ધકા ઉપર ધનજી ફરતો હતો તેટલાં તેણે જોયું કે એક નાની હોડીમાં બે માણસો બેઠેલાં હતાં અને તેઓ હોડીને કીનારેથી હંકારી જવાની તઇયારી કરતા હતા. તે બે કાફરા જાતના માણુસ હતાં. વળી હોડીનાં તલ્યાંમાં કોઇ જાનવરને બાંધીને નાંખ્યું હોય અથવા કોઇ માણુસ હોય તેમ કાંઇ તરફડયા કરતુ હતું. ધનજીને શક ગયો માટે તે હોડી તરફ દોડયો. તેને આવતો

જોઇ પેલા કાફરાઓએ હોડી હંકારવા માંડી. ધનજી દોડયો અને છાતીપુર પાણીમાં પુગી ગયો અને હોડી પકડી. પેલા કાફરાઓએ હલેસાં ઉંચકી ધનજીપર હુમલો કર્યો પણ તેમ કરતાં હોડી ઉલતાઇ ગઇ અને પેલા કાફરા પાણીમાં પડયા. તેઓ તરતજ ઉઠીને નાઠા અને હોડીના બોટમમાં જે ચીજ હતી તે પાણીમાં પડી તરફડવા લાગી. કાફરાઓની પુઠે દોડવાને બદલે આ ચીજ તપાસવાનો પહેલો ખ્યાલ ધનજીને આવ્યો અને વાંકો વળીને પાંણીમાં તંતોસીને જોતાં તેની અજાયબીનો પાર રહયો નહીં. તે એક માણસ હતો; તેના હાથ પગ બાંધેલા હતા. તેણે જોર કરી તે માણસને પાણીની સપાટી ઉપર કહાડયો અને પગ છોડી નાંખ્યા જેથી તે માણસ પાણીમાં ઉભો થઇ શકયો. તેનો મોહડાંમાં ડુચો હતો જે ધનજીએ જોર કરીને ખેંચી કહાડયો અને પછી હાથ પણ છોડયા. અંધારૂં હતું માટે પેલા માણસનું મોહડું ધનજી જોઇ શકયો નહીં. તેણે ઉર્દુ ભાષામાં પુછ્યું: "ભાઇ તું કોણ છે?"

"દોરાબશાહ શેઠ?" તે માણસ બોલ્યો.

"હા, ને તમે દોલતખાં."

"હા, હું દોલતખાં છું." તેણે કહયું: "આએ મુજીઓ આજે મને મારી નાંખતા હતા. પેલા આરબના ખુની આએ કાફરા છે અને તેઓએ મને પકડયો અને દરયામાં ફેંકી દેવાનો કસદ કીધો હતો. દોરાબશાહ સાહેબ તમોએ આજે મારી જીંદગી બચાવી છે; હું તમારો આજથી ગુલામ છું; તમારો તાબેદાર નફર છું; મારો જીવ જાનબી તમારોજ છે."

"એમ ના બોલો દોલતખાં; આવો હોટલમાં."

"નહીં; તમે જાઓ; હું મારું કામ બજાવીને આવીશ."

બીજે દહાડે સવારના દોલતખાં પાછો ધનજી આગળ આવ્યો અને બોલ્યો: "ગઇ રાતના બદમાશોની લાશ આજે હાથ લાગી છે."

"તે લોક તો નાસી ગયા હતા. તેઓ મરી કેમ ગયા?" ધનજીએ સવાલ કરયો. "તેઓ શું ડુબીને મરી ગયા? એ બન્યું કેમ!"

"તેઓ નાસતા હતા તેટલાં તેમને બંદરની પોલીસે જોયા અને તેમને થોભવાને જણાવ્યું. તેઓ થોભ્યા નહીં અને પોલીસની હોડી તેમની પુઠે લાગી ત્યારે તેઓએ પથરા ફેંકયા. એક સીપાઇના માથામાં પથર લાગ્યો જેથી તે તતકાળ મરણ પામ્યો. પોલીસે તેમની ઉપર ગોળી છોડી અને તેઓ બને ઠાર થઇ ગયા. એ બેઉએ આરબી વેપારીનું ખુન કરયું હતું અને આરબ વેપારીના ગુમ થયલા નોકરનું ખુન પણ તેઓએજ કરયું હતું અને તે નોકરની લાશ તેઓએ દાટી દીધી હતી અને નોકર જાણે પોતાના શેઠનું ખુન કરીને નાસી ગયો હોય તેવો દેખાવ કરવાને સારૂ આએ બદમાશોએ આરબ વેપારીના નોકરનો સાહયો મરનાર આરબ વેપારીની લાશ આગળ મુકયો હતો. અમોએ સઘળી શાહદત મેળવી હતી અને તે પછી તેમને પકડવાની જાળ બીછાવી પણ તેમ કરતાં હું તેમના સપાટામાં સપડાઈ ગયો અને તેઓ મને બાંધીને તથા મોહડાંમાં ડુચો દઇને ભર દરયે લઇ જનાર હતા અને ત્યાં મને પાણીમાં ફેંકી દેનાર

હતા. મારા મહેરબાન તમોએ મને બચાવ્યો; તમારો આભાર હું કેમ માનું; તમારી આવી સેવાનો બદલો હું કેમ આપું?"

'એમ શું બોલો છો દોલતખાં? જો હું આવી સ્થીતીમાં હતે તો તમો મને નહીં બચાવતે?"

બંનેએ હેતપ્રીત અને દીલસોજીથી શેકહેંડ કીધી.

---

## પ્રકરણ ૨૭ મુ.

—:o:—

### બે જણા તો પોતાને ફેજે પુગયા!

—:*:—

કરતુકનો આપેછ એક તુરંગમાં જવાબ,
બીજો ગયો ચુકવવા ખુદનો હીસાબ,
ત્રીજાની હવે તો આવીછ વારી
ઉભી તેની સાંમે વેર-કટારી.

"જો મને પેલા કાફરાઓ મારી નાખતે તો મરતી વખતે મને એટલોજ બળાપો રહેતે કે મારાં જીગરની સરવથી મોટી ઉમેદ પાર પાડયા વના અને મારી એક ફરજ અદા કરયા વના હું મરણ પામું છું," દોલતખાં બોલ્યો: "એજ મને બળાપો રહેતે અને હું નાસીપાસ થતે."

"તે તમારાં જીગરની સરવથી મોટી ઉમેદ શું?" ધનજીએ પુછયું.

"કેહુ કે તમને? હા કહું છું. તમારી ઉપર મને પુરેપુરો વીશવાસ છે અને તમોને મારા મુરબી ગણું છું. હું મેહેમેદન નથી; હું જાતનો હીંદુ છું; મારૂં નામ ગોપાળ છે. તમો વરંદામાં બેસીને વાતચીત કરતા હતા ત્યારે જે સોમાલી જેવો માણુસ સરસામન સાફસુફ કરતો હતો તે હુંજ હતો. હોટલની નજદીકમાં ખુન થયું માટે હોટલના કોઇ નોકરનો હાથ હશે એમ જાણી હું છુપી તલાશ કરવા રોકાયો હતો. મારી હકીકત સાંભળો; તે જાણવાંજોગ છે." એમ બોલી ગોપાળે પોતાની સઘળી હકીકત કહી સંભળાવી અને છેવટે ગોપાળ બોલ્યો; "એ દુરગાશંકર ઉપર વેર લેવાને હું તલપી રહેલો છું. જે ધનજી સુરતીની તવારીખ તમોએ મારી આગળ આપી છે તે સાંભળયા પછી મને લાગે છે કે તે ધનજીને પણ આએ મુજી દુરગાશંકરે નાહક તારાજ અને પાયમાલ કરેલો હોવો જોઇયે. અરે હું દુવા ગુજારૂં છું કે તે ધનજી સાથે મારી મુલાકાત થાય કે જેથી અમો બંને સાથે મળયે અને આએ પાપીને તેને ફેજે પુગાડવામાં એક બીજાને મદદ કરયે."

"ત્યારે તમારી દુવા ફળી છે ગોપાળ, કારણ કે તમારી સાંમે બેઠેલો દોરાબશાહ કોઇજ નહી પણ ધનજી પોતેજ છે."

બંનેના દીલ ખુલ્લાં થયાં અને બંને ચોકકસ ઠરાવ ઉપર આવ્યા. ધનજી દોલતમંદ હતો માટે ગોપાળને પઇસા સંબંધી દરેક મદદ આપવા તે તઇયાર થયો અને ગોપાળ ચબરાક ડીટેકટીવ હતો માટે તલાશ ચલાવવામાં તેની મદદ ધનજીને મળી શકી.

બીમારીનું બહાનું કહાડીને ગોપાળે પોતાની નોકરીનું રાજીનામું આપયું અને બંને જણા મુંબઇ આવ્યા અને ડુરગાશંકરને અજાણો રાખવા તથા તેની સઘળી બાતમી છુપેથી મેળવવા કાજે ગોપાળે પોતાનું નામ ફેરવીને નારાયણ ધારણ કરયું.

*　　　*　　　*

ડુરગાશંકરના મોતના બીછાણા આગળ આપણે પાછા જઇશું. ગોપાળ સઘળું જાણતો હતો પણ પોતાની માતાનું શું થયું તેજ તે જાણતો હતો નહીં. ડુરગાશંકરે પોતાની સઘળી વાત કહી અને ગોપાળની માતા કાશીબાઇનું તેણે ખુન કરયું હતું એવી વાત જ્યારે ગોપાળે સાંભળી ત્યારે તેણે જીગરમાંથી એક હાય ખેંચી અને પોતાની છાતી ઉપર જોરમાં હાથ ઠોકયો. તે બોલ્યો:—

"ડુરગાશંકર, ડુરગાશંકર, મારી માતાને તમે લુટી હતી, તેણીની સઘળી માલ મતા તમે પચાવી હતી, મને રખડાવી માર્યો હતો અને મને પઇસાની બાબતમાં તારાજ કરયો હતો એમજ હું જાણતો હતો. મારી માતા કોલેરાથી મરણ પામી હતી એમજ હું માનતો હતો. મારી માતાનું તમોએ ખુન કરયું હતું એમ જો હું જાણતે તેવો સહેજેબી શક મને ઉપજતે તો ભલાં બુરાંનો વીચાર હું કરતે નહીં, કોરટ દરબારનો ખયાલ મને આવતે નહીં, ફાંસી સુળીની ધાસ્તી મને રહેતે નહીં પણ હું તમારો ટોતો પીસી નાંખતે, તમારી ગરદન તોડી નાંખતે. પણ ખયર—બની તે બની. મેં તમોને માફી બક્ષી છે હવે તે હું પછી ખેંચી લેતો નથી; તમારો મારી તરફનો અપરાધ હું તમોને ક્ષમા કરૂં છું."

"માફ કર, મને માફ કર," દુરગાશંકર લડડતા અવાજે બોલ્યો: "મારી પાંચ છ લાખની પુંજી છે, તેમાંથી તુંને એક લાખ રૂપ્યા, બે લાખ રૂપ્યા, તું કહે તો બધું આપવા તઇયાર છું કારણ કે તારી માતાને મેં લુટી છે અને મારી છે."

"તારી એક પઇબી મને હરામ છે. તમારા લાખો રૂપ્યા મેળવવાના કરતા મજુરીથી આનો કામાવવામાં હું વધુ આબરૂ સમજશ અને મારો જીવ વધારે નચીંત રહેશે." એટલું બોલીને ગોપાળ ઉઠીને ઓરડાની બહાર ચાલી ગયો.

ગોપાળ—નારાયણ—ઓરડાની બહાર ચાલી ગયો તે પછી ધનજીએ દુરગાશંકરને કહયું "તમોએ મને ઓળખ્યો દુરગાશંકર તે વાત તમોએ તેહમુરસને લખી જણાવી તો હશે," ધનજીએ પુછ્યું.

"ના-નથી લખ્યું. બધી વાતથી તેને માહીતગાર કરવાનો મારો ઇરાદો હતો ખરો પણ વખત મળયો નહીં અને હવે વખત મળવાનોબી નથી; તેતો તમારી વાતથી તદનજ અજાણાજ રહેશે."

"દુરગાશંકર તમારી તબીયત ઘણીજ બગડેલી છે."

"બગડેલી છે એમ શું કહોછ? એમ કહો કે મારી ભરતી ભરાઇ ગઇ છે. જમના ડાચાંમાં હું જઇ ચુકયો છું."

"ત્યારે એક ઇનસાફનું કામ કરી લેવો.-'

"બોલો–બોલો–જે કહો તે કરૂં. મારા અપરાધોમાં કાંઇબી ઘટાડો થાય તેવું કરવા હું તઇયાર છું."

"ત્યારે હું–ધનજી–ખરેખર ગુનેહગાર નથી એવું તમો લખી આપો. આજે નહીં તો કોઇ દહાડે–બે ચાર વરસેબી–મને મારૂં

નામ સાફ કરવાની તક મળે તો મને તે તમારો એકરાર ઘણો કીમતી થઇ પડે."

"લખી આપુંછ—આજે ઘડીએ લખી આપુંછ, પણ મારા હાથ પગ ભાંગી ગયાછ—તમે લખો ને હું તેપર મારી સહી કરૂં," દુરગાશંકર બોલ્યો.

"તેમ નહીં અને—ગોપાળ પાસે લખાવું અને તમો તેપર સહી કરો."

"ઠીક છે—એમ કરો—પણ જલદી કરો. મારી શકતી ઘટતી જાય છે અને હવે મારો વખત પુરો થવા આવ્યો છે."

ધનજી ઓરડાની બહાર આવ્યો અને ગોપાળ પાસે તેણે સઘળું લખાવ્યું અને લખેલો કાગળ લઇને પાછો તે દુરગાશંકર આગળ ગયો અને સઘળું વાંચી સંભળાવ્યું.

"બરાબર છે—લાવો હું સહી કરૂં.

ધનજીએ તરતજ ડાકટરને ઓરડામાં બોલાવ્યો અને કહયું "આજે એક દસ્તાવેજ ઉપર દુરગાશંકર શેઠ સહી કરે છે તે તમે જોવો અને તમારી હાજરીમાં પોતાને હાથે દુરગાશંકરે સહી કીધી છે એમ તમો તમારી સાખ કરો."

ડાકટરે દુરગાશંકરને પુછ્યું: "દુરગાશંકર શેઠ, તમો આજે દસ્તાવેજ ઉપર સહી કરવાને રાજી છો?"

"હા—હું રાજી છું, રાજીખુશીથી હું સહી કરૂં છું; મારી મરજીથીજ આજે દસ્તાવેજ લખાયો છે."

ડુરગાશંકરે બહુજ મુસીબતથી અને અતીશય દુ:ખ ખમતાં સહી કીધી અને ડાકટરે પોતાની સાખ કીધી અને તે દસતાવેજ લઇને તથા ડુરગાશંકરને કેટલોક દીલાસો દઇને ધનજી ઓરડાની બહાર નીકળયો.

ધનજી અને ગોપાળ હવે પાછા દેવલાલી આવ્યા અને તે પછી પાંચ છ કલાક જતાં તેમને ખબર મળી કે ડુરગાશંકર મરણ પામ્યો હતો.

"એક બીચારો આવી રીતે કમોતે મરણ પામ્યો, બીજો તુરંગમાં પડયો," ધનજી મનસે વીચાર કરવા લાગ્યો: "તેહેમુરસ હવે તું બાકી રહયોછ. હવે તારી વારી આવીછ. તારે કાજે અત્યાર અગાઉનું કામ મેં ચાલુ કરી મુકયુંછ તેની તુંને હવે ખબર પડવા માંડશે. સાવધ રહેજે-તેહમુરસ-સાવધ રહેજે. વેર લેવાને ધમધમી ગ્હેલા અંગારમાં તારે બળવાનું છે, કીનાના ભભુકદાર આતશમાં તુંને જળવાનું છે, ખુવાર થયલાના ક્રોધ અને કેહરના દારૂખાના સામે તુંને ઉભું રહેવાનું છે—યાદ રાખજે તેહમુરસ બે જણાઓને તારે જવાબ આપવાનો છે. એક તો મને પોતાને અને બીજો મારી ફ્રેનીને."



# પ્રકરણ ૨૮ મું.

——:*:——

## ભયંકર ચેતવણી.

—:*:—

દગારાને સપડાવા બીછાવી છે જાલ,
છટકુ છે-બચ્ચા—ચેતીને ચાલ.

ડુરગાંશંકર અને તેના દીકરા જગધરની લાશને ઠેકાણે પાડવામાં આવી. ડુરગાશંકરનું મરણ કેવી રીતે નીપજ્યું હતું તે લોક બરાબર જાણી શકયાં નહી અને તેથી હમેશના ધારા મુજબ અને પરવારતાઓની જીભલીના મામુલ મુજબ તરેહવાર ગપગોળા ઉડી રહયા. ધનજી સાથે ડુરગાશંકરે કરેલા દગાની વાતની ખબર તો કોઇને પડીજ નહીં; પોલીસ પણ તે ખબરથી અજાણીજ રહી; અને તે ખબર બહાર પાડવાની જરૂર ધનજીએ જોઇ નહી બલકે તે ખબર છુપી રાખવાની—પોતાની ધારેલી નેમનો બાકીનો ભાગ પાર પાડવાને કાજે—તેણે જરૂર વીચારી.

ડુરગાશંકર અને જગધરના મરણ માટેનો રીપોર્ટ એવોજ બહાર પડયો કે જગધરે ખુન કરવા પછી પોતાના પીતાને લુટવા કાજે તેનું ખુન કરવાનો કસદ કરયો હતો અને તેટલા માટે તેને ભોંયરામાં ફેંકી દીધો હતો પણ તેટલાં પોલીસના હાથમાં સપડાવાનો જોગ થવાથી તેણે આપઘાત કરયો હતો. આ પ્રમાણે આટલીજ ખબર બહાર પડી, પાંચ પંદર દહાડા તે વાત ઉડી રહી, તે ઉપર

તરેહવાર સરેહ અને ટીકકા થયા, ડુરગાશંકરની કાર્કીરદીઓ વર્તમાનપત્રોમાં છપાઇ, દલગીરી જાહેર થઇ અને બધું છેવટને માટે દબાઇ ગયું.

અલબતાં આ સઘળી વાત તેહમુરસે જાણી પણ ખરો ભરમ તે કાલો નાગ જાણી શકયો નહી. તે તો મનમાં ખુશીજ થયો કે તેના પાપનો એક બળવાન શાક્ષી અને તેની મુડી પકડનારૂં એક જોરાવર છટકું આખરીને માટે નાબુદ થયું હતું અને કાવશજી વગી તુરંગમાં ગયો હતો માટે તેને વધુ નચીંતાઇ થઇ.

થોડા દહાડા વહી ગયા; સઉ પાછાં ઠરીઠામ થઇ ગયા; ડુરગાશંકર અને તેની તવારીખ ભુલાઇ ગઇ અને આપણો ધનજી પોતાના નવાં કામ ઉપર હવે રોકાઇ ગયો.

ડુરગાશંકરને પોતે આપેલા કોલ મુજબ ધનજીએ બાળકીશણાની બાયડીને માટે દેખરેખ રાખી અને ડુરગાશંકરની સઘળી માલ મીલકત, પુંજી, વગેરેનો કારોબાર રચવામાં તેણે દરેક રીતની મદદ કીધી. તે કામમાં અલબતાં ગોપાળે પણ મદદ આપી. ડુરગાશંકરના કેટલાક ખેસીઓ વળગી પડવાની તઇયારીમાં હતાં પણ ધનજીએ એવી સફાઇથી અને બાહોશ સોલીસીટરોની મારફતે કામ લીધું કે કોઇનું કાંઇ વળયું નહી અને સઘળું રીતસર ગોઠવાઇ ગયું.

ડુરગાશંકર મરણ પામ્યો તેની લાંબો વખત અગાઉથી તેહમુરસનું આટરૂં ભરી દેવાની યુકતી ધનજીએ ચાલુ કીધી હતી અને તે માટે તેણે અમેરીકા ખાતે મી૦ ગોલડરીલડ સાથે ચાલુ સંદેશા ચલાવ્યા હતા તથા કરાંચીમાંબી જમીનની ખરીદીનું કામ લાંબા

વખતથી ચાલુ કરયું હતું. તેણે દુરઅંદેશીથી ગણત્રી રાખી હતી જેની અસર બહુ ધીમી પણ કાતીલ થતી જતી હતી.

મોટી તુરંગ જોવાનો મોટા લખપતી શેઠ દોરાબશાહ અમેરીકનને શોખ થઇ આવ્યો અને તે ઉપલી તુરંગમાં જઇ પુગ્યો. તે તુરંગ જોવાની પરવાણગી તેણે અગાઉથી મેલવી હતી અને તુરંગમાંથી બહાર નીકળતા કેદીઓને સુધારી સારે રસ્તે મુકવાની હીલચાલ ચલાવનારાં મંડળમાં દોરાબશાહ (ધનજી) આગેવાન ભાગ લેતો હતો તથા તે મંડળના ફંડમાં તેણે મોટી રકમ ભરી આપી હતી માટે આ મુલાકાત માટેની સઘળી ગોઠવણ જેલરે કરી રાખી હતી.

આખી તુરંગમાં શેઠ ફરયા અને બધી જુસતેજુ કીધી અને પછી ધનજીએ જેલરને કહયું. "ત્રણ ચાર કેદીઓ સાથે હું વાત કરવા માંગુછું. તેમની હાલત અને ખાનગી સ્થીતી મારે જાણવી છે. તેમને ભવીષમાં કાંઇ લાભ થાય એવું કરવાના વીચારથી આ માંગણી કરૂં છું. મને તેવી રીતે વાતચીત કરવાની તમો પરવાણગી આપશો?"

"હાજી. તમોને દરેક સગવડ કરી આપવાનું અમોને ખાસ ફરમાન મળયું છે. કયા કેદીઓ સાથે તમારે વાત કરવી છે?" જેલરે પુછયું. "જેને દેખાડો તેને તમારી આગળ હાજર કરીશું."

બે ત્રણ કેદીઓને દેખાડીને ધનજી બોલ્યો; "આ માણસો સાથે હું વાત કરીશ, પણ તે અહીં નહીં, કોઇ ખાનગી ઓરડામાં વાત કરવાનું બને તો સારૂં. ત્યાં તેઓ એખલા મારી આગળ

આવે તો દીલ ખુલ્લું કરીને શરમાયા વીના બોલી શકે. એવી ગોઠવણ તમે કરી શકશો કે મી૦ જેલર ?"

"ગોઠવણ તો કરી શકશ સાહેબ: પણ જે ઓરડામાં તમો સાહેબ કેદી સાથે વાત ચલાવો તે ઓરડાની બહાર પાહરો રાખવો પડશે કારણકે આખરે કેદી તે એક ગુનાહગાર ગણાય અને તે એક માણસ સાથે એખલો પડેલો કદાચ નાપસદ કરવા જોગ વરતણુક ચલાવે; કદાચ મારફાડબી કરે તો અજાયબી નથી."

"બરાબર છે, એવો પાહરો રાખજો, મને વાંધો નથી."

એક ખાનગી ઓરડામાં ધનજી ગયો અને ત્યાં એકક પછી પેલા કેદીઓને હાજર કરવામાં આવ્યા અને તેમની સાથે ધનજીએ કેટલીક વાત ચીત ચલાવી તથા પુછપરછ કીધી.

છેલ્લો કાવશજી કરાકરી ધનજી આગળ હાજર થયો અને તે બંને જણાએ એક બીજાને ઓળખ્યા.

ધનજીએ કહયું: "તમોને તો હમણાજ સજા થઇ છે માટે તુરંગમાંથી બહાર નીકળતાં તમોને હજી ઘણો લાંબો વખત લાગશે."

"હાજી; દોરાબશાહ શેઠ એમજ છે, એમજ છે." ઠંડો ગાર થઇ નમી પડી બહુ નરમાશથી કાવશજી બોલ્યો: "મારાં કીસમતે હું આવો હેરાન થયો અને આવી રીતે હું તારાજ પાયમાલ થયો."

"ત્યારે તમો વેલાત જઇને સાંચા લાવેલા તે વાત તદનજ ખોટી હતી કે ?"

"તદનજ ખોટી; હું વેલાત કે પેરીસ કોઇ દહાડે ગયલોજ નહી".

"ત્યારે પેલા ધનજી સુરતી સામે જુબાની આપતાં તમે એમ કહેલું તેમાં તમારૂં કાંઇ ખોટારૂં હતું ખરૂં કે?"

"અરે બોલોજ ના; હું બીજાઓના હાથમાં ફસી ગયો ને મેં જે તે કહી દીધું. હવે કોણને કહેવા બેસીયે? એ તો ગળે ગાંઠ ને મોહડે દુચો. નહી બોલ્યાના હવે તો નવ ગુણ."

"પણ તમે જે જુબાની આપી હતી તેથી અને બે ઓવરકોટ રાખી, એક ધનજીને આપયો, ને બાજો તમે પોતે પહેડીને આરી-સમાં જઇ આગ લગાડી તેથી પેલા ધનજી તારાજ થયો તેનો તમોને કાંઇ ખ્યાલજ નહી રહ્યો? તેનું તમોએ નખોદ વાળયું?"

"એ બધી વાત તમોને કોણે કહી?" ફાવશજી ફીકો પડીને બોલ્યો: "બે ઓવરકોટની વાત તમોએ કેમ જાણી? તમોને બધું કેમ જણાયું? એ વાત તો કોઇબી માણસ જાણતુંજ નહી."

"ધનજી પોતે જાણતોતો. ધનજીએ પોતે મને એ બધું કહેલું. ધનજીને તેં તારાજ કીધો, મેં તુંને તારાજ કીધો."

"તમે મને તારાજ કીધો દોરાબશાહ શેઠ?"

"હા, મેંજ, મેંજ પોલીસને તારા ઘરમાં થતાં કાલાં ધોળાંની છુપી ખબર આપી હતી, મેંજ પોલીસને સઘળી બાતમી પુરી પાડી હતી અને ફરયાદ પક્ષના બારીસ્તરને તારા પેરીસ જવા વીષેની વીગત મેંજ કહી હતી અને આગળી જુબાનીનો ફકરો મેંજ તે બારીસ્તરને મેલવી આપ્યો હતો."

"કાંય? કાંય? પણ કાંય તમે એમ કીધું?"

"ધનજીનું વેર લેવા. ધનજી ઉપર તેં ખોટું તોહમત મુકવામાં મદદ આપી તેને તારાજ કીધો. તારી ઉપર ખરૂં તોહમત મુકવામાં મેં મદદ કીધી ને મેં તુંને તારાજ કીધો."

"તહારે તો તમે ઘણા મુજી ને નીચ માણુસ હોવાં જોઇયે."

"જેઓ નીચ ને મુજી છે તેઓજ પોતાને સજા કરનારાઓને નીચ અને મુજી ગણેછ. પથર ભાંજતાં અને ચકકી પીસતાં યાદ કરતો રહેજે કે એજ સખત મજુરી વગર વાંકે ગરીબ બીચારા ધનજીને દશ દશ વરસ સુધી કરવી પડી હતી. પથરપર સુતાં ને હાડકાં અકરસી આવેલાં દાબતાં વીચાર કરજે કે ધનજીને એવીજ મુસીબતમાં તમારા જેવા કાલા કરતુકાઓની નીચ યુકતીથી વરસો પસાર કરવાં પડયાં હતાં. અરધી ભુખે ખાતાં અને મજુર ઘાટી જેવો ખોરાક લેતાં ખ્યાલ કરજે કે એવોજ ખોરાક ઉપર ધનજીને વરસો સુધી ગુજારો કરવો પડયો હતો. ઉઘાડા પગે ચાલતાં પગના તસ્યાં-પર છાગડા પડે અને સખત મહેનત કરતાં હાથનાં આગળાં છોલાઇ જાય ત્યારે ધ્યાન દોડાવજે કે એજ હાડમારી ગરીબ બીચારા ધન-જીને સહેવવી પડી હતી. અને તે બધું શાને કાજે? એક હકદારનો હક લુટવાને કાજે; એક તવંગરને વધુ તવંગર બનાવવાને કાજે; હરામના પઇસા મેળવવાને કાજે; દુન્યાની મોજ મજાહ હલકી રીતે ભોગવવાને કાજે. જેટલાં વરસ તું અહીં ગુજારે તેટલાં વરસ દર-મ્યાન દર ઘડીએ યાદ કરજે કે ખોદાની લાકડીનો અવાજ નથી; તે બદલો લીધાં વીના રહેતો નથી; સજા પુગાડયા વીના પાપીને તે છોડતો નથી. આજે ખાસ તુંને તારી ખરી હાલતથી વાકેફ કરવા અત્રે હું આવ્યો છું. તુંને સજા પુગાડવામાં ધનજીને ખાતર મેં મદદ

આપીછ એમ તુંને કહેવા હું અત્રે આવ્યો છું. પાપી પલીદ, સરવથી મોટો ગુનેહગાર તું છે; જા હઇથી, તારૂં મોહડું કાળું કર. યાદ રાખજે; અહીંથી તારો છુટકારો થશે તે પછીબી ધનજી તારો પીછો છોડવાનો નથી, તુંને કરારે બેસવા દેવાનો નથી, એક ઘડીબી કેહે તું ઠરવાનો નથી. ધનજી સામે કાવતરૂં રચનારાઓ માહેલો એક દુરગાશંકર દીકરાઓના બાબમાં નાસીપાસ થઇ કમોતે માર્યો ગયો, તું આએ ફેજે પુગ્યો; હવે ત્રીજો પેલો કાળો નાગ બાકી રહેલો છે. તેને હું નાબુદ કરશ, જડ મુળથી ઉખેડી નાખશ. જેમ ધનજીને તેની માયથી છુટો પાડ્યો તેમ એ નાગને એના દીકરાઓથી છુટો કરશ. કહેવાડજે તેને કે ઓ કાળા નાગ, ધનજી તરફથી વેરનો ફટકો મારવા નીકળેલા આએ દોલી અમેરીકનના સપાટામાંથી તું છટકવાનો નથી."

---

## પ્રકરણ ૨૯ મું.

—:o:—

### ભેદ ભરેલો પરોણો.

—:o:—

ખુબસુરત ફાંકડો ને સુંદર જવાન,
આજબ કે વાત કરે ઘેલા સમાન,
ખોટી મતલબની ઉમેદ તો ન હોય!
ગોટાલો ભરમ કે ભેદ તો ન હોય?

આગળાં પ્રકરણમાં બનેલા બનાવને એક એક મહીનો વહી ગયો. ધનજી મુંબઇમાં આવેલો હતો અને હવે તેહમુરસને સપાટામાં લેવા ધનજીની ગોઠવણો પુરેપુરી અમલમાં મુકાઇ હતી અને તે ફતેહ-

મંદ ઉતરવા લાગી હતી. ફ્રેની સાથે તેને દરરોજ મુલાકાત થતી હતી અને ફ્રેની તેને ખુશ રાખવાની હમેશાં અનેક કોશેશ કરતી હતી.

એક દહાડે ફ્રેની અને ધનજી બેંડસ્તાંડ આગળ ફરતાં હતાં. આસપાસ સેંકડો માણસો બેઠેલાં હતાં અને તેઓ આએ બે જણાને ફરતાં હરતાં અને હસતાં બોલતાં જોતાં હતાં.

ફ્રેની બોલી: "ડીયર દોલ, તુંને ખબર કે? આપણે તો આપણું એનગેજમેંટ ખાનગી રાખયુંછ પણ અમારા જીમખાનામાં તો બધાં અસે મસે મને કહી સંભળાવેછ કે હવે મારાં લગન નજદીક છે."

"લોકોનેબી કાંઇ કામ છે કે નહીં? બસ બે જણાને સાથે ફરતાં હરતાં જોયાં કે ઠોકા ઠાકીને કહીજ દેશે કે બે અદરાયાં."

"પણ તારી પેલી કોઇ નમુનાદાર ધારણા છે તે પુરી પડી કે? તારી કોઇ પેલી સીક્રેટ સ્કીમ બરેલી છેની—તેને વરે પુછુંછ."

"મારી અરધી નેમ પાર પડી—બાકીની પાર પાડવા પરજ હું રોકાયલો છેઉ" ધનજીએ ભરમમાં ઇશારો કીધો.

"અરેરે, કયારે તે પુરી થશે."

"તું એટલી ઇંતેજાર છે મારી ફ્રેની?"

"તો ઇંતેજાર નહીં રહેવું? બેઉ તરફ જોવાનું છે. તું નકામો એખલો અતુલો ભટકયા કરેછ ને મનમાં મનમાં પજરયા કરેછ. હું જગની બત્રીશીએ ચવાઇ ચુંઇઇ જાઉંછ. આપણે સાથેના સાથે રેહીયેછ તેથી લોકો તરેહવાર બોલેછ. મોહડાંપર તો થોડુંજ બોલેછ પણ પીઠ પછવાડે ઢગલાબંધ બોલેછ." ફ્રેનીએ કહયું.

આ વેળા સામેથી કોઇ ઓળખીતાં આવયાં અને તેમની સાથે ફરેની અને દોરાબશાહ ભેલાયાં અને તેઓની પોતાની વાતચીતમાં ખલલ પડી. ધનજી અને ફરેની છુટાં પડયાં અને ધનજી પોતાને બંગલે જઇ પુગયો. તે પોતાના કપડાં બદલવા પોતાના ડરેસીંગ રૂમમાં હજી તો દાખલ થયો તેટલાં એક નોકરે એક કારડ લાવીને હાજર કીધો. તે કારડ ઉપર નીચે મુજબ લખ્યું હતું:—

જમશેદ શાપુરજી કુપર.
(એલ. એમ. એંડ એસ.)

આ નામ વાંચીને ધનજી વમાસણમાં પડયો. આ માણસ કોણ હશે અને રાતના લગભગ નવ વાગે કાંય મળવા આવયો હશે તે ધનજી સમજી શકયો નહી. પોતાના કપડાં બદલવા વના તરતજ ધનજી ડરોઇંગ રૂમમાં ગયો અને નોકરને ફરમાવ્યું કે મળવા આવનાર શેઠને બોલાવવો.

ધનજીનો ડરોઇંગ રૂમ ફાંકડો સણગારેલો હતો. ભભુકદાર વીજળીક રોશનીથી ડરોઇંગ રૂમ ઝલઝલી રહયો હતો અને દરેક ચીજ પોતાના ચલકાત અને ભપકામાં દીપી રહેલી હતી. ધનજી એક ખુરસીપર બેઠો અને ડા૦ જમશેદ શાપુરજી કુપર હાજર થયો.

તે આશરે ૨૪ કે ૨૫ વરસની ઉમરનો ગબરૂ જવાન હતો. ખુબસુરત ફાંકડો ચહેરો હતો અને બે ઘડી જોયા કરીયે તેવી ઢબછબ હતી. મરોરદાર બદન હતું અને ચહેરો કલીન શેવ કરેલો હતો. તેને જોતાંજ ધનજીને તેનો ચહેરો અને અદા ગમયાં અને તેને આવકાર દઇને કહયું: "આવો ડા૦ કુપર, બેસો."

"બેસવાની કાંઈ જરૂર નથી સાહેબ—મને કહો કે જે ધણી લખપતી મોટા શેઠ મી૰ દોરાબશાહ અમેરીકનને નામે ઓળખાય છે તે તમે પોતે છેઓ કે?" તે જવાનયો ધનજીથી થોડેક દુર કમરે હાથ દઈ ઉભો રહયો અને તોરમાંજ પુછવા લાગ્યો.

"હા, તે હુંજ; પણ આવી રીતે વરતવાનું કાંઇ કારણ જણાવશો ડાકટર સાહેબ? તમે કેમ આયા? શું કહેવા આયા?"

"હું એમ કહેવા આયોછ મી૰ અમેરીકન કે બીજાઓની ખટપટમાં પડી પારકા પરાયાઓને જંજાળમાં નાખી તમે મોટા પરગજુ અને ધર્મી દાતા ગણાવા માગોછ પણ એવા તમારા ઢોંગ ધતુરાથી તમો પોતે ધીકકારમાં આવી પડોછ તેનો તમોને ખ્યાલ નથી."

"ભાઇ ધીરા થાવો. તમે શું બોલોછ તે હું સમજી શકતો નથી. કાંઇ ખુલાસાથી કરવાની મહેરબાની કરશો પલીઝ?"

"એ બધા ઢોંગ ધતુરા છોડી દેવો માસટર; એવું બધું બોલ્યા ગપાટોને સમજાવો. તમો પાપી કીનાબાજ માણુસ છેઓ. પારકી જંજાલમાં માથું મારનાર તમે હીપોક્રીટ છેઓ. કોઇના સંસારને દુ:ખી કરનાર ઘાતકી ડેવીલ છેઓ."

"તમારૂં ભેજું ગયલું લાગેછ શેઠ." ધનજી ઉભો થઇ હવે મીજાજ ખોહીને બોલ્યો: "હું હમણા સુધી સભ્યતાથી વરત્યો છું અને હજીબી તેમજ વરતવા માગું છું. તમે કોણ છો? શું કહેવા માંગોછ? જો આવીજ ભાષા વાપડવાનું ચાલુ રાખશો તો તમોને લાત મારીને મારા બંગલામાંથી બહાર કહાડશ."

"તો કાંય નહીં મને લાત મારીને તમો બહાર કહાડો! તમો લાગવગ વાળા પડયા. તવંગર પડયા. મોટા માણુસ ગણાવો એટલે પછી તમે જેખી કરશો તે વણાઇ જશે. પણ યાદ રાખજો, કોઇને દુ:ખી કરીને કાંઇ સુખી થવાનું નથી," ડા૦ કુપરે વધુ તણાઇને કહયું.

"બસ–આએ મુલાકાતનો અહીંજ છેડો આવવો જોઇયે બહાર જાઓ–આએ ઘડીએ મારાં ઘરમાંથી બહાર જાઓ. મારે તમારા જેવા ઘેલા દીવાના માણુસનું સાંભળવાનું નથી."

"હવે મને અહીં થોભવાની કશી જરૂરખી નથી. મારે જે કહેવું હતું તે મેં તમોને કહી દીધું. છેલ્લાં એટલુંજ કહુંછ કે જો તમે હવે તમારી ચાલ નહીં સુધારશો તો તમોને હું રૂસવા કરશ અને ભર રસતામાં ઘોડાના ચાબુકે તમોને ફટકાવી કહાડશ."

એટલું બોલી ડા૦ કુપર ત્યાંથી પીઠ ફેરવીને ચાલતો થયો અને ધનજી આ બનાવથી મનમાં ગુંચવાતો થોડો વાર બેસી રહયો. તે મનસે બરબડયો. "એ વળી આએ ધસેલો કોણ છે! લાગેછ તો મજાનો અને આંખે ઉડી વળગે તેવો; પણ કેડો ભેજાંનો ગેયલો માલમ પડેછ. પણ કાંઇ ભરમ તો નહીં હોય, એ બાબતની તપાસ કરવી જોઇશે. કદાચ કાંઇ નવું કોફરાન જાગતુંખી હોય."

ધનજી ઉઠયો અને ટેલીફોન કરીને ગોપાળને બોલાવ્યો. (નારાયણુને હવે આપણે ગોપાળ તરીકેજ પીછાણીશું.) ધનજી પોતાના કપડાં બદલીને ડાઇનીંગ રૂમમાં ગયો અને ત્યાં જમવા બેઠો તેટલાં ગોપાળ આવી લાગ્યો અને ગોપાળને ધનજીએ સલામ કરી

ઇશારતથી એક ખુરસીપર બેસવાને જણાવ્યું અને ડા૦ કુપરવાળી સઘળી વાત તેને કહી સંભળાવી.

"ગોપાળ તમારા ડીટેકટીવ તરીકેના હુનરથી મને તમારી ઘણી મદદ મળી છે અને આએ એક બીજી મદદ જોઇએ છે. આએ ડાકટર કુપર કોણ છે? શોધી કહાડો, અને એ મારી આગળ કાંય આવ્યો અને એના મનમાં શું છે તે જોણવાની કોશેશ કરો. એટલું તમારાથી બનશે!"

"પહેલાં તો ડીરેકટરી ઉપરથી એનું નામ ઠામ વગેરે જાણી શકાશે અને પછી સઘળી તપાસ કરીને તમોને કહેશુ."

"ઠેંકયુ, ઘણી મહેરબાની," ધનજીએ કહ્યું, "તમારૂં નવું ઘર કેવું છે? બરાબર બધી સગવડ છેકેની?"

"હાજી બધી સગવડ છે," ગોપાળે નીચી નજર રાખી જવાબ દીધો.

"ત્યારે હવે લગન કયારે?"

"મારા શેઠના લગન થાય ત્યારે."

"એટલે?"

"તમો સમજી ચુકયા છો, પુછો છો શાના?"

"મારાં લગનની એટલી બધી શું ઉતાવળ છે?"

"ત્યારે મારાં લગનની શા માટે દોડાદોડી થવી જોઇએ?"

"તમારી ધારેલી નેમ પાર પડી છે ગોપાળ, તમારી માતા અને તેણીને લગતી સઘળી હકીકત જાણી ચુકયા છો. તમારૂં વેર

વળી ચુકયું છે; ખુદરતનો જબરદસ્ત બળવાન હાથ તમારો ફીનો લઇ ચુકયો છે. હવે તમોને કોઇ બીજી બાબત ઉપર ધયાન આપવાનું નથી. હવે તમો સંસારમાં મંડાઇ જાઓ અને સુખી સુખચારી જીંદગી ગુજારો એવી મારી ખરાં જીગરની ઇચ્છા છે."

"અને મારી ખરાં જીગરની ઇચ્છા શું છે તે હું તમોને કહું. મારા શેઠ પોતાના ઘરમાં ધણીઆણી લાવે અને સુખી જોડું આનંદમાં કાળ ગુજારે તે હું જોવા માંગું છું. શેઠજી, મારૂં પોતાનું કામ પુરૂં થયું હોય તો હજી તમારૂં કામ બાકી રહયું છે અને તમારૂં કામ તે હું મારૂં પોતાનું સમજું છું."

"ત્યારે શું તમારાં લગન થયા પછી મારા કામમાં તમો મદદ આપી નહી શકશો? હમણા જેમ મદદ આપો છો તેમ તે વેળાબી આપી શકશો."

"ત્યારે સાહેબ, તમારાં લગન થયા પછી તમે તમારૂં કામ બજાવી નહી શકશો? હમણા જેમ તમારાં કામ ઉપર તમે રોકાયા છો તેમ તમારાં લગન પછીબી તમો રોકાઇ શકશો અને તે તમારી નેમ પાર પાડવાપર ધ્યાન આપી શકશો."

"ત્યારે તમે અસેમસે મને એમ કહેવા માંગો છે કે મારે હવે જલદી લગન કરવાં, ખરૂં કેની?" ધનજીએ હસીને પુછયું.

"આજે હું કહું છું એમ નથી; છ મહીના થયા એમ હું કહેતો આવ્યો છું. હું કબુલાત આપુ છું શેઠજી કે જો આજે તમારાં લગન થાય તો તે પછી આઠ દીવસમાં મારાં લગન થાય. તમારૂં ખરૂં સંસારી સુખ તમો શરૂ કરો તો હું પોતે સુખ જોવાની કોશેશ કરવાં માંડુ."

"ઠીક છે; જો એજ તમારો વીચાર છે તો ખુદા ચાહશે તો તમોને કાલે હું કાંઇ ખુશીના સમાચાર કહીશ."

"આ પછી ગોપાળ રવાના થયો અને ધનજી આખા દીવસ દરમયાન બનેલા બનાવો ઉપર વીચાર કરતો બીછાણામાં પડયો.

---

## પ્રકરણ ૩૦ મું.

——:o:——

### ડા૦ કુપર.

ભર ઉમેદમાં હાય રે થઇ છું નીરાસ,

સુખના ખ્યાલમાં, ઉડી ગઇ આશ.

ડા૦ (મીસ) ફ્રેની દુબાસ પોતાની હોસ્પીટલમાં હતી પોતાનું સવારનું સઘળું કામકાજ પુરૂં કરીને પોતાના ખાનગી ઓરડામાં થોડો વાર આસાયશ લેવા બેઠી હતી. તે એક સોફા ઉપર આળોટાઇ ન્યુઝપેપર વાંચતી હતી. હમેશાં પોતાનું કામકાજ પુરૂં કરવા પછી ૧૫ કે ૨૦ મીનીટની આસાયશ લેવા પછીજ તેણી પોતાના હોટલમાં પાછી ફરતી હતી માટે આજે પણ તેજ રીતે તેણી આરામ લેવા બેઠી હતી.

તેણી ન્યુઝ વાંચતી હતી તેટલાં બહારથી કોઇએ બારણું ઠોકયું.

ફ્રેની બોલી "કોણ છેઓ? અંદર આવો પ્લીઝ."

ઓરડામાં એક જવાન્યો દાખલ થયો. આગલી રાતે જે ભેદ ભરેલો પરોણો ધનજી આગળ હાજર થયો હતો તેજ યને ડા૦

જમશેદ શાપુરજી કુપર હતો. તે અંદર આવ્યો અને ફરેનીની સામે ઉભો રહયો.

"આવો ડા૦ કુપર, પ્લીઝ ટેક ચેર." ફ્રેનીએ તેને આવકાર દીધો.

"હું તમારી સાથે ખાનગી વાત કરવા આવયો છું." ડા૦ કુપરે ઇંગ્રેજી અને ગુજરાતીની ભેળસેળમાં-હાલના મોટે ભાગના પારસી ગ્રેડયુએટો જે ધપે કચુમર કરીને વાત ચલાવે છે તે ધપે—વાત ચલાવી. પણ વાંચનારની સગવડને કાજે આપણે તે વાતચીત આપણી સાદી ગુજરાતીમાંજ રજુ કરીશું. તે ડા૦ કુપર બોલ્યો: "હું તમારી આગળ આવતાં પહેલાં તો ઘણો નરવસ થયો છું."

"ચીંતા ના કરો ડા૦ કુપર, તમારે જે કાંઇ કહેવું હોય તે બેલાશક કહેવો. હું ધીરજથી સાંભળવાને તઇયાર છું."

"કોઇની ખાનગી અને સંસારી બાબતમાં માથું મારવાનો મને હક નથી. પણ તમો મારાં મહેરબાન છેઓ; મને આએ નોકરીએ રાખવાની તમે ભલામણ કીધી છે અને તમોએ મારી ઉપર એવો ઉપકાર કીધો છે કે તમારી કોઇ સેવા બજાવવાની હું મારી ફરજ વીચારૂં છું."

"ઠેંકયું. તમારી લાયકાત જોઇને મેં તમારી ભલામણ કીધી; બીજું કાંઇજ નહીં. હવે તમે શું કહેવા આવ્યા છો તે બોલો."

"શહેરમાં વાત ચાલી રહીછ; સઉ કોઇ ખાનગી અને જાહેર મંડળોમાં—અલબતાં તમારી ગેરહાજરીમાં—તમારે માટે

બોલેછ કે તમો થોડા વખતમાં પેલા દોરાભશાહ અમેરીકન સાં પરણવાનાં છેઓ." ડા૦ કુપર અચકાતાં અચકાતાં અને ધીમે ધી ગોખી ગોખીને બોલ્યો.

ફ્રેનીનો ગોરો રૂપાળો ચહેરો આ સાંભળતાં લાલ થઇ આવ્યે તેણીએ નીચી નજર કરીને પુછ્યું; "વેલ—તે તમે મને કહે આયાછ કે? લોકો ગમે તે બોલે; મને તેની સાથે શું કામ છે અને મારે પુછવું જોઇયે કે તે બાબત સાથે ડા૦ કુપર તમો પોતાને શું કામ છે?"

હવે ડા૦ કુપરને હીમત આવી. તે હવે લડડવા અથ અચકાયા વગર બોલ્યો; "જો એ વાત ખરીજ હોય અને લો ધારે છે તેવો કશો વીચાર તમોએ રાખયોજ હોય તો હું તમો ચેતવણી આપવા આવ્યો છું, ડા૦ દુબાશ."

"ચેતવણી?"

"હાજી. તમો જો એ અમેરીકન સાથે પરણવાનો વીચા રાખયો હોય તો તમો તમારી જીંદગીમાં સર્વથી મોટી ભુલ કરોછ તમારી ચોખ્ખી જીંદગીને એક એવા ફંદામાં સપડાવી દેવોછ તમો જીંદગીભર પસતાશો."

"ડા૦ કુપર, તમો એક ગ્રહસ્થને માટે આવું બોલોછ જોઇને હું અજબ થાવુંછ. મી૦ અમેરીકન માટે આવું બોલવાને તમોને શું હક છે? તમોને એવું બોલવાનું શું કારણ મળ્યું? ફ્રેનીએ હવે ગુસ્સે થઇ પુછ્યું.

"હું જાણતો હતોજ કે તમો આએ સવાલ મને પુછશો અને તેથી હું તે બાબે તઈયાર થઇનેજ આવ્યો છું. એ પારસી પારકી પંચાતમાં પડી પારકાં માણસને તારાજ કરનારો છે. પોલીસને છુપી ખબરો આપી પોલીસ તરફથી ખાનગીમાં મોટું લવાજમ મેળવનારો માણસ છે. અને તેની હું સાબેતી રજુ કરવાને તઇયાર છું, સાંભળો.—

"હું સેંડહર્સ્ત રોડ ઉપર રેહુંછ ને મારા ઘરને ભોંયતલ્યે એક બાઇ પોતાની દીકરી સાથે રેહછ. તે બાઇનું નામ નવાઝબાઇ છે અને તેણીની દીકરીનું નામ ગુલાં—આઇ મીન ગુલબાઇ છે. એ નવાઝબાઇનો ખાવંદ ઘણી સારી ચાલચલણનો હતો નહી. તેનું નામ કાવસજી કરાકરી છે અને કમનસીબે હમણા તે તુરંગમાં પડેલો છે."

"હા—મેં પેપરમાં વાંચ્યુંતું કે તેને ખોટા સીકકા બનાવવાના આરોપસર તુરંગમાં મોકલ્યોછ. પણ તમારી વાત આગળ ચલાવો."

"હવે એ બાઇને તેનો માટી દર મહીને રૂ૧૦૦ નો પગાર પુગાડતો હતો અને આએ બાઇ પોતાની દીકરી સાથે મુંબઇમાં રહેછ. તે કાવશજી તુરંગમાં ગયો તેની સઘળી માલમીલકત જપટ થઇ ગઇ, તે ખાખા વરખો બની ગયો અને આએ બાઇ તદન લાચાર નીરાધાર હાલતમાં આવી પડીછ. એ બાઇને તેનો માટી રૂ ૧૦૦ આપતો હતો અને તેની દીકરી સ્કુલ મીસ્ત્રેસ છે જેથી રૂ ૫૦ નો પગાર લાવેછ અને ઘરમાં મ્યુઝીકનું ત્યુશન આપેછ જેથી બીજા રૂ ૫૦ પાડેછ. એ બસો રૂપીયાપર તેઓ ગુજારો ચલાવતાં હતાં અને હવે લાચાર થયાં."

"લાચાર કાંય થયાં? તે છોકરી તો હજી રૂ ૧૦૦ કમાતી હોશેજ કેની?" ફ્રેનીએ સવાલ કર્યો.

"નહી; પોતાના બાપની નામોશી પછી તેણી નોકરીએ રહી શકી નહીં અને ત્યુશન લેવા આવતી છોકરીઓએ આવવાનું બંધ કરયું."

"વારૂં-તેની સાથે મી૦ અમેરીકનને શું લાગે વળગે?"

"એ વાત ઉપર હવે હું આવુંછ. તે માય દીકરી હાલમાં જે રૂ ૩૫ નું ભાડે આપે છે તે ભારી પડતું હોવાથી ઘર ખાલી કરવાની તઇયારીમાં હતાં પણ મેં તેમને તેમ કરતાં અટકાવ્યાં અને મારી ગરીબ ગુજાશે મેં હમણા તેમને મદદ આપવા માંડીછ."

"ઘણું નેક કામ કીધું. તમેઓ ઘણા સખી માણસ છો ડાકટર."

"તમે મારી ઠેકડી કરોછ પણ ખરી વાત જાણશો ત્યારે તમો અજબ થશો. આએ કાવસજીને હાલની હાલતમાં લાવનાર પેલો અમેરીકન પોતે છે. થોડા દીવસની વાત ઉપર એક માણસ નવાજબાઇને મલવા આવ્યો. તે તુરંગની મુદત પુરી કરીને આવ્યો હતો. તેણે નવાજબાઇ આગળ વાત કહી કે કાવસજીને તારાજ કરનાર આએ દોરાબજી અમેરીકન છે. દોરાબજી અમેરીકનેજ પોલીસ જોગો નનામો કાગલ લખયો હતો અને તેને આધારે કાવસજીનાં ઘરની જડતી લીધી હતી."

"તમારી કેમ ખાત્રી થઇ કે દોરાબજીએ પોતેજ પોલીસ જોગો કાગળ લખયો હતો? તમે કાંઇ તપાસ કે પુછપરછ કીધી?" ફ્રેનીએ પુછયું.

"ખાત્રીથી; બરાબર ખાતરી કરવા પછીજ હું તમોને આ વાત કહું છું. તમો પોતે એને એ વીષે પુછજો—એ ના મકર જઇ શકવાનો નથી. મને એમ માલમ પડેછ કે આવી બાતમી આપનારાઓને ઇનામ પણ મળેછ અને તેથી કદાચ પોલીસે દોરાબજીને ખાંનગીમાં ઇનામબી આપ્યું હોય."

"આવો તવંગર માણસ એવું ઇનામ લેય? એ કેમ બને!"

"કેટલાક કરોડપતીઓ ફક્ત પાંચ રૂપીઆને માટે ગળાં કાપેછ. લાખ રૂપીઆની સખાવત કરે અને દશ રૂપીઆને માટે ગરીબનાં હાલ્લાં વેચાવે. અમેરીકા જઇને લાખો રૂપીઆ એ કમાઇ આયોછ! કેમ કમાયો! શું ઉંધાં ચતાં કીધાં હશે! તમો શું જાણો—જગ શું જાણે? કાળાં ધોળાં કાવત્રાં કાંય નહીં કીધાં હોય? હાલના જમાનામાં એક માણસ થોડાં વરસની પ્રમાણીક મહેનતમાં લખપતી થાય એમ કદીબી બનેજ નહી. અમેરીકા ગયો તે અગાઉ એ દોરાબજી કયાં હતો—કોણ હતો? કોઇ તે જાણતું નથી. એની હાલની તવારીખ જે હું જાણુંછ તે ઉપરથી તો એની આગળી તવારીખ માટે શક ઉપજાવવાને દરેક કારણ મલેછ." ડા૦ કુપર ઉસ્કેરાઇને બોલ્યો.

"પણ એક બાગીએ કબુલ કીધું કે કાવસજીને સપડાવનાર એ દોરાબજી હતો તો એક પાપીને તેને કેજે પુગાડવા ખોટું શું છે?" ફ્રેનીએ હજીબી પોતાના લવરની હીમાયત કરવાની કોશેશ ચલાવી.

"કાવસજીને તેના પાપને કેજે પુગાડવા કાજે નહી પણ કાવસજી ઉપર વેર લેવા, પોતાનું કોઇ ધાટકી હડહડતું વેર લેવા, કોઇ તરાહેત માણસ તરફથી શરમભરી રીતે કીનો લેવા તેણે આ કામ કીધુંછ."

"ખરેખર? વેર લેવા?"

"હા. એ પોતાનું ઘાટકી વેર લેવામાં કેવી મજાહ લેછ તે જોવે. કાવસજી તુરંગમાં ગયો તે પછી આએ સાધુના સાહયામાં ફરતો શયતાન દોરાબજી પોતે તુરંગની મુલાકાતે ગયો. તુરંગના જેલરને તેણે કાંઇ અસતમ પસતમ સમજાવ્યું અને ખાનગી ઓરડામાં કેટલાક કેદીઓની મુલાકાત લીધી અને તે સાથે કાવસજીનીબી મુલાકાત લીધી અને કાવસજીને છડેચોક મોહડે ચહડીને કહયું કે તેણે પોતે કાવશજીને સપડાવ્યો હતો અને કાવશજી ઉપર કોઇ એક બીજા માણસનું વેર તેણે લીધું હતું."

"કેકયું—ડા૦ કુપર. આએ સઘળી વાત મને તમોએ કહી તેથી હું તમારો ઘણોજ આભાર માનુંછ." ફ્રેની નીરાસ અવાજે બોલી.

"માફ કરજો—મને માફ કરજો ડા૦ ફ્રેની; તમારી કદાચ સર્વથી મોટી આશા તારાજ થઈ હે શે. પણ તમારી સેવા બજાવવાની મારી ફરજ હતી અને તે મેં બજાવી છે. તમે ગમે તો તપાસ કરજો અને ખરૂં ખોટું જાણી લેજો. જો દોરાબજીપર આએ ખોટું તોહમત હોશે અને તેવી મારી ખાત્રી થશે તો તેથી મને જેટલી ખુશાલી ઉપજશે તેટલી બીજા કોઇનેબી ઉપજવાની નથી."

"મહેરબાની. સાહેબજી!"

ડા૦ કુપર ગયો અને ફ્રેની નાસીપાસ થઇ સોફા ઉપર પડી.

---

# પ્રકરણ ૩૧ મું.

——:૦:——

## બે ગમખાર જીગરો.

—:૦:—

દીલ તારૂં મારી આગળ તું ખોલ,
ભેદ આએ શું?—બોલ અરે બોલ,
ખરી વાત કહીને મારો તું થા,
ચુપ જો રહે તો ચાલ્યો તું જા.

ફ્રેની પોતાના હોટલમાં પાછી ફરી. તેણી ગમખાર બની ગઇ હતી. તે મનમાં વીચાર કરતી હતી; "દોલીની પેલી કવીતા હવે મને બરાબર યાદ આવેછ. એણે કીનો લેવા અને વેર સાંધવાના પોતાના વીચારો તેમાં દરશાવયાછ. ખરેખર એ અગાઉ કોણ હોશે? એની આગળી તવારીખ જાણવી જોઇયે. એ કોઇ કોઇવાર છુપેથી ગુમ થઇ જાયછ. કહાં જાયછ તે કોઇને એ કહેતો નથી, કોઇ તે જાણતું નથી. રખેને કાંઇ કાળા ધોળાં કરતો હોય. એ કહાં જાયછ, કોણને મળેછ, શું કરેછ તે જાણવા વના એની સાથે હું પરણું તો બેશક નાદાનીજ કરૂં. એણે પઇસા કેમ એકઠા કીધા એબી જાણવુંજ જોઇયે. આએ જવાન છોકરાએ મારી સુધ ઉંધાડીછ ને મારી સામે ખરો ચીતાર રજુ કીધોછ. એને આજે હું પુછી જોવું, જો ખરો ખુલાસો મળે તો એને કબુલ રાખશ; નહીં તો સદા સુંધીનો સંબંધ તોડી નાંખશ."

જ્યારે ફ્રેનીના મનમાંથી આવા ગમખાર વીચારો પસાર થતા હતા ત્યારે પેલી તરફ ધનજીના મનમાં ખુશનુમા ખ્યાલો દોડતા હતા. ગઈ રાતની ગોપાળની વાત જાણવા પછી તથા ગોપાળની સલાહ સાંભળવા પછી તેણે પોતાના મનમાં ચોકસ ઠરાવો રચી મુકયા.

આશરે પાંચ વાગે તે નીકળાયો અને મોટરમાં બેસીને એક ઝવેરીની દુકાને ગયો અને ત્યાંથી એક એનગેજમેંટ–રીંગ તેણે ખરીદ કીધી. તે સીધો ફ્રેનીના હોટલમાં જઈ પુગયો. ધારા મુજબ તે ફ્રેની આગળ હસતો જઈ લાગયો અને ફ્રેનીએ તેને આવકાર દીધો પણ તે આવકારનો અવાજ કાંઇક ઠંડો હતો, તેણી સુસ્ત હતી, ચેહેરો ફીકો હતો અને છાતી ધડકતી હતી. પણ તે સઘળું ધનજી જોઇ કે સમજી શકયો નહીં. તે તો પોતાની ખુશાલી અને ઉલટમાં ચકચુર હતો. તે તો આજે બનનારા બનાવ માટે મોટી આશા બાંધી આવયો હતો તે તો એવીજ ઉમેદ રાખતો હતો કે તે જે કાંઇ કહેશે તે સાંભળીને ફરેની હરખાઇ જશે.

પેલી વીંટીની દાબડી કહાડી. વીંટી ફ્રેનીને દેખાડીને ધનજીએ પુછયું: "ડારલીંગ, તુંને આએ વીંટી ગમેછ કે?"

"મજાની છે." ફ્રેની વીંટી દુરથી જોઇને ટુંકમાં જવાબ દીધો.

"ત્યારે લે ડીયર, તું એ આજથી પહેર. લોકો જે અટકળ આપણને માટે બાંધેછ તે અટકળ ખરી છે એમ આજથી લોકને દેખાડી આપજે અને હવે સઉને જાહેર કરજે કે આપણે અદરાયલાં છીયે અને થોડા વખતમાં આપણા લગન છે. આવ, મારી આગળ, આવ, હું તુંને વીંટી મારે હાથે પેહેરાવું."

"લોકોની અટકળ ખરી છે એવી લોકોને ખાત્રી આપવી કે લોકોની અટકળ ભુલ ભરેલી છે એમ તેમને જણાવવું એ એક સવાલ છે."

"એટલે! વળી તુંને નવો ભુત શું ભરાયો? મારી આગળ આવ."

"પહેલાં મારે તમોને બે ત્રણ સવાલ પુછવા છે."

"બે ત્રણ શું કામ પુછેછ! ગમે તો બોંતેર સવાલ પુછની."

"તમે કાવશ કરાકરી નામના કોઇ પારસીને ઓળખોછ કે!"

ધનજી ચોકયો. આવા સવાલની તેણે કદીબી આશા રાખી હતી નહીં. તેણે કહયું; "ફરેની. આવો સવાલ પુછવાનું તુંને શું કારણ મલ્યું?"

"તે બધું તમોને હું જણાવશ. તમે મારા સવાલનો જવાબ આપો."

"ત્યારે તારા સવાલનો એ જવાબ છે કે તેવા પારસીને હું ઓળખુંછ.

"ને તેને ફસાવીને તુરંગમાં મોકલનાર તમે પોતે?"

"ફરેની તેં કેઠેથી કેટલીક ખબર મેળવેલી લાગેછ. સાંભળી લે-હું તુંને કહું છું તે. કોઇબી માણુસ મને કોઇબી સવાલ પુછે તો તેનો જવાબ દેવાને હું બંધાયલો નથી. તેમજ સવાલનો ખોટો જવાબ દેવા જેવી હલકાઈ હું કરવાનોબી નથી. પણ તું જ્યારે સવાલ પુછે છે તો તુંને હું ખુલ્લું કેહવુંછ કે હા, તે માણુસને ફસાવનાર હું પોતે હતો."

"વેર લેવા કાજે તમે તેને ફસાવ્યો?"

"હા. એબી વાત ખરી છે. મેં એની ઉપર વેર લીધુંછ."

"કોણનું?"

"માણુસ જાતનું, માણુસ જાતનો એ હડહડતો દુશમન છે. નીરદોષને તારાજ કરનાર પલીદ છે, સુખી ને દુખી દરદી બનાવનારો દઇત છે; અને તેવાં માણુસ ઉપર વેર લીધુંછ."

"માણુસ જાતનું એણે નુકસાન કીધું હોશે પણ તમોને પોતાને એણે શું નુકશાન કીધું કે તમો એની ઉપર આવું વેર લેવા નીકળ્યા?" ફ્રેનીએ પુછ્યું. "તમને તો કાંઇ એણે હેરાન નથી કીધા? તમારૂં તો એણે બગાડ્યું નથી. ત્યારે પારકી જંજાલ કાંય લીધી!"

"મારૂં એણે શું બગાડ્યું? ફ્રેની હું ઇછું છું કે તુને હું બધું કહી દઈ શકતે. એ એક મારો મોટો ભરમ છે અને લાચાર છું કે તારી આગળ તેનો ખુલાસો કરી શકતો નથી."

"તમારો ખુલાસો એજ હોવો જોઇયે કે તમે જે બહારથી દેખાવો છો તે અંદર નહીં હોશો! તમારી કવીતા મને યાદ આવેછ, તમે કીનાબાજ કપટી છો; તમો કાંઇ મોટો ભરમ ભેદ લઇને ફરો છો; તમો કોણ જાણે કોણ છો."

"ફ્રેની ફ્રેની, આજે એમ કેમ? એમ આજે બદલાઇ કેમ ગઇ? આવું ગાંડું ગાંડું આજે કેમ બોલેછ, ફ્રેની?"

"તમારી આગળ હમણા સુધી હું જે ડાહી દેખાતી હતી તેના કરતાં હમણા બનેલી ગાંડી ભલી. મારી આગળ ખુલાસો કરો અને

અને મારી ખાત્રી થાય કે તમે—મેં તમોને ધાર્યા હતા તેવાજ છો, તો લેવો આએ હાથ ને પહેડાવો એની ઉપર વીટી; પણ જો તેમ નહી કરતા હોવો તો છેલ્લી સલામ!"

"તુંને એજ ખુલાસો જાણુવોછ કે મેં આએ કંગાળ કરતુકી કાવશ ઉપર વેર કાંય લીધું?" ધનજીએ સવાલ કરયો.

"એટલુંજ નહી. મને ઘણું જાણવું છે. તમો અમેરીકા ગયા તે અગાઉ તમે કહાં હતા? કોણ હતા? અમેરીકામાં તમે દોલત કેમ એકઠી કીધી? તમો જ્યાર ત્યાર ગુમ થઇ જાઓછ તે તમે કહાં જાઓછ? આએ કાવશજી ઉપર વેર લેવાનું કારણ શું? એ બધાનો મને ખુલાસો જોઇયેછ." ફરેની બોલી. "એ ખુલાસો કરી શકશો?"

"તે ખુલાસો નહી કરૂં તો?"

"તો આપણા વચેનો સંબંધ તુટવો જોઇયે. તમોને છેલ્લી સલામ કરતી વખતે મારૂં કલેજું કપાઈ જશે પણ તે છેલ્લી સલામ કરવાની હું મારી ફરજ વીચારીશ" ફરેની ગમખાર અવાજે બોલી. "જેને મારો ખાવંદ હું બનાવું તે ભલો સાચ્ચો અને પ્રમાણીક છે એવી મારી ખાત્રી થવી જોઇયે. જે મારો સદાનો સાથી બને તે નેક અને નીતીવાન હોવો જોઇયે. જેની હું ધણીઆણી બનું તેને માથે એક કાળો દાઘખી હોય, તેના નામ માટે જરા શકખી હોય તો મારી જીંદગી બરબાદ થઇ જાય. માટેજ મને ખુલાસો જોઇયેછ અને તે ખુલાસો હું તમારી પાસે માગુંછ."

"ત્યારે ફરેની છેલ્લી સલામ!" ધનજી ઉઠયો અને બોલ્યો.

"ત્યારે તમે ખુલાસો નથી કરતા? ખુલાસો કરવાની ના પાડોછ?"

"અફસોસ છે કે ના પાડવાની મને ફરજ પડેછ. મારી આગળી તવારીખ એવી છે કે તે જો તું સાંભળે તો જાર જાર રડે; મારી જીંદગીની સઘળી બાબતો તું જો જાણે તો આજે મને આવી રીતે તુચ્છકારે નહી. પણ હું વધારે તુંને કહેતો નથી; હું દુવા ગુજારૂંછ; ખુદા પાસે હાથ જોડીને ખરાં જીગરથી દુવા ગુજારૂંછ કે એક દીવસ એવો આવે કે જ્યારે મારી જીંદગીની સઘળી વીગતો તારી આગળ રજુ કરવાનું મારાથી બની શકે અને તારાં મનમાંનો શક હું દુર કરી શકું. સુખી રહેજે ફ્રેની, અને જો તેવો દીવસ નહીબી આવે તોબી યાદ રાખજે કે એક ધડકતાં જીગરમાં, તે જીગરનો છેલ્લો ધબકારો થશે ત્યાં સુધી તારે માટે મહોબતની લાગણી હઇયાત રહેશે."

"ગુડ બાય?" ફ્રેની ધીમે અવાજે બોલી અને ધનજી ઓરડામાંથી બહાર નીકળી ચાલતો થયો.

ધનજી ગયો અને ફ્રેની ગમખાર બની, આંખમાંથી આંસું પાડતી બેઠી. ધનજીની તસ્વીર તેણીની સામે ટેબલ પર રૂપાંની ફ્રેમમાં જડેલી મુકેલી હતી. જે જોતી તે બોલી: "દોસ્તી, મારા દોસ્તી, તારી ઉપર ને તારી ઉપરજ મેં આશા બાંધી હતી; તુંનેજ મેં મારો ખાવંદ ધારી લીધો હતો. હવે બીજા કોઇનીબી જગા મારાં જીગરમાં થવાની નથી. તુંને મેં છોડયોછ પણ અફસોસ છે કે એમ કરયા વના બીજો રસ્તો હતો નહી. ઓ ખુદા ઓ મારા

પરવરદેગાર તું મને મદદ કર અને જો દોલી ખરો સાચ્ચો હોય તો તે જાણુવાનું મને સાધન પુરૂં પાડ. જો એ નીચ પાપી હોય તો મારાં હઇડાંમાંથી એનો વીચાર ઉખેડી કહાડ, દુર કર."

પેશી તરફ ધનજી પણ પોતાને મનસે બળાપો કરતો હતો. તે બોલ્યો: "નાહક મને કાંય સતાવ્યો, ઓ ફ્રેની? મારા મનમાં પ્યાર મહોબતનો ખ્યાલ વટીક હતો નહી; મારી નાજુક મધુર લાગણીઓ સુસ્ત થઇ ગઇ હતી; પ્રીતનો જુસ્સો મંદ પડી ગયો હતો, તેને કાંય તેં સંજીવન કીધો? હવે મને લાગેછ કે ફ્રેની સીવાય બીજી કોઇનેબી હું ચાહી શકવાનો નથી. મારા જીગરમાં કોઇને હું જગા આપી શકવાનો નથી. પણ ફ્રેનીની માંગણી કેવી છે? તે હું કેમ કબુલ રાખી શકું? કેમ હું એની આગળ ખુલાસાવાર કહી શકું? એના છેલ્લા બોલ મને સદા યાદ રહી જશે. એ બોલી કે "જેની હું ધણીઆણી થાવું તેને માથે કાળો દાધબી હોય, તેના નામ માટે જરા શકબી હોય તો મારી જીંદગી બરબાદ થઇ જાય." તારી જીંદગી બરબાદ કરવાને હું પોતે તો કદીબી કારણ નહી આપીશ. મારી ફ્રેની. મારી આશા ફળી નહી. મારી ઉમેદ તારાજ થઇ. જેમ ખુદાની મરજી. મારા નામ ઉપર ડાઘ! આહ? ઓ ડાઘ લગાડનારાઓ તમોને હું હજીબી તારાજ કરશ ત્યારેજ ઠરીને બેસશ, એ ડાઘને સબબે આજે મારાં જીગરની સરવથી મોટી ઉમેદમાં મને નાસીપાસ થવું પડયુંછ. બે જણ તો ફેજે પુગયા હવે—ઓ તેહમુરસ, કાલા નાગ, તારી વારી આવીછ. સઘળાં કાવત્રાંનો પાયો તેં રચ્યોછ; તારી દોલત વધારવાને કાજે તેં પહેલું પગલું ભરયું અને દુરગાશંકર અને કાવસજીની મદદ લીધી; તો હવે

તુંને પહેલો નહી તો ઝેલ્લોઓ પુગાડી દેવશ; આજના બનાવથી તારી ઉપરના મારા કહેર કરોધના આતશ ઉપર નવેસરથી બળતણ ઉમેરાયુંછ–ફરીને તે આતશના ભભુકાએ જોર પકડયુંછ–સંભાળ! સંભાળ! હવે તારી વારી આવીછ–હવે તુંને જવાબ દેવાનો છે!"

## પ્રકરણ ૩૨ મું.

—:*:—

### પેલી એનગેજમેંટ રીંગ.

—:*:—

કેમ અરે દુર વહાલી નાખું તુંને,
આવ, મારી છાતીમાં રાખું તુંને,
મન તો કહેછ, "દીલબર અકારો બન્યોછ,"
જીગર કહેછ, "વધુ તે પ્યારો બન્યોછ."

આગલી રાતની માફકજ ધનજી પોતાના બંગલાના ડાઇનીંગ રૂમમાં જમવા બેઠો હતો અને તેની સાંમે બેસીને ગોપાળ વાત ચલાવતો હતો.

"એ જમશેદ શાપુરજી કુપર ડાકટરનો ધંધો કરે છે." ગોપાળ બોલ્યો "જે હોસપીટલમાં ડા૦ ફ્રેની દુબાશ નોકરી બજાવે છે તેજ હોસ્પીટલમાં છોકરાઓનાં વારડમાં ડા૦ જમશેદ નોકરી બજાવે છે અને તેને રૂ ૩૦૦ નો પગાર મળે છે. એવું જણાય છે કે એક દરદીને માટે કનસલ્ટ કરવા ડા૦ જમશેદે ડા૦ ફ્રેનીને બોલાવ્યાં

હતાં અને તે વખતથી ડા૦ જમશેદ અને ડા૦ ફ્રેની વચ્ચે ઓળખાણ પડી હતી. તે પછી ડા૦ ફ્રેનીએ બાળકોના વોરડ માટે એક તબીબને નોકરી રાખવાની ગોઠવણ કીધી અને ડા૦ જમશેદની હુશીયારી જોયલી હતી માટે ડા૦ જમશેદનેજ પોતાની ભલામણથી હોસ્પીટાલમાં રાખયો.

"એ ડા૦ જમશેદ સેંડહરસ્ત રોડ ઉપર એક ઘરમાં રહે છે રૂ ૫૦ નું ભાડું આપે છે અને એખલોજ છે. એને માટે કોઇબી આડો સખુન બોલતું નથી. ઘણો ભલો અને દીલસોજ કહેવાય છે. ગરીબોને ઘણી મદદ આપે છે. એનાં માબાપ મરણ પામયાં છે. કોઇ ગરીબ સુથારનો તે દીકરો છે જે સુથાર પીપ બનાવવાનો ધંધો બાપદાદાથી કરતો હતો પણ આએ દીકરાને શીખવ્યો ને તે ડાકટર થયો. માબાપ મરણ પામવાને એકુ વરસ થયું હશે.

"પણ જમશેદની જાણવા જોગ તવારીખ તો એક બીજીજ છે. એ જે ઘરમાં રહે છે તે ઘરના ભોંયતલ્યાંમાં નવાજબાઇ નામની એક પારસી બાઇ રહે છે તેની ગુલાં નામની આશરે ૧૯ વરસની પરી જેવી એક દીકરી છે. ઘણીજ ખુબસુરત છે અને શીખેલી ભણેલી છે. તે છોકરી નીશાળમાં માસ્તર હતી અને મ્યુઝીકનું ટ્યુશન આપતી હતી. એ છોકરી સાથે જમશેદ અદરાયલો છે પણ લગન બાબે વાંધો પડયો છે. મેં સઘળી વાત મેળવી છે; થોડી ઘણી વાત ખુદ જમશેદના નોકરથી મેળવી અને બાકીની વાત એક હીંદુ બાઇ તરફથી મેળવી કે જે હીંદુબાઇ તે છોકરી ગુલબાઇવાળીજ સ્કુલમાં એક ટીચર તરીકે નોકરી બજાવે છે."

"ત્યારે એ જવાન્યાઓના લગન બાબે વાંધો કાંય પડયો ?" નજીએ ગમગીન અવાજે પુછ્યું કારણ કે લગન બાબે વાંધો પડવાથી કેતવંતા, અરસપરસ મહોબતમાં ચકચુર બનેલાં જોડાંને કેવું દુ:ખ ઉપજતું હોવું જોઇયે તેનો અનુભવ તેને થોડાજ કલાક અગાઉ મલ્યો હતો અને તે દુ:ખના બોજા હેઠલ તે તરતનોજ દબાયો હતો.

"શેઠજી તમો જાણીને ઘણા અજબ થશો કે જમશેદ જે છોકરી ઉપર મોહી પડયો છે અને જેની સાથે અહરાયો છે તે તુરંગમાં ગયલા કાવસજી કરાકરીની દીકરી થાય છે." ગોપાળે જણાવ્યું.

"હે! ખરેખર ?"

"હાજી. એ છોકરીને પોતાના પીતાની નામોશીને સબબે પોતાની નોકરી છોડવી પડી છે અને તેણીની ટ્યુશનની કમાઇ પણ બંધ પડી છે. મા દીકરી હમણા ઘણી ગરીબ હાલતમાં છે." ગોપાળેજ જવાબ દીધો.

"એમની ગરીબાઇ વીશે તમે કેમ જાણ્યું ?"

"જે હીંદુ બાઇ આએ પારસણ ગુલબાઇની સાથેજ એકજ સ્કુલમાં નોકરી હતી તે બાઇએ મને ઘણી વાતો કહી છે અને તે ઉપરથી હું સઘળું જાણી શકયો છું. મને તો એમ લાગેછ કે એ માય દીકરીને હમણા ગુજારો ચલાવવાનાબી વાખા પડતા હશે; કદાચ ભુખમરો સેહવવો પડતો હશે."

"તોબાહ ! તોબાહ ! એક મુંજી ખાવંદ અને પીતાની ધણીઆણી અને બેટીને કેટલું બમવું પડે સમજી શકાય છે. હવે મને બધું સમજ પડયું. જમશેદ અને ફ્રેની વચ્ચે દોસ્તી છે; જમશેદ

પ્યાર મહોબતની જુમમાં ઉસ્કેરાઇ ગયો છે; પોતાની વહાલી માશુકને દુ:ખી થતી જોઇ તે ખીજવાયો છે અને કાવસજીની મેં તુરંગમાં છેલ્લી વાર મુલાકાત લીધી હતી તે વાતની તેમને ખબર પડી હશે માટે તે મારી સાથે કજીયો કરવા આવ્યો હતો એવું માલમ પડી આવે છે. જમશેદે ફરેની આગળ સઘળી વાત કહી હશે અને તેથી—"

"તેથી શું સાહેબ?" ગોપાળ ભડકીને પુછવા લાગયો.

"તેથી ફરેનીએ મારી સાથનો સઘળો સંબંધ તોડી નાંખ્યોછ."

ગોપાળ હસી પડયો.

"ગોપાળ તું હસેછ! શું એમાં તુંને કાંઇ રમુજ દેખાયછ?"

"હા. ફરેનીએ તમારી સાથનો સંબંધ તોડી નાંખ્યોછ એમ તમો મને કહો છો, તેથી મને રમુજ ઉપજેછ. ફરેનીનો તમારી ઉપર ખરો અને સંગીન સાબુત પ્યાર છે. તે કદીબી તુટવાનો નથી; સહેજબી ઓછો થવાનો નથી. તમો ઘાટકી, મુંજી, પાપી કે ખુનીઆ હોવો તોબી ફરેની તેમોને ચાહવાનીજ અને તમારે માટે મહોબતની લાગણી જીગરમાં સદા અને સદા ધરાવવાનીજ. તે લાગણી કોઇ દહાડેબી મંદ થાય નહીં; સુસ્ત પડે નહીં; તો પછી તે તમારી સાથનો સઘળો સંબંધ સદાને માટે તોડી નાંખે એ બનેજ નહીં."

"પણ ફરેનીએ પોતે પોતાને મોહડે મને એમ કહયું. મને છેલ્લી સલામ કીધી અને હું તેને સદાને માટે છોડી આવ્યો."

"એક વખત નહીં પણ એક લાખ વખત ફરેની તમોને કહે કે તેણીએ તમારી સાથનો સંબંધ તોડી નાંખ્યોછ તોબી તે સંબંધ

તુટવાનો નથી. કદાચ તે મનમાં એમબી સમજતી હશે કે તમારાથી તે સદાની અલગ થઇછ; પણ તેનું મન તેને ઠગેછ. એ બનેજ નહીં, બની શકેજ નહીં. જો એમ બને તો ધારી લેવું કે ફરેનીનો તમારી ઉપર ખરો સાચ્ચો પ્યાર હતોજ નહીં; જો ફરેનીનો ખરો ને સાચ્ચો પ્યાર હોય અને તે છતાં તે તમોને છોડે તો પછી એમજ કહેજો કે ખુદરતે પોતાનો હંમેશનો અચળ અખંડ નીયમ આજે છોડયો છે અને ખુદરતી રીતે જે થવુંજ જોઇએ તે આજે પહેલીજ વાર થયું નથી."

"ગોપાળ તમે મને ઘણી મોટી આશા આપોછ."

"મોટી આશા આપુંછ પણ તે ખોટી આશા નથી." ગોપાળ બોલ્યો: "શું બન્યું તે મને કેહો શેઠજી; હુંબી તો જરા જાણું."

ફરેની સાથની પોતાની છેલ્લી મુલાકાતની સઘળી વાત ધનજીએ ગોપાળને કહી સંભળાવી અને ગોપાળે તે ધ્યાનથી સાંભળી.

સઘળું સાંભળવા પછી ગોપાળ બોલ્યો: "ત્યારે પેલી વીંટી તમો સંભાળીને સાચવી રાખજો શેઠજી; હું આગાહી કરૂં છું કે એ વીંટીનું ઘણુંજ થોડા વખતમાં પાછું કામ પડશે અને ફરેનીની આંગળીમાં બીરાજશે."

"પેલી વીંટી, અરે હા—તે તો–તે તો–"

"તે કહાં છે!"

"મેં દાબડી બંધ કરીને ટેબલ ઉપર મુકી અને પછી ફરેની સાથે તકરાર થઇ અને વીંટી કે દાબડી પાછી ઉંચકી લેતાં હું

ભુલીજ ગયો." ધનજી બોલ્યો; "મને વીંટી વીશેનો કશો ખ્યાલ રહ્યોજ નહીં."

"ત્યારે ખાત્રી રાખજો શેઠજી; આએ વીંટી પાછી ફરવાનીજ નથી. અને જ્યારે પાછી ફરશે ત્યારે કાંઇ નવોજ રંગ મચશે."

"શું થશે! શું થશે! મને કહેવો ગોપાળ શું થશે?"

"તે કાંઇ હું હમણા અતકળી શકતો નથી. મેં માણસ જાતના ખવાસનો અને તેમાં ખાસ કરીને સ્રી જાતની ખાસીહતનો પુરતો અભ્યાસ કીધો છે માટે કહું છું કે આ વીંટીને પોતાના દીલમાં ફ્રેની દાબી રાખશે અને મારા બોલને યાદ કરશો શેઠજી કે જ્યારે આ વીંટી પાછી આવશે ત્યારે ફ્રેનીની આંગળી ઉપરજ દેખાશે."

ધનજી ચુપ શાંત કેટલોક વખત બેસી રહ્યો અને તે પ્રમાણે તેને થોડો વાર બેસવા દેવા પછી ગોપાળ પાછો બોલ્યો "શેઠજી પેલા કરાકરીની બઇરી અને દીકરીનું કેમ?

"એ વાત તો હું ભુલીજ ગયો. ખાવંદ અને પીતાના પાપને કાજે બાયડી અને દીકરીને હેરાન થવા દેવી જોઇએ નહી. બોલો! શું કરીયે?"

તેઓ બંનેએ કેટલોક વખત વાત ચલાવી અને ચોકસ ઠરાવ ઉપર તેઓ આવ્યા અને પછી નારાયણ સલામ કરીને ત્યાંથી રવાના થયો.

પણ ત્યારે પેલી એનગેજમેંટ-રીંગનું શું થયું?

તે વીટીની દાબડી ધનજી તો ફ્રેનીના ઓરડામાં ટેબલ ઉપર ખરેખર ભુલીજ આવ્યો હતો. ફ્રેની ગમખાર બની હતી અને ધનજીના જવા પછી તે આંખમાંથી આંસુ ટપકાવતી બેઠી હતી. ઘણે વારે તેણી શાંત થઈ અને પોતે જે કાંઇ કીધું હતું તે વાજબીજ કીધું હતું એવું તેણીએ મનસે ધારી લીધું અને ધનજીનો ફરીને ખ્યાલ વટીક કરવો નહી એવો તેણીએ વીચાર કરીને પોતાના જીગર અને મનને ઠગવાની કોશેશ કીધી. પણ 'દોલીને હવે ફરીને મારે યાદબી કરવો નહી જોઇએ' એવો વાકય તે દમ—બદમ બોલતીજ રહી યાને દરેક ઘડીએ 'યાદબી કરવો નહી જોઇએ' એમ બરબડીને ખરેખર તો તેને યાદ કરતીજ રહી.

તેટલાં એકાએક પેલી દાબડીપર તેણીની નજર પડી. તેણી દાબડી જોઇને બોલી: "એ અહીં કેમ રહી ગઇ! દોલી મુકી ગયો જાણી જોઇને મુકી ગીયો? મને લાગેછ કે એ ભુલી ગયો. ત્યારે એ દાબડીને ને વીટીને હું શું કરૂં? એ મને નકામી છે." એમ બોલતાં તેણીએ તે દાબડી ઉઠાવી. "કેવી આશા ઉમેદમાં આએ વીટી એ લાયો હોશે ને કેવી નાસીપાસી સાથે પાછો ફરયો હોશે. પણ હું શું કરૂં? જે મારે કરવું જોઇતું હતું તેજ મેં કીધું છે." તેણી બોલતી ગઇ અને ધીમેથી દાબડી ઉઘાડતી ગઇ. વીટી બરાબર જોઇ અને તે દાબડીમાંથી હળવેથી બહાર કહાડી "નહી મારે એ વીટી રાખવી જોઇએ નહી. લાવ, એની ઉપર ચીઠી લખીને વીટી પાછી મોકલી દેઉં."

દાબડીમાંથી કહાડેલી વીટી તેણીએ દાબડીમાં પાછી મુકી નહી પણ ટેબલપર બહારજ મુકી અને કાગલ લખવા બેઠી. કોરૂં કાગળ

સામે મુકી હાથમાં સ્ટીલ પેન લઇ ખડયામાં પાંચ સાત વખત સ્ટીલ બોળી. શુરૂ કેમ કરવું? ભાઇજી લખવું કે શેઠજી લખવું? ઇંગ્રેજીમાં ચલાવવું કે ગુજરાતીમાં? પાંચ છ કાગળ લખયાં અને ફાડયાં છેવટે કલમ હાથમાંથી ફેંકી દઇ વીટી પાછી હાથમાં લીધી, પોતાની આંગળીમાં પોતાનેજ હાથે ધીમેથી તેણીએ પહેરી, આંગળી કેવી લાગે છે ને ફેરવી ફેરવીને જોઇ અને પછી તે આંગળી અને વીટી ઉપર જોરમાં જોશભેર ઉભાતી લાગણીથી ચુમી લીધી.

---

## પ્રકરણ ૩૩ મું.

—:*:—

### લાચારોને આડકત્રી મદદ.

—:o:—

તવલતાંની તરૂપત તું કરશે જો ભુખ,
દુખ્યાનું તાલશે જો મદદથી દુઃખ,
દેશે જો લાચારને આશરાની કુખ,
તો સંતોષનું મેળવશે ખરૂં તું સુખ.

કાવસજી કરાકરીની ધણીઆણી નવાજબાઇ અને તેની બેટી ગુલબાઇ સાથે ડા૦ જમશેદ કુપર વાત કરતો બેઠો હતો.

આ વખતે એક હીંદુ ગ્રહસ્થ આવી પુગ્યો. એ હીંદુ ગ્રહસ્થ આપણો ગોપાળ હતો. તેણે આવતાંના વારમાં પુછયું. "બાઇ સાહેબ,

અહીં નવાજબાઇ કાવસજી કરાકરી કરીને કોઇ બાઇ રહે છે, તે કયાં છે? મને નીશાની આપશો તો બહુજ મેહરબાની થશે."

"તે બા, હુંજ." નવાજબાઇ બોલી; "આવોની, અંદર આવોની તમારૂં નામ શું? કહાંથી આયાછ?"

"હું જંગબારથી આવ્યો છું બાઇ સાહેબ." ગોપાલે કહયું. "ત્યાં 'ઝેનોબા કોલેરી' નામની કોલસાની ખાણવાળાઓની પહેડી છે અને તે પહેડીના વડા મેનેજર મી૦ રોબર્ટસન તરફથી કેટલાંક કામ કાજ કરવા મને મુંબઇમાં આવવું પડયું છે અને તે તકનો લાભ લઇને મી૦ રોબર્ટસને ફરમાવ્યું છે કે મારે તમારી મુલાકાત લેવી."

"મારા બેહેસ્તી બાવા જંગબારમાં એક ખાણવાલાની પહેડીમાં નોકરી ઉતા." નવાજબાઇ બોલી "તમારે તે વીશે કાંઇ કહેવુંછ કે!

"હાજી તમારા પીતાએ તે પહેડીમાં લાંબી નોકરી બજાવેલી અને તે પછી પેનશન લઇને મુંબઈ આવી વસેલા." ગોપાલે કહયું "તેવણે પાંચ વરસ પેનશન મેળવ્યું ને પછી મરણ પામયા."

"તમે બધું જાણોછ, ભાઇ." નવાજબાઇએ કહયું.

"મને રોબર્ટસન સાહેબે બધું કહયુંછ." ગોપાલ બોલ્યો: "તમારા પીતાને પેનશન તો મળતું હતું પણ તેવણને રૂપ્યા પાંચ હજારનું એક બોનસ મળયું હતું જે બોનસની રકમ વાંધામાં પડી હતી. કામદારોને અને નોકરોને બોનસ આપવું કે નહિ આપવું તે સવાલ ઉભો થયો હતો અને તેથી બારીસ્તર વકીલનાં મત લેતાં અને તેની ખટપટ કરતાં વખત વહી ગયો. આખરે નકકી થયું કે એ

બોનસ અને તે ઉપર ચહડેલું સઘલું વ્યાજ તે કામદારો અને નોકરોને અથવા તેમના વારસોને આપવું."

આએ સાંભળીને ગુલાં અને જમશેદ આશાવંત આંખોથી એક બીજા તરફ જોવા લાગ્યાં. સઘળી વાતચીત દરમ્યાન તેઓ એકબી બોલ બોલતાં હતાં નહી અને સઘલું સાંભલ્યા કરતાં હતાં.

"ત્યારે મારા બહેસ્તી બાવાના પાંચ હજાર—"

"તે વીશેજ તમોને હું પુછવા આવ્યો છું. મને ખબર મલી છે તે મુજબ તમારા મરનાર પીતાના માત્ર તમોજ એકપુરાં પુત્રી હતાં અને તેટલા માટે તે રકમ તમોને આપવી જોઇયે. રૂ. પાંચ હજારની રકમ વ્યાજથી વધીને સાત હજારની થઇ છે. મારે તે રકમ તમોને સોંપી દેવી છે. હવે જો કોઇ આબરૂદાર માણસની ઓળખ પીછાણ આપો તો એ રૂપીયા સાત હજારની રકમ હું તમોને સોંપી દઉં."

"તે બાવા, હું ગરીબ માણસ કોણની ઓળખ આપવા જાઉં?"

"ડા૦ જમશેદની તમો ઓળખ આપી શકશો?" ગોપાલે ડા૦ જમશેદ કુપર તરફ જોઇને પુછ્યું.

જમશેદે અજબ થઇને સવાલ પુછયો: "તમે મને ઓળખોછ?"

"ઘણી સારી રીતે. મેં તમોને થોડા દીવસમાં ઘણીવાર જોયા છે કારણ કે જે હોસ્પીટલમાં બાળકોના વારડમાં તમો ઓધો બજાવો છો ત્યાં મને અનેક વાર આવવું જવું થયું છે. મારા એક ખેસીનું બાળક ત્યાં સીક હતું તેને હું જોવા આવેલો અને ત્યાં મેં તમોને ઓળખેલા." ગોપાલે ખુલાસો કરયો.

"જો મારી ઓળખ પુરતી થઇ પડતી હોય તો હું તે આ તઇયાર છેઉં." ડા૦ જમશેદે જણાવ્યું.

"ત્યારે આએ દસ્તાવેજ વાંચો."

ગોપાલે એક કાગળ જમશેદના હાથમાં આપ્યો. જમશેદે ગુલાંએ તે બારીકીથી વાંચ્યો. તે ઇંગ્રેજીમાં લખેલો દસ્તાવેજ અને તેને મથાલે કોલેરીનો છાપ હતો.

"આએ બાબતની જાહેરાત આપવાની કશી જરૂર નથી. આવતી કાલે તો કલકતા જઇશ અને ત્યાંથી રંગુન થઇને ૧ જંગબાર જઇશ. આએ રૂપીયા હું લાવ્યો છું. એ ગણી હે બાઇની આએ દસ્તાવેજપર સહી આપો અને તમે સાખ કરે મારૂં કામ પુરૂં થશે." ગોપાળે નોટ કહાડીને કહયું.

કેટલીક વાતચીત થવા પછી નવાજબાઇએ તે દસ્તાવેજ ( સહી કીધી, જમશેદે તે ઉપર સાખ કીધી અને ગોપાળ નોટ : આપીને ત્યાંથી ચાલતો થયો. ગુલાં અને નવાજબાઇ એકેકને વળગ્યાં અને તેમની આંખોમાં આંસુ આવી ગયાં. જમશેદ પણુ થયો અને આવી રીતે ન ધારેલી રકમ મળવાથી તેઓની મોટી ચ અને ધાસ્તી એક તડાકામાં દુર થઇ ગઇ. તેમને સહેજબી ૧ હતી નહીં કે તેમના ખાવંદ અને પીતાને તેને ફેઝે પુગાડનાર જીએ તેમને આએ આડકત્રી રીતે મદદ કીધી હતી.

"અરે પણુ મમા, તમે એ બીચારા હીંદુનું નામ તો પુછ નહીં." ગુલાં બોલી; "બીચારાનો આપરે ઉપકારબી નહીં માન

"ખરેખર, આપરી મોટી ભુલ થઇ." જમશેદે કહયું.

ગોપાળ પાછો પોતાના અસલી મામુલી પોશાકમાં ધનજી આગળ હાજર થયો અને બનેલા સઘળા બનાવની વાત કહી સંભળાવી અને પેલો સહી સાખ થયેલો દસ્તાવેજ આપ્યો.

"કેવું સારૂં થયું કે આપરે બરાબર બાતમી મેળવી અને વધારે સારાં નસીબની વાત તો એ છે કે નવાજબાઇએ કોઇબી રીતે કોઇની બક્ષીસ કે સખાવત લીધી નથી એવો નવાજબાઇ, ગુલાં અને જમશેદને ખ્યાલ રહેલો છે. કોલેરી સાથના મારા સંબંધને પ્રતાપે એક ભલું કામ કરવાની મને તક મળીછ તેથી મારા પરવરદેગારના હું હજારો હજાર શુકર કરૂંછ." ધનજી બોલ્યો.

ઉપલા બનાવો પછી ધીમે ધીમે દીવસો વહી ગયા. ફ્રેની એક તરફ મુઝાયા કરતી હતી અને બીજી તરફ ધનજી બળાપો કરતો હતો અને ગોપાળ વળી આ બંને જણાઓને પાછાં એક કેમ કરવાં તેની તદબીર શોધવામાં મશગુલ થઈ રહેલો હતો.

હવે ગોપાળે પોતાનું અસલ નામ પાછું ધારણ કરયું હતું; દુરગાશંકરથી છુપો રહેવા કાજે, અને છુપો રહી પોતાનું વેર લેવા કાજે ગોપાળે પોતાનું નામ બદલ્યું હતું પણ હવે તેની મતલબ રહી હતી નહીં માટે તે ગોપાળને નામે ઓળખાતો હતો તો જો કે તેના નવા થયલા ઘણા મીત્રો તેને હજીબી નારાયણના નામે બોલાવતા હતા.

પોતાની કોમવાળી આશરે પંદર વરસની ઉમરની એક છોકરી સાથે તે અદરાયો હતો અને તેણીની સાથે લગન કરવાની તેની આશા હતી પણ તેમ તેનો ઠરાવ પણ વીચીત્ર હતો. જ્યાં સુધી શેઠ ધનજી

(દોરાબશાહ) ના લગન થાય નહીં ત્યાં સુધી પોતે પણ પરણવું નહીં એવો તેનો મુસ્તકીમ ઈરાદો હતો અને ધનજી તે ઠરાવથી ગોપાલને ફેરવી શકયો નહીં.

જ્યારે ધનજીએ ગોપાલને કહ્યું, "ગોપાલ, હવે તમે લગન કરો. તમોને હવે કાંઇબી અટકાવ જેવું નથી."

"ખરી વાત છે શેઠજી, મને કશી પાંતીની અડચણ કે અટકાવ નથી. તમોએ હજારો રૂપીઆની મારી ઉપર નવાજીશ કીધી છે. તમોએ મને ઘર બંધાવી આપ્યું છે; અને વળી તમો મને દર મહીને રૂ ૩૦૦ નો પગાર આપો છો પછી નાણા સંબંધી બાબતમાં હું કશીબી અડચણ ભોગવું એવું છેજ નહીં. માટે હવે મારે પરણવું જોઇએ."

"પણ ત્યારે હવે ખોટી શાની છે?"

"તમારી."

"મારી!"

"હા શેઠજી."

"તે કેમ?"

"તમારાં લગન આજે થાય તો કાલે મારાં થાય."

"પણ ગોપાલ મારી બાબતમાં તો વાંધો પડયો છે."

"તે વાંધો નીકળી જશે."

"હું ધારતો નથી."

"હું ખાત્રીથી માનું છું."

"નહીં ગોપાલ, મારી અરજ છે કે હવે તમે લગન કરો."

"શેઠજી, મારી તમોને અરજ છે કે દબાણ ના ચલાવો."

"હું જો સદાને કુંવારો રહેવશ તો શું તમેબી રહેશો?"

"હું ખાત્રીથી, એકીનથી, માનું છે કે તમો કુંવારા રહેશોજ નહી."

"પણ જેની ઉપર દીલ લાગ્યું છે તેનું દીલ મારી ઉપરથી ઉઠી ગયું છે જેથી હવે મારાં લગન થવાની આશા રહી નથી."

"એક વાત કહું તે સાંભળો. હું જે છોકરી સાથે અદરાયો છું તેણીના બાપને મેં કહયું છે કે ત્રણ મહીનામાં હું લગન કરીશ માટે તેની સઘળી તઇયારી રાખવી."

"ત્યારે ત્રણ મહીનામાં મારા લગન થાય કે નહીં થાય તોબી તમોને પરણવું પડશે. એ જાણી હું ઘણો ખુશ થયો છું ગોપાલ."

"હું ફરીને કહું છું કે ત્રણ મહીના અગાઉ તમારાં લગન થવાં જોઇયે અથવા તો લગનની ગોઠવણ થવી જોઇયે કારણ કે ફરેની અને તમો બીજા ત્રણ મહીના એકકથી જુદાં રહો એ કદીબી બનવાનુંજ નથી." ગોપાળે જવાબ દીધો.



# પ્રકરણ ૩૪ મું.

——:o:——

## તહેમુરસની તારાજી.

—:*:—

હોંસ હવે પકડને હુશીયાર થઇ જા,
વેરનો પટકો જીલવાને તઇયાર થઇ જા,
બદીની નીંદથી બેદાર થઇ જા,
લુટફાટના ધંધાથી તું બેકાર થઈ જા,
આવી પુગો હવે જવાબ દેવાનો વખત,
કીનોબી અસલી લેવાનો વખત.

તહેમુરસ દુબાશ, કાળો નાગ મુંબઇમાં આવેલો હતો. તે ફ્રેનીવાળાં હોટલમાંજ ઉતર્યો હતો. પોતાના ઓરડામાં તહેમુરસ બેઠો હતો અને તેની સામે એક હીંદુ દલાલ બેસીને વાત કરતો હતો.

"કોઇ લેવાલ નહીં નીકળતો?" તહેમુરસે પુછ્યું.

"માંગનાર તો ઘણા છે પણ ભાવ સારો ઉપજતો નથી." પેલા હીંદુએ જવાબ દીધો; "શેઠજીને કહું કે હવે તમોબી ખેંચતાણ ઓછી કરો તો સારૂં. વેચીને પસ્તાઇએ, રાખીને પસ્તાવું ખોટું."

"આએ મોતી મેં સાત લાખ રૂપે ખરીદયાં હતાં અને તે અમેરીકા વેચવા મોકલ્યાં. એ પાછાં આવ્યાં. આવવા જવાનો ખરચ વીમો સઉ મારે માથે પડયો; અને મુદલ ઉપર બ્યાજ ચહડયું. હવે એના મને રૂપ્યા સાડા સાત લાખ ઉપજે તો સહેજ સાહજ

નફો રહે; પણ જ્યારે સાડા સાતને બદલે અઢી લાખની માંગણી થાય ત્યારે કેમ અપાય?" તેહમુરસે સવાલ કર્યો.

"પણ શેઠજી હમણા તો અઢી છે પણ દીવાળી વીતાં સવાબે થશે. મોતીના ભાવ ગગડતા જાય છે. અમેરીકન ને પારીસમાં હવે મોતીની ફ્રાસીન નથી તેથી મોતી કોઇ લેતું નથી ને ભાવ ગળતા જાય છે. પછી તો જેમ મરજી."

"પણ હડી લાખનો કોઇ માંગનાર છે ખરો કે?"

"છે, પેલો દોરાબશાહ અમેરીકન માંગે છે. કહો તો સોદો કરૂં" દલાલે કહયું.

"દોરાબશાહ અમેરીકન." તહેમુરસ મનસે બરબડ્યો; "એજ કેમ મારાં દરેક કામની વચમાં આવ્યા કરતો હોશે. એની કાંઇ સમજ પડતી નથી. મારી ચહડતી જોઇને એને અદેખાઇ તો નથી ઉપજતી?"

"ત્યારે હવે શું વીચાર શેઠ?" દલાલે સવાલ કર્યો.

"ઠીક ભાઇ, કરો સોદો." તહેમુરસ હાય ખેંચીને બોલ્યો: "લાંખો રૂપ્યાનું મને નુકસાન થાયછ આએ વેપલામાં."

"પણ વધુ નુકસાન થતું અટકે છે શેઠજી."

દલાલ ગયો અને તહેમુરસ શેઠ વીચારમાં અને ચીંતામાં બેઠા અને છેલ્લી થોડીક મુદત દરમ્યાન ગયલી મોટી ખોટ માટે માથે હાથ દઇને બળાપો કરવા લાગ્યા.

તેટલાં તેને એક પારસી મળવા આવ્યો. આએ પારસીને

તહેમુરસ ઓળખતો હતો નહીં. તે પારસીએ પોતાની ઓળખાણ પીછાણ આપી અને પછી લંબાણ વાતચીત ચલાવી. તે પારસીના આવવા અગાઉ તહેમુરસ ચીંતાતુર હતો પણ પારસી સાથે વાતચીત કરવા પછી તો તહેમુરસ ગોયા ભખઇજ ગયો, તેના હોઠ ઉડવા લાગયા અને નરવસ બની ગયો.

જે પારસી કાવશજી કરાકરી તરફથી તેની ધણીઆણી જોગો સંદેશો તુરંગમાંથી લાવ્યો હતો તેજ તે પારસી હતો અને તહેમુરસ આગળ કાવશજીનો સંદેશો લાવ્યો હતો. ધનજી, દોલી અમેરીકન તરીકે જે કાંઈ કાવશજી આગળ કહી ગયો હતો તે સઘળું પેલા પારસીએ તહેમુરસને જણાવ્યું અને તેથી તહેમુરસ અકળાઇ ઘભરાઇને હબતાઈ ગયો.

તે પારસીને તહેમુરસે ૧૦ રૂપયા આપયા અને તે ગયો અને તેના જવા પછી તહેમુરસ પોતાના ઓરડામાં, પોતાનાં મનની બેહદ ઉસકેરાયલી હાલતમાં આમ તેમ ફેરા ખાવા લાગ્યો. ઘડીમાં તે ઉઠીને આમ તેમ ફરતો, ઘડીમાં બેસી જતો, ઘડીમાં પોતાનું માથુ પોતાના બંને હાથમાં પકડતો અને ઘડીમાં ઝનુની વીક્રાળ બની જતો.

આખરે તે એક ઠરાવ ઉપર આવ્યો અને તેણે નોકરને બોલાવીને કહયું: "જઇને જોઇ આવ; ડા૦ ફ્રેની દુખાશ પોતાના ઓરડામાં છે કે? ફક્ત જોઇજ આવજે, કોઇને કાંઈ કહેતો પુછતો ના; જલદી જા."

નોકર ખબર લાવ્યો કે ફ્રેની પોતાના ઓરડામાં હતી.

કાકાજી પોતાની ભત્રીજીને મલવા ચાલ્યા.

ફરેનીએ કાકાને આવકાર દીધો અને કાકા તો પોતાના વીચા-રમાં ને દુઃખમાં એવા તો મરી રહેલા હતા કે ફરેનીનો ગમખાર ઉતરેલા ચહેરાના ફેરફાર તરફ તેવણનું ધયાન ખેંચાયું નહીં.

કાકાજીને ખુરસી આપીને ફરેનીએ બેસાડયા.

"દીકરી ફરેની, એક મારૂં કામ છે તે કરશે?" કાકાએ પુછયું; જે ભત્રીજીનું નખોદ વાળેલું તેનીજ આગળ તેને માંગણી કીધી.

"હા કાકાજી, બનશે તો મારી આંખોને જોર કરશ."

"તુંને પેલા દોરાબશાહ અમેરીકન સાથે ઓળખાણ છે. લોક કહેછ કે તું એની સાથે પરણવાની છે," કાકાએ વાત છેડી.

"લોક તો તરેહવાર બોલશે. એની વાતપર કાકાજી તમે કાન આપો ના; મુઆં લોકોનેબી કઇ બીજું કામજ છે કે નથી, કે મુઆં બધાં પારકાની પંચાત કરેછ ને નીંદા કરેછ."

"પણ દીકરા, જે હોય તે. તે વાત ખરી છે કે ખોટી તેની સાથે મને કામ નથી. એ દોરાબશાહને મારી તરફથી તું જરા સમંજાવ. આજે લાંબો વખત થયો એ મને હેરાનપરેસાન કરેછ."

"તમોને હેરાન કરેછ તેહમુરસ કાકાજી?"

"હા, દીકરી; જે હું તુંને કેહું તે સાંભળ. કરાંચીમાં પોર્ટ ત્રસટવાળાઓ મોટી જમીન ખરીદીને મોટાં ગોડાઉન બાંધવાના હતા. એ વાતની ખબર એ દોરાબેજ મને આપી. એ સાંભળીને જે જગાએ ગોડાઉન બાંધવાના હતાં તે જમીન મેં એકનો દોઢો ભાવ

આપીને ખરીદી એવી આશાથી કે પોર્ટ ટ્રસ્ટ એ જમીન મારી પાસેથી લેશે તો મને નફો થશે, પણ એ દોરાબે શું કીધું? આગળ રહીને પોતાની જમીન પોર્ટ ટ્રસ્ટને આપી અને મારી જમીન મારે માથે પડી. મેં જ્યારે એને પુછ્યું ત્યારે એ નખતે નાંખે બોલ્યો કે 'એ તો ધંધો છે; કોઇ વાર નફામી અને કોઇ વાર ખોટમી.' તે જમીન ત્રણ લાખ રૂપીઆની હતી તેના મેં સાડા ચાર લાખ આપીને ખરીદીને પછી મને તે એક લાખે વેચવી પડી. બે લાખની મને ખોટ ગઇ. મેં રૂપીઆ સાત લાખના મોતી અમેરીકા મોકલ્યાં. તાંહબી એજ મને નડયો. તાંહ કોઇ મી૦ ગોલ્ડ ફીલ્ડ હોશે તેણે બજારમાં મારે વરે તરેહવાર ગપ ફેલાવી અને મારો માલ દગા-ફટકાનો હોવો જોઇએ એવી બુમ ઉડારી જેથી મારો માલ પાછો આવયો અને એ દોલીનો માલ ત્યાં એવડા ભાવે વેચાયો."

"પણ કાકાજી એમાં એ દોલીનો કસુર નહીં હોશે."

"મેંબી એમજ ધાર્યું કે એ દોલીનો કસુર નહીં હોશે. મારા અમેરીકન આડત્યાએ બધું મને લખી જણાવ્યું અને વધારે એમ લખ્યું કે મી૦ ગોલ્ડ ફીલ્ડ આજે મોતીના બજારમાં જે ચાહે તે કરી શકે. અહીં દોલી મને જયાર ત્યાર મળતો રહયો અને ગોલ્ડ ફીલ્ડ ઉપર પોતે કાગળ પત્ર લખતો હતો એવી મારી પુરેપુરી ખાત્રી કરી આપી. વળી કુગંચી વાળી જમીન પોર્ટ ટ્રસ્ટને પહેડાવવામાં પોતેજ બધી તજવીજ કીધી હતી એવુંબી એનેજ મને કહયું. એને મને દેખાડી આપ્યું કે મારા દરેક કામમાં એ ફાંચડ મારે છે. ખુલ્લે ખુલ્લું બોલ્યો નહીં પણ પસગવત મને ખાસ દેખાડવાજ માંગ્યું કે મને નુકસાન કરનારો એ પોતેજ હતો. તે મારાં સાત

લાખ રૂપ્યાની કીમતના મોતી એને રૂપ્યા હડી લાખે ખરીદયાંછ ને મને એમાંથી નુકસાન ગીયુંછ. જે હડી લાખ આવશે તે તો એ મોતીપર કહડાવેલાં નાણાં ભરપાઇ કરવામાં ગુસી જશે અને ઉપરથી મને લાખો રૂપ્યા આપવા પડશે."

"ત્યારે એ દોરાબશાહે તમોને ચાર પાંચ લાખ રૂપ્યાના ખાડામાં ઉતાર્યા," ફ્રેની ગમખાર થઇને બોલી.

"એટલુંજ નથી મારી માય—વધારે છે," તેહમુરસ નીસાસો નાંખીને બોલ્યો: "મેં કરાંચીમાં ઘઉંનો વેપાર કીધો તો એને કેટલાક અમેરીકનો સાથે મળીને ઘઉં એવો તો એક હાથ કરી લીધો કે મને બે લાખ રૂપ્યાની લોસ ગઇ. તે ખોટ ગઇ અને તેના નાણાં એને મારી પાસેથી તાકીદે વસુલ કરી લીધાં. હવે હમણા એની પાસે મારી રૂપ્યા ચાર લાખની હુંડીઓ છે. રૂના મોટા સટામાં હું સપડાઇ ગીયોછ ને તેમાંથી એનેજ અમેરીકામાં એવી કુંચી ફેરવીછ કે રૂના ધંધામાંથી મારૂં નખોદ વળી ગીયુંછ. મને હમણા સુધીમાં એને દશ બાર લાખ રૂપ્યાના ખાડામાં ઉતારયોછ. રૂપયા ચાર લાખની હુંડી આવતી કાલે પાકેછ ને જો હું કાલે રૂપયા નહીં ભરૂં તો મારી સાંમે પગલાં લેવાની એને મને ધમકી આપીછ. જો તેમ થયું તો મને દીવાળું કહાડયા વના છુટકો નથી અને હું ભીખારી થઇ જવશ, આપઘાત કરીને મરી જવશ."

"નહીં, નહીં, કાકાજી, એમ ના બોલો, કદાચ તમારી ભુલ હોશે. દોલી એટલો બુરો છે અને તમોને એમાં હેરાન કરવાની એની ધારણા છે એમ ધારવામાં કદાચ તમો મીસ્તેક કરતા હોશે."

"આજે સવાર સુધી તો હું ડગમગતો હતો. એને માટે મને જરા રતી શક માત્ર હતો. પણ આજે મારી પુરેપુરી ખાત્રી થઇછે કે એ મારી ઉપર વેર લેવા માંગેછ; મારૂં નખોદ વાળવા માંગેછ."

"વેર લેવા માંગેછ, કાકાજી તમારી ઉપર?"

"હા મારી ઉપર. મારી ઉપર એને સંદેશા કહેવાડયાછ કે ઘણા વરસપર બનેલા બનાવોનું તે મારી ઉપર વેર લેશે; મને પઇસા તકાથી ખુવાર કરશે, મારૂં નામ નીશાન નાબુદ કરશે ને મારા છોકરાં બચ્ચાંથી એ મને જુદો પાડી મારી ઉપર કીનો લેશે.

"ઓ ખુદા! ઓ ખુદા!" ફ્રેની પોતાના કપાળ ઉપર હાથ દાબીને બોલી કારણ કે ધનજીના ચોકકસ આગળા બોલ તેણીને યાદ આવ્યા. જે દીવસે તહેમુરસ સાથે ફ્રેનીએ ધનજીને પહેલો ઇનત્રોડયુસ કર્યો હતો તે દીવસે ફ્રેની સાથે ધનજી, ફ્રેનીના ઓરડામાં એખલો પડયો હતો અને તેહમુરસના બે દીકરા તેમની આગળ રમતા હતા ત્યારે ધનજી બોલ્યો હતો કે.—"કોઇ માણસ આએ છોકરાંઓના બાપ ઉપર વેર લેવા માંગતો હોય ને તે માટે આએ છોકરાંઓને ઉપાડી જાય ને તેમના માબાપથી તેમને જુદાં પાડે અને એ બેઉ છોકરાંઓ ઉપર સીતમ ગુજારે તો એમના માય બાપને કેવું દુઃખ લાગે?"

ફ્રેનીને તે બોલો આએ ઘડીએ યાદ આવયા અને તે સાથે ડા૦ જમશેદે કહેલી વાત, પોતાને ઉપજેલો શક અને ધનજીએ લખેલી કવીતાની વાત પણ તેણીને યાદ આવી. ધનજી પોતાનાં ખરાં રૂપમાં તેણીની સમક્ષ ખુલ્લો થયો છે એવું તેણીએ ધાર્યું અને તેથી તેણીની દલગીરી અને ગમનો પાર રહયો નહીં.

# પ્રકરણ ૩૫ મું.

——:o:——

## આગળી તવારીખ.

—:*:—

વેર લેવા માટે કાંય બાંધીછ કમર?
કહેર ભરયું કાંય બન્યું કીનાથી જીગર?
જવાબ તેનો જાણવાને કહાણી સાંભળ,
દુ:ખ ભરી મારી જુબાની સાંભળ.

ફ્રેનીની આંખોમાંથી નવધાર આંસુ પડતાં હતાં અને તહેમુરસ તો એમજ સમજ્યો કે કાકાનું દુ:ખ સાંભળીને ભત્રીજીને લાગી આવ્યું હતું.

"દીકરી, તું જા ને એ દોલીને સમજાવ. હું એની આગળ જાવું ને સમજાવું ને નહીં માને તો હલકો પડું. એને કોઈબી રીતે સમજાવીને મારો પીછો છોડવા કહે, ચાર લાખની હુંડી માટે થોભવા કહે, મારી ઉપર વેર લેતાં અટકવા કહે ને મારા ગુલાબ જેવાં બચ્ચાંને એ નહીં છેડે એમ એને કાલાવાલા કરીને કહે."

"ઠીક છે, કાકાજી; હું હમણાજ જાઉંછ ને એને સમજાવુંછ. ખુદા કરેને મારાં કામમાં હું પાર પડું, ખુદા કરેને એ દોલી સમજી જાય; આવો બુરો વીચાર છોડી દે," ફ્રેની બોલી.

"ઘણી મહેરબાની, મારી માય. તારી ઘણીજ મહેરબાની. આજે તેં મારી પોતાની દીકરીની ગરજ સારીછ, માફ કરજે દીકરા હું તુંને તસ્દી આપુંછ, પણ શું કરૂં કમસ થઇ પડયોછ."

"ચીંતા ના કરો કાકાજી, હું મારાથી બનતું કરશ; પછી તો આપરાં નસીબ," ફ્રેની બોલી અને તરતજ ઉઠી.

ધનજી સાથનો સંબંધ તેણીએ તોડી નાંખ્યો હતો અને તેઓ એક બીજાને તદનજ મળતાં ભેટતાં હતાં નહીં અને લોકો વચ્ચે જરા રતી સનસારો ચાલતો હતો કે આએ બેની કચેરીમાં કચરો પડવા જેવું થયું હતું. ફ્રેનીએ ધનજીની મોટર વાપડવાનું મોકુફ કર્યું હતું અને પોતાને માટે એક નાની વીકટોર્યા અને ટટ્ટુ રાખ્યું હતું. તેણીએ તરતજ ગાડી જોડાવી મંગાવી અને ધનજીને બંગલે ચાલી. તેણીએ ધનજીવાળી પેલી એનગેજમેંટ-રીંગ પણ સાથે લીધી એવી મતલબે કે આએ વીટી સદાને કાજ ધનજીને પાછી સ્વાધીન કરી દેવી.

બપોરના ત્રણ વાગેલા હતા અને ધનજી પોતાના ડાઈનીંગ રૂમમાં ચાહ પીવા બેઠો હતો. નોકરે આવીને ફ્રેનીનો કાર્ડ રજુ કીધો અને તેપરનું નામ વાંચતાંજ ધનજી ઉછળીને ઉભો થયો અને નોકરને ફરમાવ્યું કે ફ્રેનીને લાયબ્રેરી રૂમમાં બેસાડવી અને તરતજ પોતે પોતાના ઓરડામાં જઇ કોટ પહેડીને લાયબ્રેરી રૂમ તરફ દોડયો. ફ્રેની ફીકકા ચહેરા અને ગમખાર દેખાવ સાથ રડવાથી લાલ થયલી આંખે જોતી ત્યાં ઉભી હતી.

"આવો મીસ દુબાશ, ભલે આયાં," એમ કહી ધનજીએ શેક-હેંડ કરવા પોતાના હાથ ફ્રેની તરફ લાંબો કીધો.

શેકહેંડ કરવા લાંબો કીધેલો હાથ જાણે પોતે જોયોજ નહીં હોય તેવો દેખાર કરીને ફ્રેની ખુરસી ગોઠવવા લાગી અને તેપર

બેઠી તથા બોલી: "બેસો મી૦ અમેરીકન તમારી સાથે કેટલીક વાત કરવાની છે."

શેકહેંડનો હાથ નહી સ્વીકારી પોતાને ફ્રેનીએ અપમાન કરયું હતું એવું ધનજી સમજી ગયો અને ગુસ્સા તથા નાસીપાસીથી તેના માથામાં ઝણઝણાત થઇ આવ્યો, પણ તેણે પોતાનો નીચલો હોઠ કરડયો, લાગણીને કાબુમાં રાખી અને ફ્રેનીથી થોડેક દુર એક ખુરસીપર બેઠો.

"હું તમારી આગળ એક માંગણી લાવી છું મી૦ અમેરીકન."

"જી, ફરમાવો," ધનજી બોલ્યો; તે પણ હવે ટાડો થઇ ગયો અને અંદાઝથી ટેક અને મોભાથી વાત કરવાનો તેણે ઠરાવ રાખ્યો.

"મારા કાજી તેહમુરસ્એ દુબાશ મુંબઇ આયાછ."

"જી, હું તે જાણુંછ."

"ને તમે મારા કાકાને હેરાન કરોછ."

"એબી વાત ખરી છે."

"ને હેરાન કરવાનું કારણ શું?'

"વેર લેવા."

"કોણનું?"

"એ સવાલનો હું જવાબ દઇ શકતો નથી. તમો મારી આગળ એક માંગણી કરવા આયાંછ એમ તમો તો બોલ્યાંની."

"હા; ને તે માંગણી એજ છે કે મારા કાકાને હવે તમે હેરાન કરો ના; એવણને સતાવો ના; એવણનો પીછો છોડી દેવો."

"એ માંગણી તમે શા માટે કરોછ?"

"મારા કાકા થાયછ; બીચારા મારી આગળ આવીને કગરવાઇ પડયા. એવણે મને કહયું કે મારે તમારી આગળ આવીને એટલી અરજ કરવી અને તેથી હું આવીછ, મને તમારી પાસે કોઇબી ચીજ માગવાનો હક નથી તે હું જાણુંછ: પણ આગળી દોસ્તીની યાદમાં, એક વખતના એખલાસને ખાતર, તમો મારી ઉપર મહેરબાની કરશો એવી મને આશા છે. જો કાંઇજ નહીં તો દયાને ખાતર, માણસાઇ ખવાસને ખાતર, ખુદાને ખાતર એને તમે છોડો."

"મીસ દુબાશ, તમો મારી આગળ ખુલાસાથી બોલો. તમારા કહેવાનો કે બોલવાનો હું કદીબી ગેરઉપયોગ કરીશ નહી એમ યકીનથી માનજો. હું પુછું તેનો જવાબ દેવો. શું તમારા કાકા તમારી આગળ પોતે ચાલી ચલાવીને આવ્યા? તેવણે પોતે તમોને અરજ કીધી કે તમારે મારી આગળ આવીને આએ માંગણી કરવી?"

"હા; એવણ બીચારા આયા ને કરગરી પડયા. એવણ કહેછ કે તમોએ એનું નામ નીશાન નાબુદ કરવાના સોગંદ ખાધાછ; એને પઇસે ટકે ખુવાર કરવાનો તમે ઠરાવ રાખ્યોછ; એના બચ્ચાં છોકરાંથી એને જુદો પાડવાનો તમે ઈરાદો કરયોછ. તમે વેરસી છેઓ અને કીનાબાજ છેઓ એવી મારી અત્યાર અગાઉની ખાત્રી થઇ ચુકીછ. મારા કાકા ઉપર કોઇ જાતનું વેર લેવાનો ઠરાવ તમોએ લાંબા વખતથી કરી રાખયોછ એમ હું જાણુંછ કારણ કે તમો પોતે મારી આગળ બોલેલા કે મારા કાકાથી તેનાં છોકરાંઓને જુદાં પાડી કાકા ઉપર વેર લેવાને કાજે આએ છોકરાંઓ ઉપર કોઇ માણસ દુ:ખ ગુજારે તો કાકાને કેવું

લાગે ? એવું તમો બોલેલા મને યાદ છે. તમારી કવીતા મને યાદ છે. પેલા કાવશજી કરાકરી સાથની તમારી વરતણુકની તવારીખની મને યાદ છે, તમો ધાટકી છો, પણ જો મારી તરફ તમારી સહેજબી લાગણી હોય તો અરજ કરૂંછ કે મારા કાકાને હેરાન કરવાથી હાથ ઉઠાવો."

"તમે એ બધું જાણ્યું મીસ દુબાશ, ત્યારે કાંય નહીં તમારા તમારા કાકાને તમે પુછ્યું કે આખી દુન્યામાં કોઇબી માણસ સાથે નહીં ને એની સાથેજ કાંય હું બુરાઇ કરતો હોવશ ! તમો એટલું તો સમજી શકો છો કેની કે મને કાંઇ કારણ મલ્યું હોશે ?"

"જો તમોને કાંઇ કારણ મલ્યું હોય, જો તમારૂં કે તમારા કોઇ ઓળખીતાંનું સગા સનેહીનું એને નુકસાન કરયું હોય તો તમે તેનો પુરનો બદલો અત્યાર સુધીમાં લઇ ચુકયાછ. હવે બસ કરો; મારે ખાતર બસ કરો; ખુદાને ખાતર એને હવે માફ કરો."

"ફ્રેની, ફ્રેની, તમો કોણુની ભલામણ લાવયાં છો તે તમો જાણતાં નથી; કોણુની આગળ ભલામણ લાવ્યાં છો તે તમો જાણતા નથી, મારાં જીગરમાં જે લાગણી ઉભાયછ તેવી લાગણી હજારમાં ભાગે તમોને થતી હોય, જે હું જાણુંછ તેનો સોમો ભાગ તમો જાણતાં હોવો તો તમો કહેતે કે મેં જે કરયું છે તે બરહક કરયું છે; જે મેં બદલો લીધો છે તે પુરતો નથી; એની બુરાઇ સાથે સરખાવતાં મારાં વેરનો ફટકો તદનજ નાનો નજીવો છે, ફ્રેની, ફ્રેની, એ તમારી આગળ કાલાવાલા કરતો આવ્યો, તમોને ભલામણ કરવાને એને સમજાવ્યાં! શરમ છે! હેફ છે! જેનું

ગળું કાપયું તેને હવે પગે પડેછ; જેનું નખોદ વાલ્યું તેની હવે મહેરબાની માગેછ; જેનું સત્યાનાશ કીધું તેનાથી હવે એ મદદ મેળવવાની ઉમેદ રાખેછ."

"મી૰ અમેરીકન, તમે બધું ભરમમાં બોલો છો. તમો શું કહોછ તે હું સમજી શકતી નથી તો જો કે તે સઘળું હું સમજુ અને બધી તમારી અને મારા કાકાની વાત હું જાણું એવું મારા જીગરથી હું ઇચ્છું છું."

"ઠીક છે; હું ત્યારે તમોને બધું સમજાવું. મારાં જીગરમાં જે ભરમ મેં વરસો સુધી દાટી મુકયોછ તે આજે તમારી આગળ ખુલ્લો કરૂંછ. પછી તે બધુ જાણીને મને કહેજો કે જે મેં કીધુંછ તે વાજબી છે કે નહી—મેં વેર જો લીધું હોય તો તે લેવાનો મને હક છે કે નહી. તે સઘળું જાણવા પછી તેનો ગમે તેવો ઉપયોગ કરજો; ગમે તો તે વાત છુપી રાખજો ને ગમે તો જગમાં તે જાહેર કરીને મને રૂસવા કરજો મને તારાજ કરજો અને દુન્યાની નજરમાં મને હલકો પાડજો. મારી જીંદગીનું સુખ તમારાથી મેળવવાની મેં આશા રાખી હતી જો તેજ જીંદગીનું દુઃખ તમારાથી મળશે તો હું તેબી ગનીમત ગણુશ. ફ્રેની ખરાં દીલથી અને ખરાં જીગરથી મેં તુંને ચાહીછ; મારો જીવ જાન મેં તારી ઉપર અરપણ કીધોછ, તો પછી મારા ભરમની વાત તમારી આગળ જાહેર કરવામાં હું એક મોટો સધ્યારો મળેલો ગણીશ. ફ્રેની. મારી સઘળી વાત તું સાંભળી લે."

"હું સાંભળવા તઈયાર છું મી૰ અમેરીકન, પણ તમો એટલા ઉસકેરાઇ ના જાવો. મને એ જાઇને ધ્રુજરાં છુતેછ," ફ્રેની

સહેજ ધ્રુજીને બોલી; "મને લાગે છે કે તમોને કાંઇ ઘણું મોટું કારણ મળેલું હોવુંજ જોઇએ."

"એની ઉપર લેવાનું મને કારણ મલ્યું છે ને તેજ મુજબ એની ઉપર વેર લેવાનું તમે પોતે આજથી શરૂ કરો તો હું અજબ થવશ નહી કારણ કે તમારૂં અને તમારાં માતાજીનું તેમજ તમારા જનતગુજીન પીતાનું નખોદ વાળનાર એજ મુજી તમારો કાકો છે."

"હેં! ખરી વાત! એ તમો શું બોલોછો?"

"ખરૂંજ બોલું છે, તમારા પીતાએ પોતાના મરણની થોડોજ વખત અગાઉ તમારા માતાજી સાથે પાછી સમાધાની કીધી હતી. તમારા પીતાએ તમારાં માતાના લાભમાં નવું વીલ બનાવ્યું હતું અને તે વીલ ચોરવા, તેનો નાશ કરવા તમારા આએ કાકાએ કાળું કરતુક કીધું અને પોતાના જેવાજ બે કાફરો સાથે મળી જઇને તમો મા દીકરી જે હકદાર હતાં તેમને નાહક કીધાં."

---

## પ્રકરણ ૩૬ મું.

—:o:—

### ગોપાળની આગાહી.

—:o:—

મહોબત કરી તરસવામાં કાંઇક મજાહ ઓર છે,
મેળાપને કાજ તરફડવામાં કાંઇક મજાહ ઓર છે,
જીગર દઇ દીલ દુખવવામાં કાંઇક મજાહ ઓર છે,
ખરૂ ખોટું સમજાવવામાં કાંઇક મજાહ ઓર છે.
પ્યાર વનાની જીંદગીનો આ વાત નહીં માને,
બની આશક તરસ્યો હોય તોજ એ મજાહ તે જાણે.

"એ તમે બધું શું બોલોછ દોરાબશાહ? મારા કાકાએ એવા કરતુક કીધાં? એ કેમ મનાય?" ફ્રેનીએ અજબ થઇને પુછ્યું.

"તમારી આગળ હું સાબેતી રજુ કરૂંછ," એમ કહીને ધનજીએ પોતાની તીજોરી ઉઘાડી અને તેમાંથી પેલું બલુ એનવેલપ કહાડયું કે જેની ઉપર લાલ શાહીથી ફ્રેનીની માતાએ પોતે લખ્યું હતું.

તે પરબીડું ફ્રેનીના હાથમાં આપતાં ધનજી બોલ્યો: "જુઓ એની ઉપરના હરફ; તમો તમારાં માયના હરફ ઓળખોછ કે?"

"હા; આએ મારાં માયજીના હરફ. મારાં માયજીનાં કેટલાંક કાગળ મારી પાસે હજી છે અને તેથી હું મારા માયજીના હરપ ઓળખી શકું છું. એ એનવેલપમાં શું છે દોરાબશાહ?"

"એની ઉપર લખ્યું છે તેમ એની અંદર તમારા મરનાર બાવાનું છેલ્લું વીલ છે કે જેમાં તમારા માયજીને તમારા બાવા સઘળું આપી ગીયાતા. તમોને ડુરગાશંકર ઉપર શક ગયો હતો; તે શક ખરોજ હતો. ડુરગાશંકરે આએ વીલ દબાવ્યું અને એ વીલનો નાશ કરવાનું ઠરાવ્યું પણ તેમ તે કરી શકયો નહીં પણ બધાની ખટપટમાં તમારાં ગરીબ બીચારા માયજીની અજલ આવી ગઇ."

"મારાં માયજીની અજલ? દોરાબજી, દોરાબજી, મને કેહો, મારાં માયજીનું ખુન પેલા ડુરગાશંકરે—"

"નહીં. નહીં; તેણે તમારાં માયજીનું ખુન કરયું હતું નહીં. હવે હું તમારી આગળ બધી વાત કહું તે સાંભળો. ધનજીશાહ સુરતી નામનો એક જવાનયો ડુરગાશંકરની નોકરીમાં હતો અને તે બીચારો તમારા કાકાના પઇસા માટેના લોભનો, ડુરગાશંકરના

ક.વત્રાંનો અને કાવશજી કરાકરીની ઠગાઇનો ભોગ થઇ પડયો."

ધનજીએ સઘળી વાત કહી સંભળાવી અને છેવટે તે બોલ્યો: "ફ્રેની તમારો હક લુટનાર આએ તમારો કાકો છે; તમારાં માયજીનું કવખતનું મોત લાવનાર આડકત્રી રીતે તમારો કાકો ગુનાહગાર છે, અને પેલા બીચારા ધનજીને ખુવાર કરનાર તમારો કાકો છે."

"ત્યારે મારા કાકાએ ને ડુરગાશંકરે પેલા બીચારા ધનજી ઉપર ખોટુંજ તોહમત મુકેલું લાગેછ." ફ્રેની બોલી.

"ખોટુંજ, જોવો ફ્રેની ડુરગાશંકરે મરતી વખતે આએ એકરારનો દસ્તાવેજ લખી આપયો છે." તીજોરીમાંથી એક કાગળ કહાડીને ફ્રેનીના હાથમાં આપતાં ધનજી બોલ્યો: "ગરીબ બીચારો ધનજી નાહક હાડમાર થયો, નાહક દુ:ખી થયો, મરતી માયથી છુતો પડયો, નામોશીનો તેને દાધ લાગો, આબરૂદાર મંડળોથી હીણાયો, બેહોરમતી અને ખેજાલતમાં શરમીંદો થયો, જીંદગી છતાં મોતથી બુરી હાલતમાં આવી પડયો."

"ને તે ધનજી કહાં છે?"

"ફ્રેની–ફ્રેની–તે કમનસીબ કંગાળ, ધનજી, વગર કસુરે તારાજ થઇ દશ વરસનું કેદખાનું ભોગવનાર ધનજી, પોતાની માતાના મોતના બીછાણા આગળ હડહડતા સોગંદ ખાઇ માતા અને બહેનને મરણની છેલ્લી તાણતોડ કરતાં જોઇ સદાને માટે તેમને છોડી જનારો ધનજી–આએ તારી સામે ઉભેલો છે ફ્રેની."

"તમે. તમે ધનજી?"

"હા–હું. મારી જીંદગી તારા કાકાએ બરબાદ કરી નાંખી;

સંસાર મંડળથી મને એને ઉખેડી કહાડયો; મારા નીરદોષ નામ ઉપર એને કાળો કલંક લગાડયો; મને ખુવાર કીધો, ખારસ્તેહ હાલ કીધો. મારી માતા અને બહેનથી મને દુઃખભરયા સંજોગ વચે જુદો પાડયો–તો પછી હું વેર નહીં લેવું? આપણી છેલ્લી મુલાકાત વેળા તેં મને મારી આગળી તવારીખ વીષે પુછ્યું અને અમેરીકા જવા અગાઉ હું કોણ હતો! કયાં હતો? તે તેં જાણવા માંગયું. કદાચ હું તે વખને તુંને કહેતે તો તું તે બધું માનતે નહી અને જો કહેતે તો મારૂં વેર લેવાના મારાં કામમાં નડતર પડતે. તેં મને કહયું હતું ફ્રેની કે 'જે માણુસની હું ધણીઆણી બનું તેના નામ ઉપર સહેજબી કાંઇ દાધ હોય, તેને માટે જરાબી કોઇને શક હોય તો મારી જીંદગી બરબાદ થઇ જાય.' એ તારા બોલોને ખાતર, તુંને દુઃખી થવાનું કારણ નહીં મલે એવા વીચારને ખાતર, હું બોલ્યો નહીં અને મારા નામ ઉપરના દાધ માટે બળાપો કરી હું તારાથી છુટો પડયો. હવે બોલ ફ્રેની તારા કાકાએ તારી આગળ કાલાવાલા કીધા કે તું મારી આગળ આવીને મને સમજાવે તેમાં એને વાજબી કીધુંછ કે! તુંને તારાજ કરવા પછી તે તારાજીના બાબમાં હજીબી તુંને અજાણ રાખી તારી મહેરબાની એને માંગી તેમાં એને માણુસાઇ ખવાસ દેખાડયોછ કે! સરખામણી કરી જો ફ્રેની સરખામણી કરી જો. મને જે હેરાનગતી એને પુગાડીછ તેની સાથે મેં જે વેર એની ઉપર લીધુંછ તેમાં કયું વધારે નરમ પ્રકારનું છે! જો હવેબી તુને લાગતું હોય કે હું ધાટકી અને મુજી છેઉં; જો હજીબી તું ધારતી હોય કે હું કારણુ વના કપટી ને કીનાબાજ બનયોછ તો ભલે–તારા વીચાર તુંને મુબારક."

"તમોને વેર લેવાનો હક હતો દોરાબશાહ," બહુ ધીમા ગલ ગલતા અવાજે ફ્રેની બોલી. "તમારી જગે કોઇ બીજો માણસ હોતે તો તેબી એમજ કરતે મીo અમેરીકન."

"હું દોરાબશાહ અમેરીકનને નામે ઓળખાવુંછ પણ મેં જે વેર તારા કાકા ઉપર લીધુંછ તેના બદલામાં તારે મારી ઉપર વેર લેવું હોય તો જગમાં જાહેર કરજે કે ચોરી કરવા અને આગ લગાડવાના અપરાધસર તુરંગમાં દશ વરસ ગુજારી આવનાર જે ધનજી હતો તે આજનો લખપતી આબરૂદાર ગણાતો દોરાબજી છે."

"હું તમોને દોરાબશાહને નામેજ ઓળખશ," ફ્રેની નીચી નજર કરીને બોલી: "મેં તમોને ગેરઇનસાફ કીધોછ, મને માફ કરજો. મારા કાકાના ગુનાહ માટે તમોએ તેને સજા કીધીછ એમ હું સમજી લેઉંછ, પણ દોરાબશાહ—આખરે એ મારો કાકો છે," ફ્રેની આંખ લુછતી બોલી: "એ જે રીતે મારી આગળ ફગલી પડયો અને જે રીતે નરવસ થઇને ધુજવા લાગ્યો તે જોવા પછી મને લાગેછ કે હવે તમારે બસ કરવું જોઇએ. હવે બસ કરો—માફ કરો."

"તારી માંગણી હું કદીબી ના પાડુ નહી. એ તો શું પણ તું મારી જીંદગી માંગે તો તેબી હાજર છે. ડાo જમશેદે તુંને જે કાંઇ કહયુંછ તેથી તારી આગળ કાવશજી કરાકરી અને તેની દીકરીની સઘળી વાત જાહેર થઇ ચુકીછ. એ કાવશજીને સપડાવનાર હું હતો એ વાત ખરી પણ કાવશજીની બઇરીને મેં મદદ આપીછ તેની તુંને ખબર નથી—લે આએ વાંચ ને ખાત્રી કર."

કાવશજી કરાકરીની બાયડી નવાજબાઇની પાસેથી જે કેનાબા

કોલેરીની પહેડી તરફના બોનસ સંબંધી દસતાવેજ મેળવ્યાં હતાં તે તીજોરીમાંથી કહાડીને ફરેનીના હાથમાં આપયાં હતાં. ધનજીએ કહ્યું: "તે પહેડી સાથના મારા સંબંધના પરીણામે મેં તે બાઇને મદદ કીધીછ કારણકે મારે કાવશજી સાથે હીસાબ ચુકતો કરવાનો હતો તે કીધો; કાવશજીની ધણીઆણી અને તેની દીકરીને હેરાન કરવાની મારી મતલબ નથી પણ તેમને સુખી કરવાની મારી ધારણા છે."

ફરેનીએ તે કાગળ વાંચીને પાછો ધનજીના હાથમાં આપતાં કહયું: "તમે કેવા માણસ છો તેની બરાબર સમજ મને આજે પડી. હવે હું બધું સમજી શકી, પણ મને કહેવો દોલી—આઇ મીન મી૦ દોરાબજી અમેરીકન—કે મારા કાકાનો પીછો હવે તમે છોડી દેશો અને તેને હેરાન નહી કરશો."

"તારો સખુન મને કબુલ છે એમ દેખાડવા એક સાબેતી આપુછ. આએ તારા કાકાની ચાર લાખ રૂપયાની હુંડી મારી પાસે છે. લે આએ—એને આપી દેજે અને કહેજે કે ચાર લાખ રૂપયા મને મળી ચુકયા એમજ હું ગણુશ. એક દોઢયુંબી હું તારી પાસેથી માગીશ નહી." તીજોરીમાંથી હુંડી કહાડી આપતાં ધનજી બોલ્યો.

"મી૦ અમેરીકન, તમોએ મારી આગળ આએ બધો ખુલાસો કીધો તેથી હું તમારો ઘણોજ આભાર માનું છું. તમોએ મારી ઉપર વીસ્વાસ મુકીને સઘળું જણાવ્યું છે તો તમો એટલી ખાતર જમા રાખજો કે તમારા વીસ્વાસનો હું ભંગ કરીશ નહીં અને તમોએ જે કાંઇ કહયું છે તે હું કોઇનેબી કહીશ નહીં. મારા કાકાનેબી

હું એક બોલબી કહેવશ નહીં. આપરી બેઉની તરફ એને શરમ ભરેલી બદદયાનત દેખાડીછ અને બેહદ બુરાઇ કીધીછ, પણ એની સાથે આપણે ભલાઇ કરીશું જેમાં ખુદા રાજી છે. હું તમોને દોરાબજી અમેરીકનને નામે ઓળખશ જે નામ મને વધારે પીયા–વહા–અરે આઇ મીન મને વધારે પસંદ પડશે." ફ્રેની અચકાતી અચકાતી બોલી.

"ત્યારે ગમે તેમ કરો; તમેં મુખત્યાર છો. આજે આપણી છેલ્લીજ મુલાકાત છે કારણકે હવે મને મુંબઇમાં ફરીને જોશોજ નહીં"

"કાંય? કાંય! ત્યારે તમેં કહાં જવાના છેઓજે?"

"મને હવે મુંબઇમાં રહેવાની કે આવી ધમચકરી ધરફરી ખાવાની કશી જરૂર રહી નથી. હું દુરદરાજ એકાંતમાં જઇ રહેવશ અને મારી જીંદગી ચુપચુપ પસાર કરશ. જે આશા હતી તે પુરી પડી નથી અને મારૂં વેર લેવાનું કામબી અધુરૂં રહી ગયું છે. એટલો સંતોષ છે કે તમોને મેં રાજી કીધાં છે અને તમારી મરજી મેં જાળવી છે. સાહેબજી, હવે ફતેહ કરો–કેઇ વખતે મને યાદ કરજો–ગુડબાઇ!"

"મને તમે યાદ કરશો?" ફ્રેનીએ પુછ્યું.

"હું નહીં ધારતો કે તમોને મારાથી ભુલી શકાય. જુદાઇ અને મહોબતમાં તરસવાની પણ કાંઇ ઓર મજાહ હોયછ, અને એટલો સંતોષ પકડશ કે સ્વીટ હાર્ટની સંગની મોજ નથી મળતી તો તેની જુદાઇમાં તડપવાની મોજબી હું ભોગવી શકુંછ."

ફ્રેની પોતાની જગાથી ઉઠી અને ધનજીની પાસે અડોઅડ

આવીને ઉભી. તેણીએ ધીમેથી નરમ અવાજે કહ્યુ; "દોરાબશાહ, દોલી, હું આએ તમારી વીટી પાછી લાવીછ. એ વીટી તમોને સદાને માટે પાછી સોંપી દેવાને હું લાવીતી, પણ હમણા એ હું તમુને પાછી આપતાં એટલુંજ કેહુંજ કે ડીયર દોલી–તારા હાથે એ વીટી મારી આંગળીપર મને પહેડાવ!"

* * * *

ગોપાળની આગાહી આ પ્રમાણે ફળી. પેલી એનગેજમેંટ–રીંગ પાછી આવી ખરી પણ તે હવે ફ્રેનીની આંગળી ઉપર તે વીટલાઇ બેઠી; ફ્રેની અને ધનજીના હાથ એક બીજાંની ગરદન આસપાસ વીટલાઇ બેઠા.

ખરા સાચચા પયારમાં ચકચુર બનેલા એક હેતવંતા જોડાને કોઇ બાબતમાં વાંધો પડે અને તેઓ થોડો વખત એકકથી દુર રહે અને તે પછી ગેરસમજુતીની પટાવટ થતાં તેઓ પાછાં મળે ત્યારે તેઓ કેવાં વાતચીત કરવામાં મશગુલ થઇ જાય છે અને તેઓની તે વાતચીતમાં એક બીજા તરફ મહોબત અને પયાર દેખાડવામાં વખત કેવો સપાટામાં વહી જાય છે તેનો ઘણાઓને અનુભવ મલ્યો હશે. તેજ મુજબ ફ્રેની અને ધનજીના બાબમાં બન્યું.



# પ્રકરણ ૩૭ મું.

——:o:— —

## જુની મહોબતનો નવો જોશ.

—:o:—

ફીનાનો કહેર ખરે આજે તલ્યો,
દયા આજ કરવાને ભલે રસ્તો મલ્યો.

આપણે આગળ વાંચ્યું છે તેમ ફ્રેની બપોરના ત્રણ કે સાડા ત્રણ વાગે ધનજીને મળવા આવી હતી અને સાડા પાંચ થયા ત્યાં સુધી તેઓએ એકકની પડોશમાં બેસી પેટ ભરતી ખુબ વાત ચલાવી.

એનગેજમેંટ–રીંગ ફ્રેનીની આંગળીએ પહેરાવીને ધનજીએ તે ઉપર કીસ લીધી અને કહયું. "મારી ફ્રેની, મારી ખાત્રી હતી કે જયારે તું સઘળું જાણશે ત્યારે મારાં કામકાજની કદર બુજશે અને મારી રીતભાતની અને વરતણુંકની પીછાણ કરી મારે માટેનું હલકું મત દુર કરશે."

"દોલ–મારા દોલ–મારા જાનો જીગર :; તું મને પાછો મલ્યો એજ એક એવો બનાવ છે કે મારા ખુદાની મારી ઉપર ખરેખરી મહેરબાંની થયલી હું સમજુછ. જયારે મે ખરા યકીનથી દુવા ગુજારીતી કે તું ભલો હોય તો તે જાણવાનું ખુદા મને સાધન પુરૂં પાડે ને તું ભુંડો હોય તો મારાં જીગરમાંથી તારે માટેની મહોબતની લાગણી ખુદા ઉખેડી કહાડે,' ત્યારે મે તેવાંજ યકીનથી માનયું હતું કે ખુદાઇ બસારત થયા વીના રહેવાની નથી."

"પણ ડીયરેસ્ત, તું એમ બોલીતી કે જેની હું ધણીઆણી થાઉં તેના નામ ઉપર જરા દાઘની હોય અને તેને માટે લોકો વચે જરા શંકા ભી હોય તો તારી જીંદગી બરબાદ થઇ જાય. ત્યારે હવે—"

"હવે મારી જીંદગી બરબાદ નથી થઇ પણ આબાદ થઇછ. તારાં નામપર દાધ હોશે તો તે કેવો છે તે હવે હું જાણી શકીશ. મારા લવ, તેં કેવું ખમ્યું! તારી ઉપર કેવો સીતમ ગુજરયો!"

"છ વાગવા આયાછ." દોલીએ કહ્યું "હવે આપણે ફરવા જઇયે અને સાથેજ ગ્રીનના રીસ્તોરામાં ડીનર લઇશું. આપણે લોકોને દેખાડી આપીશું કે તે લોકોએ બાંધેલી અટકલ ખરીજ હતી. આપણે અદરાંયાં છીયે એવી ખાત્રી થશે અને આપણા લગન થવાની તઇયારી છે એમ તેઓ હવે જાણી શકશે. પણ એક બાબનથી જરા મને દલગીરી ઉપજેછ ડાયર ફ્રેની."

"વળી તે શું!"

"તારી સાથની મારી દોસ્તી તુટી ગઇછ એમ જાણીને ઘણાક જવાનયાઓએ તારી ઉપર આશા બાંધી હોશે અને પોતાના રસ્તામાંથી એક નડતર દુર થયલી જોઇ તેઓએ પોતાની હીલચાલ ચાલુ કરવાની ધામધુમ રચી હોશે ને તે બીચારા નાસીપાસ થશે."

"ને તેમજ વળી ઘણીક છોકરીઓ આપણો સંબંધ તુટવાથી મલકાઇ છલકાઇ ગઈ હોશે ને તારી ઉપર જાલ બીછાવવાની તઇયાર કરતી હોશે તેબી નાસીપાસ થશે. કેમ નહીં બોલ્યો!" ફ્રેની હસીને બોલી: "પણ દોલ મને કહે; તેં મારા કાકાને માફ કીધું અને

આએ ચાર લાખ રૂપયા તેને આપી દેછ તેથી તું પસતાતો નથી! એ ચાર લાખ ખોહવાથી તુંને નુકસાન તો થતું નથી?"

"જરાબી નહી. હું પસતાતો નથી કારણકે તેને માફ કરવાના એક ભલાં કામનો બદલો મને મળી ચુકયોછ અને તે એજ કે તું પાછી મને મળીછ. ચાર લાખની કીમતે તારી આએ આંગળી મેં ખરીદી એ કાંઇ નાનો જેવો સોદો થયો નથી. ફ્રેની—ખુદાની કરમો બક્ષેસથી મારી પાસે એટલું તો પુરતું છે કે એવા ચાર લાખ ચાર વખત ખોહવું તો મને સહેજબી અલવલ પુગે નહી. ખુદા સાહેદ છે— મને પસતાવો થતો નથી—મને નુકસાન થયું નથી."

"ચાલ ત્યારે આપણે ફરવા જઇયે. પણ ઉભો રહે—હું તેલી-ફોન કરીને મારા કાકાને સધ્યારો આપું. તે ગમે તેવો મુઇ છે પણ આપણે તેને માફ કરશું અને દરેક રીતની મદદ આપશું અને લાગ આવશે ત્યારે એની સુધ ઉઘાડીશું—નેકીના માર્ગે ચાલવાને સમજાવીશું."

ફ્રેની તેલીફોન કરવા ગઇ, ધનજી પોતાના ઓરડામાં ડરેસ કરવ ગયો. ધનજી આગળ ગોપાળ એકાએક આવીને ઉભો રહ્યો.

"સાહેબજી શેઠ."

"ઓહો ગોપાળ—કેમ? શું છે?"

"આખરે પેલી આવી.

"કોણ આવી?"

"વીટી ને ફ્રેની."

"હા આવી ખરી."

"અને તેનું શું થયું?"

"વીટી ફ્રેનીની થઇ—ફ્રેની મારી થઇ."

ગોપાળે ખુશાલીમાં ધનજીનો હાથ પોતાના બંને હાથોમાં પકડયો અને તે પોતાની આંખોમાં દાબી તે ઉપર ચુમી લીધી.

ધનજીએ ગોપાળને પોતાની નજદીક ખેંચ્યો અને તેને પોતાને ગલે લગાડયો અને કહયું: "ગોપાળ તમારી આગાહી ખરી પડી."

"ત્યારે હવે લગન કયારે?"

"જેમ બનશે તેમ જલદી."

આ વખતે ફ્રેની તેલીફોન કરીને પાછી આવી લાગી અને ફ્રેની તથા ધનજી ગાડીમાં બેસીને ફરવા નીકળયાં. તેઓને ઘણા દોસ્તો અને ઓળખીતાઓ મલ્યા અને ધનજીએ પોતાના મરદ દોસ્તોને પોતાના અદરાવાની ખબર આપી અને ફ્રેનીએ પોતાની સહીમીતીઓને જાણી જોઇને પોતાની આંગળી ઉપરની વીટી દેખાડી. આથી થયું એમ કે બે ત્રણ કલાકમાં તો ફ્રેની–ધનજીના એનગેજમેંટની ખબર એક મહોડેથી બીજે મહોડે ફેલાઇ ગઇ અને કેટલીક છોકરીઓ ફ્ફડી ચટકી, બબે ત્રણ ત્રણ દીકરીઓની માય બરબડી, અને કેટલાકોએ ટીચકાં ચહડાવ્યાં. 'હું તો જાનતીતીજ' 'મેં એમજ ધારેલું.' 'મારી તો ખાત્રી ઉતીજ' એવા બોલ ઘણી બાઇઓના મહોડાંમાંથી નીકળયા.

એપોલો બંદરના રેસ્તોરાં મધે ખાઇ પી છેક મોડેથી ફ્રેની અને ધનજી નીકલ્યાં અને ફ્રેનીને તેણીના હોટલમાં પુગાડવા ધનજી

ગયો. ફ્રેનીએ દોલીને કહયું : "આવ મારા ઓરડામાં; જરા વાર બેસ ને પછી જા. હવે તું મારી આગળથી એક મીનીટબી વીહીલો પડે તે મને ગમતું નથી."

"તો ચાલની હમણાજ, કોઇ મોએદને તાંહ જઇને ચોખા નખાવી આવ્યે?" ધનજી બોલ્યો; "બઇરાંઓબી કેવાં અધીરાં હોયછ તેનો તું—આવી શીખેલી ભણેલી સુધરેલી છતાં—સાબેતી આપેછ જે."

"હવે લાહેરી ના કર. આવ મારા ઓરડામાં જરા સોડા આઇસ પી ને પછી જા." ફ્રેની બોલી અને દોલી તેણીની સાથે તેણીના ઓરડામાં ગયો. ત્યાં થોડો વાર ધનજી બેઠો વાતચીત કીધી સોડા આઇસ પીધું અને પછી સાંજનું ઇંગ્રેજી પેપર તેઓએ સાથે બેસીને વાંચ્યું. તે પેપરમાં ખાસ કરીને એવી ખબર હતી કે એક તુરંગવાળાં શહેરમાં એક મોટી નાટક કંપનીએ પોતાનો જબરો મોટો મંડપ નાંખી નાટક કરવા માંડયા હતા જે મંડપ આગ લાગવાથી તદનજ તારાજ થઇ ગયો હતો અને કેટલાક બીચારા એકટરો માર્યા ગયા હતા તથા એવું ધારવામાં આવ્યું હતું કે તુરંગમાંથી નાઠેલો એક કેદી પણ તે આગમાં સપડાઇને માર્યો ગયો હતો કારણ કે આગ બુજાવવા પછી મળી આવેલી જણસોમાં કેદીઓના પોશાક જેવા અરધાં બળેલાં કપડાં મળી આવ્યાં હતાં.

આ પછી ફ્રેનીને મળી ભેટીને ધનજી પોતાને બંગલે પુગ્યો ત્યારે રાતના અગયાર વાગ્યા હતા. તેણે અગાઉથી તેલીફોન કરીને પોતાના હેડ બટલરને ખબર આપી હતી કે તે જમી ખાઇને આવ-

નાર હતો માટે માણસો નોકરો વગેરે થઇ ગયા હતા. પણ હમેશ મુજબ તેનો ડરેસીંગ–બોય તેની રાહ જોતો બેઠો હતો.

ધનજીએ પોતાના કપડાં બદલ્યાં અને પોતાના બેડ રૂમમાં તે ગયો. બેડ રૂમમાં એક ઇઝીચેર ઉપર તે લેટ્યો અને આખા દહાડામાં બનેલા બનાવો વીષે તે વીચાર કરવા લાગ્યો. તેના વીચારો અલબતાં ઘણા ખુશનુમા હતા અને તે બહુજ આણંદમાં હતો.

તે બરબડયો: "મારી એકજ આશા હવે છે ને તે એજ કે મારા નામ ઉપર દાઘ નાશ પામે અને હું દોરાબજી અમેરીકન તરીકે નહી પણ ધનજી સુરતી તરીકે લોકો આગળ જરાબી શરમાયા વના જાહેર થઇ શકું. ઓ ખુદા—કાંઇ એવું કર કે જેથી એ મારી આશા ફળે. પરવરદેગાર, મારો તારી ઉપર પુરેપુરો ભરૂસો છે, તારી કરામત ન્યારી છે, અને તારી રચેલી બાજી ઉત્તમ છે; તું મને આએ બાબતમાં મદદ કર અને મને મારા કલંકથી સદાનો મોકલો કર."

રાતના એક વાગ્યો. દોલી પોતાના પલંગ ઉપર આલોટ્યાં મારયા કરતો હતો કારણ કે તેને હજી ઉંઘ આવી હતી નહીં તેટલાં તેના ઓરડાના બારણા ઉપર કોઇએ બહારથી ટકોરા મારયા. દોલીએ જવાબ દીધો "કોણ છે! અંદર આવો."

ધનજીનો નોકર ઓરડામાં દાખલ થઇને બોલ્યો. "સાહેબ, હમણા ટેલીફોન આયોછ ને ડા૦ ફ્રેની દુબાશ તમોને ટેલીફોન આગળ બોલાવેછ–તેવણ કહેછ કે ઘણુંજ ઉતાવળનું ને તાકીદનું કામ છે."

ધનજી અજબ થયો અને સ્લીપીંગ સુટ સાથેજ ટેલીફોન આગળ દોડયો. ટેલીફોનનું ભુંગળું કાને લગાડીને તેણે પુછયું.

"અહલો! કોણ છો!"

"એ તો હું છેઉ-ફ્રેની, દોસ્રી ડીયર તું છે કે!"

"હા, હુંજ છેઉં. શું છે!"

"તું જલદી મારાં હોટલમાં આવ."

"હમણાં! રાતો રાત આવું!"

"હા-અતર ઘડીઃ જલદી આવ: મારા કાકાને એકસીડંટ થયોછ ને ઘણી ખરાબ હાલતમાં છે-તું જલદી આવ."

"પંદર વીસ મીનીટમાં આવી પુગુંછ."

ધનજીને તઇયાર થતાં અને મોટરમાં બેસી હોટલમાં જઇ પુગતાં વીશ મીનીટ પણ લાગી નહીં.

તેહમુરસ દુબાશને એકસીડંટ થયો હતો. તે બનાવ કેમ બન્યો તે આપણે પહેલાં વીગતવાર તપાસી લઇશું.

રાતના આઠ વાગે જયારે ધનજી અને ફ્રેની પોતાની ફરીને નવેસરથી સંધાયલી દોસ્તીની મોજમજાહ ભોગવતાં હતાં ત્યારે તેહ-મુરસ બહાર ગયલો પાછો પોતાના હોટલમાં પોતાના ઓરડામાં આવી લાગ્યો. તેના નોકરે તેને ખબર આપી કે કોઇ મુસલમાન તેને મળવાને આવ્યો હતો અને તેના ઓરડામાં તેની રાહ જોતો તે બેઠો હતો.

રાત પડી કોઇ મુસલમાન મળવા આવ્યો હતો એવું જાણીને તેહમુરસ ઘણોજ અજબ થયો. તે પોતાના ઓરડામાં દાખલ થયો અને જોયું કે ઓરડાની ઇલેકટ્રીક લાઇટ જોઇયે તેવી બળતી હતી નહીં પણ ડીમ હતી અને એક મુસલમાન એક ખુરસી પર બેઠેલો હતો. તે મુસલમાનનો ચહેરો તહેમુરસ બરાબર જોઇ શકયો નહીં પણ તેની મોટી કાળી દાઢી હતી અને મોટો ઓવરકોટ પહેડેલો હતો એટલું તે જોઇ શકયો.

તહેમુરસને દાખલ થતાં જોતાંજ તે મુસલમાન ઉભો થઇને બોલ્યો : "બારણું બંધ કરો."

"તું—તું કોણ?" તેહમુરસ ડરતા અવાજે બોલ્યો.

"તમે પહેલાં બારણું બંધ કરો–જલદી બંધ કરો." તે માણસ બોલ્યો.

તહેમુરસે તરતજ બારણું બંધ કીધું.



# પ્રકરણ ૩૮ મું.

——:*:——

## દાઢીવાળો મુસલમાન.

—:*:—

છુટાપણાની આજ જામ મેં પાધીછ,
ચીલ જડપ બાજી આએ રમી લીધીછ,
નવો આ પોશાક, સુરત નવી કીધીછ,
પકડનારાઓનેભી ઉલથાપ દીધીછ,
જોખમના સાગરમાં આજ પેઠો છું હું,
છેલે પાટલે ખરેખર તો બેઠો હું છું.

તહેમુરસે બારણું બંધ કરી માહેથી સાંકળ દીધી અને તે બારણા આગળજ બારણાને અઢેલીને ઉભો રહીને બોલ્યો: "તું-તું-અહીં!"

પેલા મુસલમાને સ્વીચ ફેરવીને લાઇટ મોટી કીધી અને પોતાના મોહડાંપરની દાઢી ખેંચીને કહાડી નાંખી તેનો ચહેરો હવે ખુલ્લો થયો અને કાવશજી કરાકરી તરીકે તહેમુરસ આગળ તે જાહેર થયો.

"કાઉ તું કહાંથી આયો? કેમ આયો?"

"તુરંગમાંથી આયો—નાસી આયો."

"અરે પણ તું અહીં કાંય આયો?"

"ત્યારે કહાં જાઉં?" કાઉ બોલ્યો: "તેહમુરસ બાવા, ધભરાવો ના, બેસો. ધીરજથી વાત કરયેં. મેં તો ખાંડણયામાં માથું મુકયુંછ

જેથી હવે ધપકારાથી હું બીહવાનો નથી. બેસો—એમ સુના સાવ થઇને પથરના પુતલાની માફક ઉભા ના રહેવો. ગમે તો જીવ ે વવા જરા રતી વીસ્કી સોડા પીવો—હુંબી તેમાં મદદ કરશ. આ મહીનાઓ થયા વીસ્કીનો ટેસ્ટબી ચાખ્યો નથી; મારૂ નાંખ ૦ સુકુ તસ થઇને વખવખ થઈ ગીયુછ, લાવોની, કાંઇ નાંખ બીજુવ છે કેની!"

તહેમુરસ તો ઉજળો પ્રક થયલો ઉભોજ રહયો અને કાવ જીએ આસપાસ નજર કીધી અને વીસ્કીની બાટલી બ્રેકેટ ઉ મુકેલી જોઇને તે ઉતારી તથા ખુણા ખતોલોમાં ફરી વળીને સોડા બાટલીઓ શોધી કહાડી. મજેહથી દોઢ પેગ જેટલો ગલાસ હોમાવી તેમાં દોઢ ચમચો સોડા નામીને એક ગોટે તે ગટ ગયો અને પછી ખંખાર મારીને બોલ્યો: "મને તો આઇસ વ એમ પીવા ગમે. આઇસનું પાણી છુટે ને તેથી વીસ્કીની ઝેણુ નઃ પડી જાય. કેમ શેઠજી જરા લેશો? લેવો, લેવો, જરા લેવો; મ સમ, શરમાવો ના; કાંય બોંહસ કરાવતા હોશો?"

"કાવશજી તું મને કેવી ખરાબ હાલતમાં મુકેછ તેનો ૬ ખ્યાલબી છે?" તેહમુરસ હવે એક ખુરસીપર બેસીને બોલ્યો.

"મારી હાલત હમણા કેવી છે તેનોજ ખયાલ એટલો ટોપલા ભરીને મારાં ભેજાંમાં દોડેછ કે બીજા ખ્યાલની માથા જગા થતીજ નથી. મારા ખયાલથીજ હું મરવા પડયોછ, ત તમારા ખયાલને કાંહ ગરદન મારૂં? માઇ ઓલ્ડમેન—એમ ભખર શું જાઓછ જો! તમારી પોતાની હાલત કેવી છે? જરા કહેશે દુન્યા સુખી છે કે દુખી?"

"પણ તું કેમ આવ્યો? મને કહે તો ખરો?"

"પેહેલાં એમ દોડયો અને પછી એમ ચાલ્યો ને પછી એમ દાદરપર ચહડીને તમારી આગળ આયો." બધું એકટીંગ કરી દેખાડી, દોડી ચાલીને તથા દાદર તરીકે ખુરસી ટેબલને ગણીને તે ઉપર ચહડીને કાવશજીએ દેખાડયું: "મારા સાહેબ એમ ઘભરાઇ અકરાઇને બીહકણ બાયલા શું બની જાઓછ? ધ્યાન ઠેકાણે રાખો–સાંભળો–ત્રણ દહાડાની વાત ઉપર હું તુરંગમાંથી નાઠો. રાતના ડબલ્યુ. સી. માં ગયો હતો ત્યાંથી તીરકસ ભાંજીને મેં નાસવા માંડેલું અને થોડેક છેટે એક નાટક કંપનીનો માંડવો હતો ત્યાં હું ભરાઇ ગયો. મારે માટે તરતજ શોધા શોધ ચાલી. નાટક કંપનીના માંડવાની એક ખોલીમાં હું છુપાઇ ગયો તો ત્યાં તરેહવાર કપડાં પડેલાં હતાં. આએ મીયાં ફાશીન દાઢી ને આએ કપડાં મેં પહેડી લીધાં ને મારાં તુરંગના કપડાં ત્યાં મુકી દીધાં અને ત્યાં મેચીશ પડેલી હતી તે વડે તે કપડાં ચચરાવી દઇ પાછો બહાર નીકળી નાઠો. એહ તમારે નાટકના માંડવામાં તો લંકા લાગી. આખો માંડવો દીવાળી હોલી કરવા પડયો અને તેનો દેખાવ દુરથી એવો તો ખુશનુમા લાગો કે બે ઘડી જોયા કરયે. રાતો રાત સેવક તો ચાલ્યા ચાલ્યા ચાલ્યા. આએ દગલો કોઇ ભલાં માણુસનો હોશે કારણકે એના ગજવામાંથી સવા ૯૦ રૂપયા મલ્યા. હવે જવું કયાં? ભુતનું ઠેકાણું પીપલા હેઠળ. તેમ તમે પીપલો ને હું ભુત–તમારા ડાળપાંખડા હેઠળ આપણે તો આવી ઉભા. બોલો હવે કેવું કામ બજાવ્યું. મારો નાટક બધો સાંભળ્યો! એકટર તરીકે હું નામ કહાડું ખરો કે?"

"પણ હું હઇ છેઉં એમ તે કહાંથી જાણ્યું!"

"ઇસ્ટેસનપર તમારે નામનું પારસલ આવેલું હતું. તમે મોટા ભલા ને જાણીતા શેઠ પડયા તે તમારે વરે પુનાથી કોઇએ ફુલ ભેટ મોકલ્યાં ને ફુલનો કરંડયો તરતજ ડીલીવર કરવાનો તે એક કલારક ઘાટીને નીશાની આપતો તો તે મેં સાંભલ્યું ને તેથી જાણ્યું."

"પણ તું અહીં શું ધક્કા ખાવા આયો ?"

"ધક્કા ખાવા નથી આયો પણ એમ ઇઝીચેરપર લેટવા ને એમ જરા બીજો છાંટો લેવા આયોછ ?"

"પણ તું મારી આગળ આવીને કહેવા શું માંગેછ ? બોલી મરની."

"અરે મારા બોલ્યા ગપાટ બાપુલ્યા; તમે એટલુંબી નહીં સમજતા ? હું પોંડીચરી પહોંચવા માંગુછ ને તાંહ દસકી મારી જવા માંગુછ. કેમ ? વીચાર તો મોતેબર છે કેની ? તમારૂં શું મત ? બોલો, જોઉં વારૂં."

"મારૂં મત ?—તારૂં કપાલ. મને તું કહાં નડવા આયો ?"

"તમોને હું નડતોજ હોવું તો મને તમે દુર કરો. આપુને કાંઇ ઝાઝું જોઇતું નથી. પોંડીચરી પુગવાના મને રૂ ૧૦૦ આપો ને તાંહ જીવવા જાગવા સારૂ દર સહીને રૂપ્યા ૫૦ મોકલ્યા કરશો તો મારે મનસે વાહવાહજી વાહવાહ. ને ના કહેશો તો તમારો દઓ ગુલ !"

"પણ પોંડીચરી જઇને તું રહેશે કહાં ?"

"આએ મારાં આગળાંમાં બધી ગણત્રી છે. મારો એક સગો મારા જેવો કરતુકનો પુરો છે. તે ૫૦-૬૦ હજાર રૂપયા દબાવી

પોંડીચરી વઠી ગીયોછ ને તાંહ નાલ્લુ઼ં ઘેર માંડી મોજ્યાં મારેછ. હું એ વાર તેને ઘેરે જઇને પરોણો રહિ આયોતો તેથી હું તાંહનો રાહઘાટ બરાબર જાણુંછ. મને દર મહીને તાંહ રૂ ૫૦ મળયા કરશે તો મારે મનસે મારા જેવો રાજ્ને બીજ્ને કોઇજ નહી."

"પણ તું પકડાશે તો ?"

"અરે તમે મારે વાસ્તે એમ ચીંતા ના કરોની તો. નકામું તમારૂં લોહી બરી જશે ને ચરબી તવઇ જશે ભલા આદમી તો ચીના કરીને નકામો સોહરાઇ સુકાઇ જાયછ. પકડાવશ તો પાછો તુરંગમાં જવશ—એજકેની ? તેમાં તમારા બાપ બપાવાનું શું લુટા-વાનું છે ? હમણા ચાર વરસનો સેનટેન્સ મલ્યોછ તો તે વખતે બાર વરસનો મળશે. વાતમાં કાંઇ દમ નથી. જોવો--જ્યાં સુધી તમે મને રૂ ૫૦ દર મહીને પુગાડયા કરશો તાંસુધી હું તમોને વફાદાર રહે-વશ—એમ રૂપ્યા આવતા બંધ થયા કે તેમ તમારો વાવટા ઉડયા એમ સમજી લેજો. આપણે તો ભોલાં માણસ તે બધું બોલ્લે બોલ્લું કહી દેઇયે."

."ત્યારે તું આજેજ પોંડીચરી જશે કે ?"

"આજેજ, રાતની ત્રેનમાં, અગ્યાર વાગાની ત્રેનમાં આપણી સ્વારી નીકળશે. મને જવાના ખરચનાં રૂ ૧૦૦ ને ચાર મહીનાના લવાજમના રૂપ્યા બસો એટલે બધા મળીને એકંદરે જુમલે રૂપ્યા ત્રણુસો આંપો કે પછી-અમે અમારે ગામ જઇએ રે ભાઇ રામ રામ છે !"

"પણ તું મારી પાસેથી રૂ ૩૦૦ લે ને પછી નહી જાય તો ?"

"મારા ભાઇ તમેબી કાંઇ ઉલ્લુ અડગરાજ છેઓ જો. કાંઇ મારાં મોહડાંમાંથી આડુ તીડું સાંભળવાના થયાછ? નહી જવશ તો શું અહીં રેહીને પાછો સાંકડાં બાંગડાં પહેડશ ? પોલીસ એવી ચંચલ છે કે મને પતાલમાંથી શોધી કહાડશે. વાસ્તે મારો જયા વના છુટ-કોજ નથી. અંહીં રેહીને હભત ખાયા કરૂં તેને બદલે પોંડીચરી જઇને સાહેબશોખ ફરયા કરૂં તે સારૂં કે નહીં? તમેબી કોણ જાણે અકકલ કહાં લેવા ગયા હતા? તમારાં માથામાં કોણ જાણે ભેજું છે કે ભમરડો છે?"

"ખરૂ પુછાવે તો કાઉ મને તારી ઉપર વીશ્વાસ આવતો નથી."

"તાહરે વીશ્વાસ કેમ લાવું? નાચી કુદીને કહેવું? આવીને જોવો કે હું ત્રેનમાં બેસીને જાઉંછ કે નહિ તે ખાત્રી કરો. લે ચાલો હવે મોડું થાયછ, રૂપ્યા આપી દેવો કે હું ચાલતો થાવું."

"હુંબી તારી સાથે સ્ટેશનપર આવુંછ. પછી તુંને જતો જોઇને પછીજ હું પાછો ફરશ ને તાહરેજ નચીંત થવશ."

"અરે ચાલોની-ના કોણ કાફર કહેછ. ચાલો બેઉ જણ વાજતે ગાજતે જઇએ. હું તાંહ જવા પછી મારૂં નામ બદલી નાંખશને તમારી ઉપર બરાબર સરનામુ મોકલી આપશ. કદાચ, કાલ કેવી છે. તમુનેબી એમજ કદાચ નાસવું ભાગવું પડેબી તો બેલાશક આવજો આપરે ઘેરે—શરમાતા ના જો—મારા સમ છે તમોને. ઘેર તમારૂંજ સમજજો. તમારાં કરતુકબી એવાં છે કે આખરે તમુને તેજ રસ્તો લેવોબી પડે."

"ચાલ હવે લાંબી વાત ના કર. હું તુંને રૂપ્યા ત્રણસો આપુંછ."

"ટેંકયું."

"ને તારી સાથે સ્ટેશન સુધી આવુંછ."

"વેરી મચ થેંકયું."

"ને તુંને જતો જોવા પછીજ ફરશ."

"ગ્રેટેસ્ટ થેંકયું."

"લે આએ રૂપ્યા. બધી દશ દશની નોટ છે."

"થોડા છુટા રૂપ્યા ને ચીલર હોય તો વધારે ઠીક."

"લે–આગ લગાડ. આએ અગ્યાર રૂપ્યા છુટા ને આએ બે ચાર રૂપ્યાની ચલલી પાવલી. હવે બાકી કંઈ રેહયુંછ કે?"

"રસ્તામાં ઠંડી ઘણી લાગશે. આએ તમારી વીસ્કીની બાટલી પોણી ભરેલી છે, એ કાગળમાં લપેટી લેઉં તો તમોને વાંધો તો નહીં હોય."

"લેની–લેની–બાપુ લેની–હવે ચાલની."

"પણ એક વાત કહેતાં ભુલી ગયો. તમે જાણયું કે? પેલો મારો દેલાવર દોસ્ત અને તુરંગનો જાની ગોઠયો બાળકીશણ મરી ગયો."

"મરી ગયો? તોબાહ! તોબાહ!"

"કાંય? કાંય? તમુને ઘણું લાગી આયું કે? તમારૂં દીલ ઘણુંજ નાજુક ને જીગર ઘણુંજ પોચ્ચું પચક તે લાગી આવે. રડતાં

બરતાં ના જો સપરમો દહાડો. હું જાઉં છ તે હસજો-રડીને અપ-સગન ના કરતા; મારો જીવ સુગાશેજો."

"પણ બાળકીશણા કયારે મરી ગયો?"

"આજે પંદરેક દહાડા થયા હોશે. તેની બાયડીએ એક દીકરાનો જન્મ આપ્યો ને તેની ખબર એને પુગાડવામાં આવી. તે સાંભળતાં એવો તો તે ખુશ થઈ ગીયો કે બીજેજ દહાડે તેને ધધરીને તાપ ચહડી ને ચોઠે દહાડે તો રામ બોલો ભાઇ રામ. દીકરો પનોતો જનમ્યો ખરો. એ દીકરાની જનમોત્રીને ટપકો જયારે કોઇ બનાવશે ત્યારે બાવાજીનાં મુરમાં દીકરાજી જનમ્યા એવુંજ લખાશે."

"ગરીબ બીચારો બાળકીશણા."

"પેલા દોલીથી બીહતા રહેજો શેઠ-એ તમારી મુડી ભચડી નાખવા મહેનો છે. એને જણાવતા ના કે હું પોંડીચરી ગીયોછ, નહીં તો તાંહથી એ પુટી નીકળશે ને મને હેરાન કરશે."

"વારૂં-વારૂં-હવે તું ચાલ. તું તારૂં સરનામું મને લખી મોકલજે ને હું તુંને દર મહીને રૂ. ૫૦ પુગતા કરશ." તહેમુરસ હવે ઉતાવળ કરીને બોલ્યો: "અગ્યાર વાગે ત્રેન જવાની છે ને સાડા દશ તો થવા આયા. પછી મોડું થઇ જશે તો તું રહી જશે."

કાવશે પાછી દાઢી મહોડાંપર પહેડી, પાછો તે મુસલમાન જેવો થાવો ઠોકો થઇ ગયો અને આએ બે કાફર ચંડાલોની જોડી હોટલમાંથી બહાર નીકળી.

# પ્રકરણ ૩૯ મું.

——:*:——

## આખરી એકરાર.

—:o:—

નેકી કે બદી છેવટ સુધી સાથ છે,
ખાલી હાથે આવ્યા, જતાંબી ખાલી હાથ છે.

તેહમુરસ અને કાવશજી હોટલમાંથી બહાર નીકલ્યા અને એક ટેક્ષીકેબ બોલાવી અને તેમાં તે બંને બેઠા. મોટર ચાલી પણ મોટરનો હાંકનાર કોઇ મવાલી હતો અને રાત પડેલી એટલે હાલત જરા બરગેસ્તે હતી તથા છેલ્લી વાર યાને ચોઠી વાર આખો બ્રેંડીનો પેગ શોફરે ગટાવ્યો હતો માટે મોટર હાંકવાને બદલે મોટરમાં સુઇ જવા જેવી તેની વધુ સ્થીતી હતી.

હજી તો મોટર ચાલુ થતાંજ જાણે પછવાડેથી તોપનો ગોળો આવતો હોય અને મોટરને નાસવું પડતું હોય તેમ મોટર તો એવી વીજળીની કાની દોડી કે વેલીંગટન ફાઉનટન સાથે જઇને તેણે તો ધસર કરતી ટક્કર લગાવી અને મોટરના કટકા બુકલા થઇ ગયા અને અંદર બેઠેલાઓના ખડયા મુડી થઇ ગયા. દોડા દોડીનું પુચ્છવુંજ શુ ! લોકો જમા થયા, સીપાઇ દોડયા, કોનસ્ટેબલ દોડયા અને ગાડીમાંથી તેહમુરસ અને કાવશનો ખીચડો જેમ તેમ બહાર કહાડયો. તેહમુરસને એક કોનસ્ટેબલે ઓળખ્યો અને તરતજ તે બનેને બેહોશ હાલતમાં હોટલમાં પાછા લઇને જવામાં આવ્યા અને તેહમુરસના ઓરડામાં સામ સામા બે પલંગ ઉપર આએ બેઉ જણાને નાંખ્યા.

ડાકટરો આવ્યા અને તેઓએ ચાંપતા ઉપાયો લેવા માંડયા. આ વખતે ફ્રેનીને પણ ખબર મળી હતી માટે તેણી પણ પોતાનાં ઓરડામાંથી ત્યાં આવી પુગી હતી અને તેણીની એક તબીબ તરીકેની મદદ ઘણી કીમતી થઇ પડી. જે બીજા ડાકટરો આવ્યા હતા તેઓએ પાટા પુટી બાંધ્યા, સેકપોટ કીધો; મત આપ્યાં ડોકાં ધુનાવ્યાં, અને ફી લઇને ચાલતા થયા. ફ્રેની તે બનેની જતન લેતી બેઠી અને તરતજ તેલીફોન કરીને બે નરસને તેણીએ બોલાવી અને રીતસરની સારવાર ચાલુ કીધી.

લગભગ એક વાગે તેહમુરસ સહેજ હુશીયાર થયો. ફ્રેની જોઇ શકતી હતી કે કાકાના બોટલા ઉઠમણાની તઇયારી કરવાનો વખત આવી પુગ્યો હતો, તેમજ કાકા સાથના બીજા ગોઠયા અને કાકાના બીછાણાના પડોશીની હાલત પણ ઘડી પગની હતી.

કાકા હુશીયાર થયા અને ફ્રેનીને પોતાની આગળ જોઇને બોલ્યા; "ફ્રેની તું છે કે! તું મારી સારવાર કરેછ કે!",

"હા, કાકાજી, કાંઇ કહેવુંછ?"

"કહેવાનું તો ઘણું છે, મને લાગેછ કે મારી અજલ આવી ચુકીછ."

"કાકાજી એમ ના બોલો. તમોને સાજા કરવાની હું દરેક કોશેશ કરશ કાકાજી, તમે ચુપ થઇને શાંત સુઇ રહેવો."

"ફ્રેની–તું મારી જતન લેછ પણ મેં તારે વરે શું કીધુંછ તે તું જો જાણતી હોતે તો—તો—તો—"

"હું બધું જાણુંછ કાકાજી."

"તું જાણેછ!"

"હા બધું જાણુંછ."

"ને તે બધું જાણવા છતાં તું મારી મહારત કરેછ ફરેની?"

"તે બધું હું ભુલી જાઉછ અંકલ ડીયર; તમે મારા કાકા છેઓ, એજ હું યાદ રાખુંછ. તમે મારા કાકા નહી હોતે ને કોઇ પારકા હોતે તોબી તમારી આવી હાલતમાં સઘળું ભુલી જતે ને તમારી સેવા ચાકરી કરતે."

"તું શું જાણેછ? મને કહે દીકરા."

"મારા બાવાજીનાં છેલ્લાં વીલની વાત–મારાં માયજી ઉપર આવેલાં તોહમતની વાત–દુરગાશંકરની આફીસમાંથી થયલી ચોરી અને લાગેલી આગની વાત–ધનજી ઉપર આવેલાં ખોટાં તોહમતની વાત એ સઘળું હું જાણુંછ કાકાજી, તે બધું હું ભુલી જાઉંછ."

"તે તું ભુલી જાયછ ફરેનને તું મને માફબી કરશે કે!"

"માફ કીધું. ખરાં જીગરથી મેં માફ કીધું. ખુદા તમોને માફ કરે. મારાં દીલમાં જરાબી ક્રોધ કે વેર નથી."

"હાથ આપ, તારો મને હાથ આપ. અરે ખુદા ખુદા તારી ખુબીની ખરી અસર મેં આજે જોઇ. અરે મારા બુરા અપરાધ છે તે કેમ માફ થશે! પેલો બીચારો ધનજી કહાં હોશે! તે કેમ માફ કરશે?"

"ધનજીએબી તમોને માફ કીધુંછ કાકાજી."

"તેને માફ કીધું! તે તું કહાંથી જાણે?"

"તે ધનજીને આજેજ હું મળીતી. તેને તમારી આગળ તેડું? તેને હવે તમે ઇનસાફ અપાવો. તમારા અપરાધને હવે છેલ્લી ઘડીએ એકરાર કરો."

"ફ્રેની, હું સમજી શકુંછ. તું એમ કહેવા માંગેછ કે હવે મને થોડોજ વખત જીવવાનું છે માટે તે અરસામાં મારે ધનજીને નીરદોષ જાહેર કરવો જોઇયે. હું તેમ કરવાને તઇયાર છેઉં. બોલાવો તેને જલદી બોલાવો, કોઇ મેજીસ્ત્રેટને બોલાવો, કોઇ જે૦ પી૦ ને બોલાવો કે જેથી હું જેબી કાંઇ કેહવું તે તેઓ લખી લે; મરતી વખતે હું એકબી નાનું સવાબનું કામ કરૂં કે જેથી ખુદા મારી ઉપર થોડી ઘણીબી દયા કરે.

આ પ્રમાણે મામલો હોવાથી ફ્રેનીએ ધનજીને બોલાવ્યો હતો. ધનજી આવી પુગયો તે અગાઉ તો કાવશજી પણ હોંશમાં આવ્યો અને તે પણ પોતાનું મોત નજદીક આવતું જાણી પોતાના ગુનાહોની તોજસ કરવા લાગયો.

ધનજી આવ્યો અને તેણે તેહમુરસ અને કાવશજીને દીલાસો દીધો અને ધીરજ આપી અને પોતે તેમને ખરાં દીલથી માફી બક્ષી હતી એમ જણાવ્યું. તે પછી એક ઓનરરી માજીસ્ત્રેટ અને એક જે૦ પી૦ ગ્રહસ્થ આવી પુગયો અને બીજા બે ત્રણ મોભાદાર આદમીઓને ધનજીએ બોલાવ્યા અને તેમની સમક્ષ તેહમુરસ અને કાવશજીએ પોતાના ગુનાહનો સઘળો એકરાર કરી તે લખાવ્યો અને તેની ઉપર તેઓએ બંનેએ સહી કીધી અને બીજાઓએ સાખ કીધી.

આજે દહાડે સવારે તેહમુરસ અને કાવશજી મરણ પામ્યા: જેમ ધનજીની માતા અને બહેનની એકજ દીવસે પાયદસ્ત નીકળી હતી તેમ તેજ ધનજીને ખુવાર કરનારા આ બે માણસોની પાયદસ્ત એકજ દીવસે એકજ વખતે સાથે નીકળી. અલબતતાં થોડીજ વાત જાહેર થઇ; તુરંગમાંથી નાહેલો કેદી કાવશજી કરાકરી અને કરાંચીનો લખપતી શેઠયો તેહમુરસ અકસમાતથી મરણ પામયા હતા એવી ખબર બહાર પડી અને એવું પણ જણાવવામાં આવ્યું કે મરતી વખતે તે બંને જણાઓએ ચોકકસ એકરાર કરયો હતો જે બાબત થોડા વખતમાં બહાર પડનાર હતી. થોડા દીવસ તે બાબત ખાનગી રાખવાનો ઠરાવ થયો હતો યાને તહેમુરસનું દસમુ વીંટા પછી તે બાબત જાહેર કરવાનો વીચાર રાખવામાં આવ્યો હતો.

કાવશજીની ધણીઆણી નવાજબાઇ અને દીકરી ગુલાં તથા ડા૦ જમશેદ પણ આવી પુગયા હતા પણ તેઓ કાવશજી અને તહેમુરસે કરેલા એકરારથી બેખબર હતા અને હાલ તરત તેમને તે વાત જણાવવાની અગત ધનજી અને ફ્રેનીએ જોઈ નહીં. કરાંચી તાર ગયો હતો જેથી તહેમુરસની ધણીઆણી અને છોકરાં પણ આવી પુગયાં હતાં પણ તેઓ તો તહેમુરસના મરણ પછી ત્રીજે દીવસે મુંબઇમાં આવી શકયાં હતાં. તે સઘળાંઓને ધનજીએ પોતાના બંગલામાં ઉતારો આપ્યો હતો.

ડા૦ જમશેદ પોતાના મનમાં ગુંચવાયા કરતો હતો. ફ્રેનીને તેણે ધનજીને માટે (હોરાબજી અમેરીકનને માટે) ધણીક વાત કહી સંભળાવી હતી અને તેની અસર બરાબર થયલી તેણે જોઇ હતી

પણ હમણા તો મામલો તદનજ ફેરવાઇ ગયલો. તેણે જોયો ચ ફ્રેની અને ધનજીને ઘણાજ એખલાસથી એક બીજા તરફ વરત તેણે દીઠાં તેથી તેની અજાયબીનો પાર રહયો નહીં. પણ જયારે ડ જમશેદે જાણ્યું કે ફ્રેની અને ધનજી અદરાયાં હતાં ત્યારે તો હદબહાર ગુંચવાડામાં પડયો. વળી તેહેમુરસની મઇયત વેળા સઘ ગોઠવણોમાં ધનજીને આગેવાન ભાગ લેતાં ડા૦ જમશેદે દીઠો ચ તેમજ વળી તેહેમુરસની ધણીઆણી અને છોકરાં પણ ધનજીને બ લેજ રહેલાં હતાં તે જોઇને પણ જમશેદ વમાસણમાં પડયો. ફ્રેન સવાલ પુછવાની તેની હીમત ચાલી નહીં.

ફ્રેનીએ જોયું કે જવાન જમશેદ ગુંચવાયા કરતો હ તેણીએ વીચાર્યું કે, "એ ડા૦ જમશેદ મનમાં ને મનમાં અકડ કરતો હશે અને મને દોલી સાથે પાછી દોસ્તી થઇ છે તેથી એ બા મનમાં એમજ સમજતો હશે કે એની ઉપર હું ગુસ્સે થઇ હે અને એ મારાં મનમાં હલકો પડયો હોશે. કાકાજીના દર પછી તો બધોજ ખુલાસો થઇ જશે પણ તે અગાઉ જમશે મનની શાંતી કરવી જોઇયે. મારે એને દેખાડી આપવું જોઇયે હું એની તરફ કોઇબી રીતે ગુસ્સે થઇ નથી અને એને મારે : હલકો વીચાર બેઠો નથી; પણ ત્યારે એને કેવી રીતે મનાવી લં કાંઇ યુકતી કરવી જોઇયે."

તેહમુરસનો એક મોટો ફોટોગ્રાફ ફ્રેનીની પાસે હતો. ફોટોગ્રાફની ફ્રેમ બનાવવાની હતી અને તે માટે ડા૦ જમશે મત પુછવાને મસે જમશેદ સાથે એખલાસથી વાતચીત કરવ બહાનું ફ્રેનીએ શોધી કહાડયું.

તેહેમુરસનું ચાહરમ વીટયા પછી બીજે દહાડે હોશ્પીટલમાં ફ્રેની પોતાના હમેશના કામકાજથી ફારેગ થઇ અને પછી ડા૦ જમશેદને તેણીએ પોતાની આગળ બોલાવ્યો.

"ડા૦ કુપર, એક મારી ઉપર મહેરબાની કરશો?"

"હાજી–શું હુકમ છે?"

"મારા કાકાજીનો મોટો ફોટોગ્રાફ છે જેની મારે ફ્રેમ બનાવવાની છે. સારી મજાની ફ્રેમ બનાવનારા કોઇ આરટીઝનને તમો ઓળખોછ?" ફ્રેનીએ પુછયું.

"એક પારસી ઘણી સારી ફ્રેમ બનાવેછ મેં તેની પાસેથી ત્રણ ચાર ફ્રેમ બનાવી લીધીછ. જો તમો કેહો તો હું તે ફ્રેમ જોવા સારૂં તમારી આગળ લઇ આવું. તમે જોવો તપાસો અને તમોને તે ગમતી હોય તો તેવી આપણે બીજી ફ્રેમ તમારા અંકલના ફોટોગ્રાફ માટે બનાવીશું."

"ઘણી મહેરબાની. કાલે સવારે તમે તે ફ્રેમ લઇને મારાં હોટલમાં આવજો; હું તે જોવશ ને મને જો ગમશે તો તેવી એક બનાવવા તમોને તસ્દી આપશ. માફ કરજો હં–તમોને તકલીફ પડશે, ડા૦ કુપર."

"અરે કઇ કહી નહીંરેજી, તમારી સેવા બજાવવા તો હું તઇયાર છેઉં. તમારી આગળ કાલે સવારે કેટલે વાગે આવું?"

"તમે નવ વાગે આવો, આપરે સાથેજ બ્રેકફાસ્ત લઇશું ને તાંહથી બહારોબહાર હોસ્પીટલમાં આવશું."

"જેવી તમારી મરજી." ડા૦ કુપર બોલ્યો.

આ પ્રમાણે ગોઠવણ થઇ. ફ્રેની પોતાનું કામકાજ પુરૂં કરીને પોતાના હોટલમાં ગઇ અને ત્યાંથી પોતાના કાકીને તથા છોકરાંઓને મળવા ધનજીને બંગલે જઇ પુગી.

કાકીજી શોકમાં હતાં માટે બહાર જતાં આવતાં હતાં નહીં પણ છોકરાંઓ ધનજીની ગાડીમાં બેસીને ફરવા ગયાં અને ફ્રેની તો કાકીની પાસેજ રહી. એ પ્રમાણે તે આખો દીવસ પસાર થઈ ગયો.

---

## પ્રકરણ ૪૦ મું.

——:o:——

### એ ફેટોગ્રાફ કોણનો?

—:*:—

ગયલી જે કાપીને છેલ્લી મંજલ,
ગમ સાથે જોઇ જેને ખુદની અજલ,
દુઃખ વચ્ચે જોયલી જે સુરત અસલ,
આજે હું જોઉં છ તેની પ્યારી નકલ,
જીવીને એજ ઉમેદમાં મરશ,
(કે) મરીને મુજ માતાની પાસે જવશ.

બીજે દહાડે સવારે ફ્રેનીએ પોતાના હોટલના મેનેજરને અગાઉથી ખબર આપી મુકી કે તેણીનો એક ફ્રેંડ સવારના સાથે જમવાનો છે માટે એ માણસને માટે બ્રેકફાસ્ત તેણીના ઓરડામાં મોકલવો.

બરાબર સવારે નવ વાગે ડા૦ જમશેદ સાપુરજી કુપર ફોટોગ્રાફોની ફ્રેમો લઇને આવી પુગયો. તે ચાર સબીઓ હતી. ચાર ફ્રેમ સાઇડ બોર્ડ ઉપર જમશેદે ગોઠવી અને તે ફ્રેનીએ તપાસી અને ફોટોગ્રાફોથી જરા દુર ઉભી રહી તે તસ્વીરો જોઇને બોલી: "મને એ ફ્રેમ ઘણી ગમે છે. સરટનલી–આઇ લાઇક ધેમ. એવીજ ફ્રેમ મારા અંકલના ફોટો માટે બનાવવાનો તમે ઓર્ડર આપજો. પ્લીઝ એક્સક્યુઝ મી–તમોને તકલીફ પડશે. એ ફ્રેમ કોણ બનાવેછ વારૂં?"

"એક પારસી સુંથાર બનાવેછ."

"ને આએ ફોટોઝ કોણના?"

"આએ મારા બહેસ્તી પપાનો, ને આએ મારાં માતાનો." જમશેદ તસ્વીર દેખાડતાં બોલ્યો: "આએ તો મારો પોતાનો છે એટલે તે તો તમોએ પીછાણ્યો હોશેજ."

"હા; ઘણોજ લાઇક્ લાઇક છે, ને આએ બેડી કોણ?" ચોઠી સબી તરફ આંગલી કરીને ફ્રેનીએ પુછ્યું.

"એ મારાં ગ્રાંડ મધર–મારાં મમઇ."

આ પછી તેઓ બેસીને વાતચીત કરવા લાગ્યાં અને જમશેદ ખુલ્લાં દીલથી વાત ચલાવવા લાગ્યો તેટલાં ધનજી એકાએક ત્યાં આવી પુગ્યો. અલબતાં ફ્રેનીએ તેને બહુજ હેતથી આવકાર દીધો અને ડા૦ જમશેદ કુપરને પણ સલામ કરવાની ફરજ પડી પણ ધનજીએ જમશેદ તરફ માત્ર ડોકું નમાવ્યું.

ફ્રેનીએ આ દેખાવ જોયો અને તરતજ સમજી ગઇ. ડા૦ જમશેદ કેવી રીતે ધનજી આગળ ગયો હતો અને તે કેવી રીતે ધન-

જીનું અપમાન કરી આવ્યો હતો તે સઘળું ફ્રેની જાણતી હતી કારણકે ધનજીએ તે સઘળી વાત ફ્રેનીને કહી હતી. ધનજીને જોઇને અને તેની હાજરીમાં જમશેદને કેવી અકર વકર થતી હોશે તે ફ્રેની સમજી ગઇ અને મનમાં તે રમુજ લેવા લાગી પણ તેણીએ મનમાં ઠરાવ કર્યો કે આ તકનો લાભ લઇને તેઓ બંને વચ્ચે સમાધાની કરાવવી.

ફ્રેનીએ ધનજીને કહ્યું: "દોલી, આએ એવણ ડા૦ જમશેદ શાપુરજી કુપર—મારી હોસ્પીટલમાં એક મેડીકલ ઓફીસર છે."

"હા—હું ઓળખુંછ," ધનજી બોલ્યો અને ડા૦ કુપર તરફથી મોહડું ફેરવીને તેણે બીજી તરફ નજર કીધી તો સાઇડબોર્ડ ઉપર ગોઠવેલી પેલી ચાર ફ્રેમ ઉપર તેની નજર પડી અને તેણે ડા૦ કુપર સાથે વાત કરવાના અખાડા કરવાને કારણે બીજી વાત ચલાવવા હસીને ફ્રેનીને પુછ્યુ; "આએ બધી સબી કયાંથી આવી? તું ડીયર ફોટોગ્રાફનું એક્ષીબીશન બનાવવા માંગેછ કે?"

"મારા લેટ અંકલના ફોટોને માટે ફ્રેમ બનાવવાની છે તેથી આએ નમુનો દેખાડવા ડા૦ કુપર લાયાછ—પણ દોલી, તું એમ કાંય કરેછ? શું છે—બોલની? દોલ—દોલ બોલની?"

ધનજી તો પેલી તસ્વીરો તરફ જોતો, ડોળા ફાડીને પુતલુ થઇનેજ ઉભોજ રહયો હતો. તે ધીમે કદમે તે ફોટોગ્રાફો આગળ ગયો અને જે ફોટોગ્રાફને પોતાની ગ્રાંડ મધર (મમઇ)ની તસ્વીર તરીકે ડા૦ કુપરે ઓળખાવ્યો હતો તેની આગળ જઇ તે પોતાના બંને હાથ લાંબા કરીને બોલ્યોઃ—

"માય! મારી માય!"

"દોલ—દોલ—તું એમ શું આજે કરે'છ જો; એ-તો ડા૦ કુપરના મમઇની સખી છે; બોલની—દોલ—તુંને શું થાયછ?"

"નહી—નહી—એ ડા૦ કુપરની મમઇ નથી; એ તો મારા બહેસ્તમાં આરામ લેતાં માયજી ખરશેદબાઈ છે; ઓ માયજી—માયજી!"

"મારા મમઈનું નામ ખરશેદબાઇ હતું ખરૂં." ડા૦ જમશેદ હવે બોલ્યો. "તે મી૦ અમેરીકનના માય થાય?"

"જો એવણ તમારાં મમઈ થતાં હોય તો તમે ડા૦ કુપર—નમે મરનાર શીરીનબાઈના દીકરા થતા હોવા જોઇયે, "ધનજીએ કહયું.

"હા મારા માયજીનું નામ શીરીનબાઇ હતું.

"ત્યારે તમારૂં નામ જમશેદ નહી પણ કેખશરૂ."

"મારૂં જનમ નામ કેખશરૂ હતું." જમશેદ બોલ્યો.

"ઓ પરવરદેગાર–મારા પરવરદેગાર–આએ કેવો બનાવ! કેખી તું મને નથી પીછાણતો-હું તારી માતા શીરીનનો ભાઇ થાવુંછ-તારો મામો થાવુંછ."

"મારા મામા–ધનજીશાહ સુરતી–તે તમે?"

"હા–તે હુંજ. ઓ માતા–ઓ મારા વહાલાં માય!" ધનજી પોતાની માતાની સખી આગળ ગુટણપર પડયો અને તેની ઉપર તેણે બોસો દીધોઃ "અસલને ફરીને જોવા નહીં પામ્યો પણ નકલને જોવુંછ."

"એવણ ધનજીશા સુરતી?" ડા૦ જમશેદે હવે ધીમેથી ફ્રેનીના કાનમાં લાગીને પુછયું."

"હા–ચુપ રેહો ભાઇ જમશેદ ચુપ રેહો. દોલીને એના જીગ રનો ઉભરો કહાડવા દેવો. પછી આપણે ખુલાસો કરીશું."

"પણ મારો મામો ધનજીશાહ તો તુરંગમાં—"

"ચુપ રેહો–ચુપ રેહો. એ બધું હું જાનું છ."

થોડેવાર ધનજી શાંત પડયો અને તરતતજ પરેનીએ તેને ઠંડુ પાણી પાયું અને તેનો જીવ ઠરયો. તેણે ડા૦ કુપરને પુછ્યું. "ડા કુપર તમારૂં નામ જમશેદ છે—ત્યારે કેખશરૂ નામ બદલ્યું કાંય?

"મારાં માયજી ને મમઇ મારા બચપણમાંજ મરણ પામ્ય હતાં." ડા૦ કુપરે ખુલાસો કીધો: "હું એખલો અતુલો નીરાધા થઈ પડયો. મને પારસી ઓરફનેજમાં મુકવાની ગોઠવણ થતી હત તેટલાં મારાં મરનાર પીતાના માય તરફના એક ખેસીએ મને પોતાં ઘરે રાખ્યો અને પાળયો અને તેણે મને દીકરો કરી લીધો. તે નામ શાપુરજી જમશેદજી કુપર હતું અને તેણે પોતાના બાપનું ના મને આપયું અને હું કેખશરૂ તરીકે નહી પણ જમશેદ તરી ઓળખવા લાગયો, તે બીચારો ગરીબ ગુજાશનો હતો પણ ભલો દીલસોજ હતો. તેને ને તેની ધણીઆણીએ મને બનતું સુખ આપ્ અને શીખવ્યો. હું ડાકટરની પરીક્ષામાં પસાર થયો તે પછી તેઓ મરણ પામ્યાં. આએ મારી તવારીખ છે."

"ફકી–હું તારો કમનસીબ મામો છેઉં."

"પણ તમે તો–કહેજે તમારી ઉપર–આઇ મીન તમે—"

"શરમા ના બેટા–ખુલ્લાં દીલથી કહી દે. મારી ઉપર મે તોહમત હતું અને તુરંગમાં ગયો હતો. એજ તું કહેવા માંગેછની

હમણા તો હું જાઉં છ મારૂં મન ઉસકેરાઇ આવ્યું છ. ફ્રેની સઘળો ખુલાસો તારી આગળ કરશે અને તે ખુલાસો સાંભળવા પછી તુંને એમ લાગે કે હું ધીક્કારવાજોગ માણસ નથી; મને અપમાન કરવામાં તું વાજબી નથી; અને મારી મુલાકાત લેવામાં બેઆબરૂ થવા જેવું નથી તો ગમે તો મારી આગળ તું આવજે અને તુંને આવકાર દેવાને આએ હાથ તઇયાર થઇ રહેશે." એટલું બોલી ધનજી પોતાની હેટ લઇને--પોતાની માતાની સબી તરફ ફરીને એક ગમખાર નજર ફેંકીની ચાલતો થયો.

તેની પાછળ ડા૦ કુપર ધસ્યો પણ ફ્રેનીએ તેનો હાથ પકડીને તેને અટકાવ્યો. ફ્રેની બોલી: "જવા દેવો—ડા૦ કુપર--એવણને જવા દેવો. એવણને હમણા છેડવા જોઇતા નથી. મારાથી તમારે સઘળો ખુલાસો મેળવવો એવું એવણ કહી ગયાછ માટે મારી ફરજ છે કે તમારી આગળ મારે સઘળું જણાવવુ."

"પણ ખરેખર એવણ મારા મામા થાયછ?"

"હા; એવણ ધનજીશાહ કુંવરજી સુરતી છે અને ધનજીશાહ તમારો મામો થતો હોય તો આએ દોરાબજી તમારો મામોજ છે. બેસો ડા૦ કુપર, હું તમોને સઘળો હેવાલ કહી સંભળાવું. તમો મારી આગળ મી૦ અમેરીકન માટે પહેલાં જે વાત લાવ્યા હતા તે સઘળી મે ખરીજ માની હતી."

"ત્યારે શું તે ખોટી વાત હતી?"

"ગેરસમજુતી હતી. તમે અજબ થયા હશો કે તમોએ જે બાપનો માણસ મારી આગળ ચીતારીને દેખાડયો હતો તે બાપના

તેવા ખવાસ અને ખાસીહતના માણસ સાથે એનગેજ થવાનું મેં કેમ કબુલ કીધું હશે? પણ આએ ફેરાબજી—ધનજીશાહ—તમો ધારોછ તેવો મુજી પાપી અને નીચ નથી; તમો ધારોછ તેવો ગુનાહગાર ચોર અને આગ લગાડનારો નથી. થોડાજ દીવસમાં એ સઘળું જાહેર થનાર છે પણ તે જાહેર થાય અને આખી દુન્યા તે જાણે તે અગાઉ તમારી આગળ સઘળું મારે કહેવું જોઇએ અને તેથીજ હું તમોને સઘળું કેહૂં છું."

ફ્રેની એ સઘળી વાત પહેલાંથી છેલ્લાં સુધી ડા૦ કુપરને કહી સંભળાવી અને તે ભલો જવાન્યો આ સઘળું સાંભળીને ધનજીના દુ:ખથી દાઝવા લાગ્યો અને પોતાની ધનજી તરફની વરતણુંક માટે પસ્તાવા લાગ્યો. તે બોલ્યો: "મીસ દુબાશ, તમો મારાં માય જેવાં છેઓ કારણકે હવે તમો મારાં આંટ બનશો. હું તમારી આગળ ખરેખર કેહુંછ કે મી૦ અમેરીકનને અપમાન કરીને હું પાછો ફરયો અને મારે ઘરે ગયો ત્યારે મને મનમાં એમજ મને લાગ્યા કીધું કે એક નીચ પાપી ક્રીમનલ હોય તેવો આએ અમેરીકન લાગતો નથી પણ ઉદાર દીલાવર અને ડેરો—જેનટલમેન લાગેછ. માફ કરજો-મામીજી-મને માફ કરજો-મારા મામાજીને સમજાવો કે તેવણ મને માફ કરે."

"બપોરનાં ત્રણ વાગે દોલીને ફુરસત રહેછ. પણ તમો હોસ્પીટાલમાંથી નીકળો ત્યારે તેવણને બંગલે જજો. એ એવો ગુડ-નેચરડ છે કે તમોને આવકાર દેશે અને પેટમાં દાબશે. આએ સબીબી લેતા જજો; તેવણને એ ભેટ આપજો; તમારા કરતાં તેવણને એ ફોટોગરાફ પોતાની પાસે રાખવાનો વધારે હક છે."

"ૈંક્યું. તમારી આએ એડવાઇસ માટે હું ઘણો ગ્રેટફુલ થયોછ."

હોસ્પીટાલમાં જવાનો વખત વગભગ થઇ ગયો હતો માટે તેઓ હવે ઉતાવળે બ્રેકફાસ્ટ લઇ હોસ્પીટલ તરફ રવાનાં થયાં.

---

## પ્રકરણ ૪૧ મુ.

——:o:——

## હવે બાકી શું રહ્યું?

—:o:—

નેકોનો જોવો આ ભલો અંજામ,
સુખ વચ્ચે લેવ તેમની સલામ.

ધનજી બપોરના પોતાની લાયબરેરી રૂમમાં બેસીને કાગળ લખતો હતો તેટલાં નોકરે આવીને એક કારડ આપ્યો અને તે કારડ હજી તો ધનજીએ બરાબર વાંચ્યો નહીં તેટલાં ડા૦ કુપર ઓરડામાં ધસી આવ્યો અને પોતાના મામા આગળ જમીનપર ગુટણમંડયે બેસી જઇ મામાનો હાથ લઇ તે બોલ્યો. "મામાજી—મામાજી—મને માફ કરજો."

"કેકી—દીકરા કેકી ઉઠ—આવ મને ગળે વળગ."

બેઉની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં હતાં. ૧૪-૧૫ વરસની વાત ઉપર જે આઠ નવ વરસના છોકરાંને બીંછાણામાં ઉંઘતો છેલ્લો

જોઈ પોતાની સજા ખમવા ધનજી રવાના થયો હતો તેજ છોકરાને આજે ગબરૂ જવાન બનેલાને ધનજીએ પોતાની છાતીએ દાબ્યો.

*　　*　　*　　*

ઉપલા સઘળા બનાવો પછી બે વરસ વહી ગયાં છે.

ફ્રેની એક નાના બુચાને પોતાના ખોળામાં લઇને રમાડે અને ધનજી તેણીની સામે બેસીને પોતાની ધણીઆણી તથા બેટા જોઇને મગન થાય છે અને એક તારનો સંદેશો તે વાંચે છે.

ડા૦ જમશેદ કુપર પોતાની ધણીઆણી ગુલાં અને સાસુ નવ જબાઈ સાથે મધરાસ જઇ વસ્યો છે કારણ કે કાવશજી કરાકરી નામોશીભરી હકીકત બહાર આવવા પછી ગુલાં અને નવાજબાઇ મુંબઇમાં રહેવું પસંદ પડયું હતું નહીં અને મધરાસની એક મો હોસ્પીટાલમાં ધનજીની ભલામણથી એક મોટો ઓધો ડા૦ કુપર મલ્યો હતો માટે તે ત્યાં દોઢ વરસ થયું જઇ વસ્યો છે અને ત્યાં તેણે પોતાને ત્યાં એક બેટીનો જન્મ થવાની ખબર પોતાના મામ તાર મારફતે પુગાડી છે, ને તારનો સંદેશો ડા૦ કુપરના મામા મા હરખભેર વાંચે છે.

હવે દોરાબજી કાવશજી અમેરીકન તરીકે નહીં પણ ધનજી કુંવરજી સુરતી તરીકે ધનજી પોતે ઓળખાય છે કારણ કે મરન તેહેમુરસ કાવશજી અને કુરગાશંકરના મરતી વખતના લખીત એ રાર બે વરસ અગાઉના પ્રગટ થઇ ચુકયાં છે, તે પર વાદવીવ ચાલી ચુકયો છે, પેપરવાળાઓ ઘટતા અને અણઘટતા ટીકા તે ઉ કરીને કયારના પરવારી બેઠા છે, અને ધનજી દોઢ વરસ અગાઉ

પોતાના ખરાં અસલ ધનજીના નામથી ફ્રેની સાથે પરણી ચુકયો છે—એક બેટાનો હમણા બાપ થયો છે.

ફ્રેનીની કાકી પોતાના બેટાઓ સાથે કરાંચીમાંજ રહેલી છે અને તે દીકરાઓના નામ ઉપર મરનાર તેહેમુરસની જે રૂપયા બે લાખની પુંજી બાકી રહી હતી તે ટ્રસ્ટ કરી આપવામાં આવી છે.

ગોપાળની આગાહી ખરી પડી છે. ધનજીને તેણે આપેલી કબુલાત મુજબ તેમી પરણીને ગોઠવાઇ ગયો છે અને ધનજીની નોકરીમાં રહીને તે અમન ચમન કરે છે.

બાળકીશણાની વીધવા અને તેણીના બાળક બેટા ઉપર નજર રાખવાનું ધનજીએ ચાલુજ રાખ્યું છે અને તેઓ પણ સુખમાં કાળ ગુજારે છે.

આ પ્રમાણે ચો તરફ નજર કરતાં આપણે સઘળાઓને સુખ અને સંપજ વચ્ચે આનંદમાં રહેલાં દેખયે છીએ અને તેમને તેવી રીતે આનંદમાં રહેલાં જોઇએ આપણે આએ "કાળા નાગ" ની કથાને છેલ્લી સલામ કર્યે કરીએ.



અરદેશર ખરશેદજી દેશાઈના
આધપતિપણા હેઠળ પ્રગટ થતું
હિન્દુ, મુસ્લીમ, પારસી કોમમાં
એકે અવાજે વખણાતુ માસિક

# નવરંગ.

દર માસે સુંદર વાંચનના ૭૦ સફા જાહેરાત વિનાના પૂરા પાડે છે. બે ચાલુ વાર્તાઓ, ટુંકી કથાઓ, નિબંધો, કવેતો, રમુજો આદી ગુજરાતના અગ્રગણ્ય લેખકો લખે છે.

દર સાલ એક દળદાર ફાંકડી વાર્તાનો ગ્રંથ તેના ગ્રાહકોને ભેટ મળે છે.

વાર્ષીક લવાજમ રૂા. ૪. પ્રદેશમાં રૂા. ૫.

એક કાર્ડ લખી તમારૂં મુબારક નામ ગ્રાહક તરીકે નોંધાવો.

લખો:—મેનેજર, નવરંગ,

૨૩૭, બજારગેટ, કોટ,

મુંબઇ, નં૦ ૧.

# ફલી ફાંકડાના કર્મની કહાણી!!

ફલી ફાંકડો તેના નામ પ્રમાણે ખરેખર એશકી ફાંકડોજ હતો. દેખાવમાં ટટણખાર–પોશાકમાં ટ્રીમટ્રાક બોલવા ચાલવામાં સ્ટાઇલીશ–વાતચીતમાં હસ્તો રમકડાં જેવો–અને દરેક રીતે પગથી માથાં સુધી એક ખરેખરો ટીપ–ટોપ એશકી ફાંકડો જવાંન હતો. ઉમર હશે આસરે ત્રીસેક વર્ષની અને તે ગયેજ મહીને મુંબઇની એક જાણીતી બ્યુટી–ક્વીન પટેલ સાથે અદરાયો હતો. ધણીયાંણીનું પગલું તેને ઘણુંજ ભાગ્યશાળી નીવડયું અને અદરાયા પછી બીજેજ અઠવાડયે ફલી જોન એડીશનની જાણીતી ઇમપોર્ટ આફીસમાં સાતસો રૂપ્યાના પગારે હેડ સેલસમેન તરીકે નોકરીએ રહયો. પોતાનાં એ શુભ નસીબ માટે ફલી મનમાં ઘણો હરખાવા લાગ્યો, પણ તેને થોડીજ ખબર હતી કે તેનો એ હરખ કેટલી ટુંક મુદતનો હતો!

ગયાં બહમન મહીનાના પરભને દહાડે ફલી રાબેતા મુજબ સવારના ઉઠયો અને નાહીધોઇને ડ્રેસ કરવા ગયો. માથાં ઉપર તેલ લગાડીને સેંટો પાડવા માટે તે આરસીની સાંમે જઇ ઉભો–પણ ઓહ! અજાયબીઓની અજાયબી!! આરસીમાં પોતાનું મોહડું જોતાંજ ફલીએ જબરો આંચકો ખાધો–તે ઉજળો વાખ બની ગયો–તેના મોહડાં ઉપરથી લોહીનું ટીપેટીપું ઉડી ગયું! તેણે આરસીમાં શું જોયું? તેના માથાંનાં બાલ જે કાલે રાત્રે કાળા ભમ્મર જેવા હતા, તે આજે સવારે નજલાથી એકાએક તદન ઉજળા દુધ જેવા બની ગયા હતા! આખું માથું શુદ્ધ સફેદ થઇ ગયું હતું!

તે જોતાંજ ફલીના હોંસકોંસ ઉડી ગયા! અને ઉડી જાય તેમાં નવાઇ શી! તેનો નવો સાહેબ જોન એડીશન વીલાયતથી જે માલ મંગાવતો હતો, તેનો ઉઠાવ કરવા માટે, અને

ાજારમાં ફરી ઓરડરો લાવવા માટે સારા ખેંચાણકારક દેખાવના ત્વાન્યાઓનેજ પોતાને ત્યાં સેલસમેન તરીકે તે નોકરીએ રાખતો તો—અને ફલીને બી તેનાં ખુબસુરત દેખાવને લીધેજ હેડ લસમેનની મોટા પગારની નોકરી આપી હતી.

પણ હવે ફલીનું શું થશે? માથાંના બાલ સફેદ થઇ જવા ાથ એકવારતો એ એસકી ફાંકડો જવાંન ફલી, "બુઢા જપ જેવા રામજીબા"માં ફેરવાઇ ગયો! તેનો એવો દેખાવ જોઇને સઘલાંઓ ાંનમાં ને મનમાં હસવા લાગ્યાં અને તેના સાહેબે તો હવે તેની ાથે છીટાં શોધવા માંડયાં—અને જે વખત જાય છે તેમાં ફલીને ાકરી છોડવાની નોટીસ મળે એવો રાહઘાટ જણાવા લાગ્યો.

અધુરામાં પુરૂં—ફલીના આ કમનસીબની વાત તેની અદરાયલી ણીયાંણીનાં કાંન ઉપર ગઇ અને એવા સફેદ બાલવાલા બુઢાને રણવા સાફ ના પાડી ફરી બેઠી. બે ચાર દીવસમાંજ ફલીના સરાએ કારજ તોડી નાંખવાનો સંસારો ફલીનાં કાંન ઉપર નાંખ્યો!

પડતીપર પચાસ તે એનું નામ! આ ઉપરાઉપરી આફતથી લી તો બીચારો સુનો બાવરો ને ઘેલો દીવાના જેવો બની ગયો— પાપઘાત વટીક કરવાનો વીચાર તેના મનમાં આવવા લાગ્યો! ાગુલો હસતો રમતો ફલી સદંતર ફેરવાઇ ગયો અને સાંજે કલબમાં ી ધુખરાયલાં છાંણા જેવો તે એક ખુણાંમાં બેસી રહેવા લાગ્યો. ના જાંની દોસ્ત હોમી—ફલીનો આમ નવો અવતાર જોઇને ઘણી ાટપટ થવા લાગી અને ફલીને એક ખુણાંમાં લઇ જઇને પટાવી મજાવીને તેની દલગીરીનું કારણ પુછ્યું. ફલીએ પોતાના માથાંના ાલ તરફ આંગલી દેખાડી અને તે પછી રડમસ ચેહરે પોતાની ાકરી જતી રહેવાની અને દીનું પટેલ સાથનું કારજ તુટવાની ાસ્તી દેખાડી.

હોમીએ સઘળી વાત ધીરજથી સાંભળી અને તે પછી ફૂલીની ભારે અજાયબી વચ્ચે ફૂલી તરફ કાંઇબી દયા અથવા દીલસોજી દેખાડવાને બદલે હોમી તો ફૂલીની સામે પેટ પકડીને ધુમ હસવા લાગ્યો, અને તેને હસ્તો જોઇને ફૂલીનું મુખ ગરી ગયું.

હોમીએ જેમ તેમ હસવાનું થોભાવ્યું અને તે પછી ખુબ ગેલમાં આવીને ફૂલીને કહેવા લાગ્યો—

"જા–જા, ગધેડા, તું એટલો બધો બાયલો છે, એમ હું તો નહી જાંણુતો'તો. બાલ સફેદ થઇ ગીયા તો શુ થયું–તેમાં ગભરાયછ શાંનો? મારી પાસે એવો રાંમબાંણ ઉપાય છે કે તારા બાલને પાછા સપાટામાં કાલા ભમ્મર બનાવી દેઉ! જા–હમણાજ **પરસીયનહેર-ડાઇ**ની એક શીશી લઇ આવ–અને એકજ વખત લગાડવાથી તારા બાલ પાછા કાલા ભમ્મર જેવા બની જશે!

**ફૂલી**—પણ તેથી કાંઇ બાલને નુકશાન તો નહીં થાય? ને એ શીશી મળેછ કયાં?

**હોમી**—કાંઇબી નુકશાંનકારક દવા એમાં નથી–સરકારી લેબો-રેટરીમાં એની તપાસ થયલી છે–અને ઘણી ઉંચી સરટીફીકેટો મળેલી છે. અને એ હેરડાઇ દરેક જાણીતા અને આગેવાન દવા વેચનારને ત્યાં મળે છે.

આ વાત સાંભળતાંજ ફૂલી પાછો હસ્તો રમતો બની ગયો. પરશીયન હેર–ડાઇની શીશી તે તુરતજ લઇ આવ્યો અને કલાકમાંજ તે માંથાં ઉપર લગાડયો. તેના માથાંના બાલ તુરતજ કાળા ભમ્મર બની ગયા. તેના સાહેબે તેને નોકરી ઉપર ચાલુ રાખ્યો–દીનું પટેલ સાથનું તેનું કારજ તુટતું અટકયું અને એ રીતે હોમીની સલાહથી ફૂલી સુખી થયો.